

# ઊર્મિ નવરચના

દીપોત્સવી-૨૦૩૦

તંત્રીઓ: ઈશ્વરલાલ મો. દવે-જયમલ્લ પરમાર




ધરતીની અમીરાતના પ્રમત્ત ને પ્રભાવક પ્રસંગો
ખમીર ને ખાનદાનીને વધાવતી [illegible]ઓ

# છંદાં–ગીતાં–સોરઠાં

અને

## કસુંબલ રંગના દુહાઓનો અખૂટ ખજાનો

એટલે

'ઊર્મિનવરચના'ના હૈયાં હલબલાવતા વિક્રમશીલ વિશેષાંકો

૧ – સિંહ કથા : એટલે સાવજનું રંગીલીનું ને રોમાંચક પહાડ ગજવતું પરાક્રમશીલ સાહિત્ય

૨ – અશ્વ કથા : એટલે ઓલાદ ને અમીરાતના દિલ થામતા દિલાવર :દસ્તાવેજ

૩ – નદી કથા : એટલે લાડઘેલી લોકમાતાઓના સૌંદર્ય અને સંપત્તિની પ્રાકૃતિક કથાઓ

૪ – નારી કથા : એટલે ભક્તિ અને શક્તિની પ્રેરક અને પ્રભાવક ઘટનાઓ

૫ – સૌરાષ્ટ્રની ધર્મસાધના : ધર્મોના પ્રવાહોનું ઐતિહાસિક અને આધ્યાત્મિક પુણ્યદર્શન

૬ – મેઘાણી સ્મારક અંક : એટલે લાડણઘેલા કસુંબલ કવિને ગુજરાને આપેલો અંજલિ પ્રવાહ

એકથી ચાર નંબરની દરેકની કિં. પાંચ રૂપિયા. ૫ નંબરની રૂ. ૭ અને ૬ નંબરની કિં. રૂ. બે છે. મૂલ્ય સાથે દરેક અંકના રજીસ્ટર્ડ ખર્ચના રૂ. દોઢ સાથે મનીઓર્ડર મોકલવાથી જ અંકો મોકલાવાશે. વી. પી. નહિ કરાય.

ઊર્મિનવરચના : ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ

"When a man thinks of the objects, attachment for them arises; from attachment desire is born; from desire anger arises."

"From anger comes delusion; from delusion loss of memory; from loss of memory the destruction of discrimination; from destruction of discrimination he perishes."

–Bhagavad Gita, 2–62, 63



# M/S CHETAN ENGINEERS

*Engineers Consultant, Surveyor*

*Loss Assessor*

*and*

*Approved Hydrant Contractors*

20, A. Alankar : Near Circuit House, Shahi Baug,
AHMEDABAD-380004





श्रद्धे श्रद्धापयेह नः ।

હે શ્રદ્ધા, અમને શ્રદ્ધાવાન બનાવ.

શ્રદ્ધાની જ્યોત અને

પુરૂષાર્થનો દીવો આપણો પથ પ્રદિપ્ત કરો.

"આનંદ કે શોક કશાથી આપણી સમતુલા ડગી જવી જોઇએ નહિ, ભવિષ્ય પ્રત્યેની આપણી દૃષ્ટિ ઝાંખી પડવી જોઇએ નહિ."





# ધી જુનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો. ઓપરેટીવ બેંક લી.

વણઝારી ચોક, જુનાગઢ
પોસ્ટ બોકસ નં. ૪

ટેલીગ્રામ એડ્રેસ "કુપ બેંક"
ટેલીફોન નંબર મેનેજર ૧૧૩૮-૨૦૭
૧૧૨૩-રેસીડન્સ
ચેરમેન ૧૧૩૮
એકાઉન્ટન્ટ ૨૭૮
લોનસેકસન-૨૦૭-એ.

## :-થાપણ પરના વ્યાજના દર:-

| | |
|---|---|
| **૧. ચાલુ ખાતાની થાપણ પર** | ૧/૪ ટકા |
| **૨: કોલ થાપણ** । ૩ દિવસની નોટીસ આપ્યેથી । | ૭ ટકા |
| રૂા. ૫૦૦૦/ થી રૂા: ૨૫૦૦૦/- સુધી | |
| ૧: રૂા: ૨૫૦૦૧ થી રૂા: ૧લાખ નીચે. | ૮૮ ટકા |
| ૨: રૂા: ૧લાખ અને તેથી વધુ રકમ પર | ૯૮ ટકા |
| **૩: બચત ખાતાની થાપણ** પર તા : ૧-૮-૭૪થી અમલમાં | ૬ ટકા |
| **૪: બાંધી મુદત થાપણ :-** | |
| /: ઓછામાં ઓછા રૂા: ૫૦૦ /- | |
| ૧: ૩૦ દિવસથી ૬૦ દિવસ સુધી | ૫ા ટકા |
| ૨: ૬૧ ” ૯૦ ” | ૫ાા ટકા |
| ૩: ૯૧ ” ૧૮૦ ” | ૬ાાટકા |
| ૪: ૧૮૧ ” ૧ વર્ષની અંદર | ૭ા ટકા |
| ૫: ૧ વર્ષથી ૨ વર્ષની અંદર | ૮ ટકા |
| ૬: ૨ વર્ષથી ૩ વર્ષની અંદર | ૮ાા ટકા |
| ૭: ૩ વર્ષથી ૫ વર્ષની અંદર | ૯ાા કકા |
| ૮: ૫ વર્ષથી ૭ વર્ષની અંદર | ૧૦ાા કકા |
| ૯: ૭ વર્ષ અગર તેથી વધુ | ૧૧ ટકા |

રૂા : ૨૫૦૦૦/-થી વધુ થાપણ મુકનારને એક ટકો વધુ વ્યાજ આપવામાં આવશે.
થાપણદારોની ઈચ્છા હશે તો તેને થાપણનું વ્યાજ દરમહીને તેના ખાતામાં જમા આપવામાં આવશે.
બેંકની શાખાઓની હેડઓફીસ સાથે સંખ્યા: ૨૭

**જે. એમ. વસાવડા**
મે ને જ ર



# દ્વિપોત્સવી વિશેષાંક : લોકસાહિત્યમાં પક્ષીઓ

તંત્રીઓ: ઈશ્વરલાલ મો. દવે: જયમલ્લ પરમા

વર્ષ : ૪૫ ઓકટોબર–નવેમ્બર, ૧૯૭૪: અંક ૭–૮: સળંગ અંક : ૫૩૫–૫૩૬







## ગ્રાહકો તથા એજન્ટોએ નોંધ લેવા વિનંત

* દિવાળી–અંક સિલિકમાં હશે ત્યાં સુધી ઓકટોબર–નવેમ્બરથી નવા ગ્રાહકો નોંધી શકાશે.
* કોઈપણ અંકનું વી.પી. કરવામાં નહિ આવે. લવાજમનું મનીઓર્ડર મળ્યે જ અંક મોકલાશે.
* 'લોકસાહિત્યમાં પક્ષીઓ' એ અંકની છૂટક કિંમત પાંચ રૂપિયા છે. પાંચ રૂપિયાનું મનીઓર્ડર કરવાથી મોકલાશે.

## 'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક : દેશમાં | રૂા. ૧૫–૦૦ |
| વાર્ષિક : પરદેશમાં | રૂા. ૩૦–૦૦ |

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લૉટ,
રાજકોટ (જિ. રાજકોટ)

# 'ધન્ના દિસાસ

ઈશ્વરભાઈ દવે ; જયમલ્લ પરમાર

એકવાર વિષ્ણુ ને શંકર બેય દેવનો મેળાપ થતાં એકાબીજાના કુશળ સમાચાર પૂછયા. ત્યારે વિષ્ણુ કહે : "મારા સુખની તે શી વાત કરૂં ? દરિયો ડોઈને લક્ષ્મીને હું લઈ આવ્યો ને તે પારકાની—મલક બધાના ચોરની કહેવાય છે. કામદેવ જેવો દીકરો પણ જરાય કહ્યામાં રહેતો નથી અને ત્રણેય ભુવનને કવરાવે છે. લોકો કહે છે કે શેષનાગની શૈયામાં હું પોઢું છું પણ ભવનાવેરી એ શેષનાગ ને મારૂં વાહન ગરૂડ એક બીજા સામે એવા ઘૂરકે છે કે સુખે નીંદર કરવા દેતા નથી. આમાં મારી કુશળતાની તે શી વાત કરૂં ? સુખી તો આપ એક છો."

ત્યારે શંકર કહે: "મારા સુખની તે શી વાત કરૂં ? મારો દીકરો ગણપતિ ઘરે આવે ને મારા ગળાનો સાપ એના વાહન ઉંદરને ખાવા આકળ-વિકળ થઈ મને ત્રાસ આપે. એમાં કાર્તિકેય આવે તો એનું વાહન મોર મારા ગળે વીંટેલા નાગ માથે મંડાય. પાર્વતીજી આવે એટલે એનું વાહન સિંહ ગણપતિના ગજમુખ માથે તલપે, ને જટામાં ગંગાજીને જોઈને પાર્વતીજી ધુંધળો ચડાવે. મારા ત્રીજા લોચનના અગ્નિ અને જટામાં રહેતા ચંદ્રના વેરની તો વાત થાય તેમ નથી. આ બધામાંથી છૂટકારો પામવા ઝેર પીધું તો ય મારો અંત ન આવ્યો, પછી આથી તે હું કેવોક સુખી કહેવાઉં ?"

આમ અદના આદમથી માંડીને ઠેઠ વિષ્ણુ ને મહાદેવ સુધી લાગી પડી છે એમાં કોની મૂંઝવણ ગાવી ને કોની નહિ ! હર એક માણસ કાળઝાળ કટોકટી વચ્ચે કારમો જીવન વિગ્રહ ખેડી રહ્યો છે એની વચ્ચે 'ઊર્મિનવરચના'નો 'લોકસાહિત્યમાં પક્ષીઓ' ઉપર દિવાળી અંક આપી શકાયો એનો અમને અવર્ણનીય આનંદ છે.

એક તો ઉત્તરોત્તર કાગળના ભાવ વધતા ગયા. ૧૨ રૂપિયા લવાજમમાં પોસાણ ન થતાં પંદર રૂપિયા લવાજમ કરવું પડયું. આજની મોંઘારત તો ભગવાનના ભાણા સુધી સૌને નડે છે. એમાં ગ્રાહકોએ પંદર રૂપિયા લવાજમને પણ ઉમળકાથી વધાવ્યું ત્યારે એમની ભાવના, લાગણી અને લોકસાહિત્ય પ્રત્યેની એમની ચાહનાને ધન્યવાદ દઈ ઊઠયા. એ ગ્રાહકોના ખેલદિલ પ્રેમને કારણે 'ઊર્મિનવરચના' ચાલુ રાખવાની અડપ ચડી, આજની દશામાં ખેંચવું દોહ્યલું છે તે છતાં.

આજની સ્થિતિમાં લોકસાહિત્યના વિશિષ્ટ રસથાળની પરંપરા જાળવીને આવો સમૃદ્ધ અંક આપવાની પ્રબળ લાગણી એમાંથી પેદા થઈ. ગત દિવાળી અંક આપ્યા પછી આવો વિશેષાંક આપવાની શ્રદ્ધા ડગી ગયેલી. પણ એ માટે ગ્રાહકોને, વિજ્ઞાપન આપનારા અને અપાવનારાઓને અને પોતાના અભ્યાસ, અનુભવ, વાચન અને ઉદ્યમના નીચોડરૂપે વિશેષાંકને પોતાની લેખન–સામગ્રીથી અલંકૃત કરનારા મિત્રોના પ્રેમને જ ધન્યવાદ ઘટે છે. જેમણે આખું વર્ષ વિવિધ લેખન સામગ્રીનો તોટો પડવા દીધો નથી. અને તે પણ લોકસાહિત્યને જ લગતું. વિશેષાંકોના અપૂર્વ અને અનુપમ એવા લોકસાહિત્યના ખજાના ખડકનારા લોકસાહિત્યના એ બધા લાડીલાઓને અનેકાનેક ધન્યવાદ. એમનું ઋણ તો જનાર્દન જ ફેડી શકે.

લોકસાહિત્યના એ સંશોધકો, સંગ્રાહકો, સંપાદકો અને સર્જકોની શક્તિ અને ભક્તિ વડે સાત વર્ષમાં અઢળક અપ્રગટ સાહિત્યને પ્રગટ કરી શકાયું છે, લોકસાહિત્યના ઘણા અગોચર ખૂણાઓને પ્રકાશમાં લાવી શકાયા છે. લોકસાહિત્ય તો લોકજીવન જેટલું જ અસીમ અને અગાધ છે. એનો પાર પામી શકાય તેમ નથી. પણ આજસુધી જે કાંઈ આપી શકાયું છે તેનાથી અમને ખૂબ સંતોષ છે. હવે કદાપિ ન આપી શકાય તો એનો અભરખો નથી. અનેક જુવાનો આ ક્ષેત્રે તેજસ્વી પુરૂષાર્થ ખેડી રહ્યા છે. એ બધાની કારકીર્દી વધુ યશસ્વી અને વધુ ઉજ્જવળ બની રહો એ જ નવા વર્ષની અમારી શુભેચ્છાઓ છે.

ગ્રાહકો, ચાહકો, વિજ્ઞાપકો અને લોકસાહિત્યકો સાથે વર્ષભરના પ્રકાશનનો પુરૂષાર્થ એકધારા પ્રેમથી ખેડયે જતા સુરૂપ મુદ્રિકાના સંચાલકો અને કર્મચારીઓનો અંતરથી આભાર માનીએ છીએ.

# 'આંબો સૂકી ને સલ થિયો, ફોલી ખાધો ઘણે; કોયલડી કાં ટહુકારા કરે?' તો કહે: 'આગુને ગુણે.'

(પક્ષી અંકનું પ્રયોજન)

જયમલ્લ પરમાર

ઘેર સેંકડો ફળઝાડોની લકુંબઝકુંબ વાડી હીલોળતી. ઘરના વિશાળ ફળિયાંમાં મહાકાય લીંબડાનુ કાળજૂનું તોતીંગ વૃક્ષ હીંચોળા લેતું. અમારૂં સવાર વડીલોના પ્રભાતી ગીત-કીર્તનથી ઊઘડતું. દિન બધો વિશાળ કુટુંબના વડલે ગીતો, હાલરડાં, ઉખાણા, કહેવતો ભજનભાવ ને કથાકીર્તન ચાલ્યા કરતા. સવાર સાંજ ડેલીએ ડાયરો હૂકળતો. એટલે લોકસાહિત્ય અને પક્ષીઓના સંસ્કાર ગળથૂથીમાંથી જ મળેલા.

રઝળુ જીવનને કારણે પક્ષીઓના સંસ્કારના પહેલ પડ્યા કરતા. એમાં પક્ષીઓના અંગ્રેજી લેખકો ડગલાસ દીવાર, ટી. બી. ફ્લેચર અને હ્યુ વીસલરનાં પક્ષીઓ અંગેનાં પુસ્તકો અંગેનાં પુસ્તકો વાંચવા મળ્યાં. 'કુમાર' માસિકમાં આવતી પક્ષીઓની શ્રી. (વનેચર) હરિનારાયણ આચાર્યની લેખમાળા નિયમિત વાંચતા થયા. અને ભાવનગરના સ્વ. ગજાનન ભટ્ટ લિખિત 'પંખી-નિરીક્ષણ' વાંચવા મળ્યું. આ બધાને પરિણામે પક્ષીઓમાં જીવંત રસ પેદા થઈ ગયો.

અવકાશ મળતાં રાતે કે દિવસે પક્ષી-નિરીક્ષણ માટે સીમ વગડાનો રઝળપાટ ચાલુ જ રહ્યો. એમાંથી પક્ષીજીવનની અદ્‌ભુતતાઓ, એના રૂપ રંગ, એના આહાર-વ્યવહાર, એના સુખ દુઃખની અભિવ્યક્તિમાંથી નીપજતા સંગીત અને ઉડ્ડયનની મનોહારિતાએ જીવનમાં અવર્ણનીય આનંદ ભરવા માંડયો.

જીવન-સંયોગે રાણપુરમાં 'ફૂલછાબ' સાપ્તાહિકમાં જોડાવાનું થયું. મેઘાણીભાઈના નૈસર્ગિક પત્રકારિત્વે પંખીજીવનની વિશિષ્ટતાઓ અને અજાયબીઓથી આકર્ષાઈ પંક્ષીઓ અંગે લેખમાળા શરૂ કરાવી. એ લેખમાળાના લોકભોગ્ય સ્વરૂપે સૌરાષ્ટ્રમાં ઊંડાં ગામડાં સુધી સેંકડો વાચકોમાં રસ જાગૃત કર્યો. લોકજીવનમાંથી પક્ષીઓના લોકસાહિત્યનું સ્વરૂપ કંડારાવા લાગ્યું અને આજથી ૩૩ વરસ પહેલાં 'આપણે આંગણે ઊડનારાં' નામે ૪૦ પક્ષીઓનો લોકભોગ્ય અને વૈજ્ઞાનિક પરિચય આપતા પુસ્તકનું પ્રકાશન કરી શકાયું. શ્રી. હરિનારાયણ આચાર્યે એને 'ગુજરાતી સાહિત્યને અવન્ધ્યપદ આપનાર અગ્રીમગ્રંથ' તરીકે ઓળખાવ્યો છે.

પક્ષીઓ અંગેનું ગુજરાતી સાહિત્યમાં એ પહેલું પુસ્તક હતું. ખૂબ લોકાદર પામતાં થોડા જ વખતમાં એની બીજી આવૃત્તિ થઈ અને બાળકોમાં પક્ષીઓના સંસ્કારના પહેલ પાડવા એની બાલભોગ્ય રૂપ પુસ્તિકાઓ પ્રગટ કરી તેની પણ ત્રણ ત્રણ આવૃત્તિઓ થયેલી. એ બધું ઈશ્વરભાઈ અને ભારતી સાહિત્ય સંઘને આભારી હતું.

પક્ષીઓનો અભ્યાસ વધતો જ ચાલ્યો. બીજાં ૪૦ લોકપરિચિત પક્ષીઓ અંગેની પુસ્તક લખવાની નોંધ તૈયાર થઈ ગયેલી. એને ગ્રંથાકારે વિકસાવવાના વખતે જ ૧૯૪૨ની લડાઈ આવી. અને આજની ઘડી સુધી અમારા અભ્યાસ અને અનુભવના વિષયોની જેમ બીજો ગ્રંથ બહાર ન પાડી શકાયો અને જીવન આઝાદી સંગ્રામના રપેટે ચડી ગયું.

એ રપેટામણમાં અમારા જીવનના સાથી-મિત્ર શ્રી. નિરંજન વર્માની લાંબી બિમારી આવી પડી અને ૧૯૪૦માં એમનું અવસાન થતા જીવન ચક્રાવે ચડી ગયું. સ્વરાજકાળની શરૂઆતને લઈને સામાજિક ને સાંસ્કૃતિક ઉત્થાનની અનેકવિધ પ્રવૃત્તિઓમાં ગુંથાઈ રહેવાને કારણે પક્ષીઓ અને આકાશ અંગેની સેંકડો પાનાની નોંધો અથડાતી કૂટાતી કૃથ્થો થઈ ગયેલી આજે ય નજર સામે પડી છે.

૧૯૪૪ પછી તો પક્ષીઓનાં આકર્ષણ અને અભ્યાસ ગુજરાતમાં સારી પેઠે વધવા પામ્યાં. નાનાં નાનાં ગુજરાતી પુસ્તકો પ્રગટ થવા માંડયાં. પછી

તો શ્રી. સલીમઅલી અને શ્રી. ફત્તેહઅલીની વૈજ્ઞાનિક અભ્યાસ અને સ્વાનુભવની વિદ્દ્ભોગ્ય લેખમાળાઓ શરૂ થઈ. એનાં પુસ્તકો પણ પ્રગટ થતાં રહ્યાં અને ભાવનગરના કુમાર શ્રી. ધર્મેન્દ્રસિંહજીએ એક સમૃદ્ધ ગ્રંથ અંગ્રેજીમાં આપ્યો, જેમાં શ્રી. સોમાલાલ શાહના અનુપમ ચિત્રો આપેલ છે.

આમ નેચરલ હીસ્ટરી સોસાયટી, ભારત સરકાર વગેરે તરફથી પણ વૈજ્ઞાનિક પરિચય આપતા ગ્રંથો પ્રગટ થતા રહ્યા છે. શ્રી. વિજયવાસુ, શ્રી. જોધાણી ને શ્રી. મીન પિયાસી તથા ગુજરાત સરકારે પણ પક્ષીઓનો સામાન્ય પરિચય આપતાં પુસ્તકો પ્રગટ કરેલ છે.

ગુજરાતમાં શ્રી. હરિનારાયણ આચાર્ય વગેરે તરફથી એક પ્રકૃતિ મંડળની સ્થાપના થયેલી. જેના અમે સભ્યો હતા. આવાં મંડળો હવે ઘણે સ્થળે રચાયાં છે. કચ્છના ફ્લેમીંગો અને નળસરોવરમાં આવતા પ્રવાસી પક્ષીઓએ ભારતભરનું આકર્ષણ ઊભું કર્યું છે. જસદણના શ્રી. શિવરાજકુમાર અને શ્રી. લવકુમાર વગેરે પણ પક્ષીઓના વૈજ્ઞાનિક અભ્યાસમાં ખૂબ આગળ વધતા રહ્યા છે.

પક્ષી વિશારદોની વાત કરીએ છીએ ત્યારે ભાવનગરના પક્ષી વિશારદ શ્રી. પ્રદ્યુમ્નરાય કંચનરાય દેસાઈના ઉલ્લેખ સિવાય એ યાદી અધુરી જ રહે. 'ઊર્મિનવરચના'માં જ એમના અનુભવ અને અભ્યાસની લેખમાળા ઘણા સમય સુધી ચાલેલી. વૈજ્ઞાનિક ઉપરાંત સ્વાનુભવનું તળપદું જ્ઞાન સૌ વિશેષ શ્રી. પદ્મભાઈ ધરાવે છે. એમના પિતા પાછલી અવસ્થામાં સહેજ મનફેર થઈ ગયેલા, પણ પક્ષીઓના અવધૂત સમા હતા. અમે અવારનવાર એમના નિવાસસ્થાને જઈ એમના પક્ષીપ્રેમ અને અભ્યાસનું આચમન કરતા રહેતા. ત્યારે શ્રી. ખોડીદાસ ને તો કેમ જ ભુલાય ?

દિન ગણતાં માસ ગયા ને વરસે વિસરિયાં. ઘટાટોપ ઝાડીમાં કે દૂર દૂરથી આવતા પક્ષીઓનાં કર્ણમધુર ગાન તો આજે ય કાન એટલી જ તીવ્રતાથી પકડી લે છે. એનું શ્રુતિમનોહર ગાન પકડવું કદી નથી ચુકાતું પણ એના રમણીય રૂપ રંગનું નિરીક્ષણ દૂર સુધી કરવાની દૃષ્ટિની તીવ્રતા આજે ગુમાવી છે. એ જ કારણે આકાશદર્શનનો અવર્ણનીય આનંદ ખોઈ બેઠો છું.

જીવનશક્તિ આડે અવરૂંધન ઊભાં થવા માંડયાં ને પ્રવૃત્તિઓમાંથી નિવૃત્તિ લેવા માંડયો. પરિણામે આઠેક વરસથી 'ઊર્મિનવરચના' દ્વારા લોકસાહિત્યના સંશોધન, સંપાદન અને લેખનનું વ્યવસ્થિત કાર્ય શરૂ થઈ શકયું. પણ સીધી રીતે લોકસાહિત્ય બહાર લાવી શકાય એ સ્થિતિ શકય ન હતી. બીજી બાજુ ૧૬મી સદીના જામનગરના કવિ શ્રીકંઠે સૌરાષ્ટ્રને જે રીતે વર્ણવેલું તેને લોકસાહિત્યમાં સાકાર કરવાની એક ઝંખના જીવનમાં પડેલી. એ ઝંખના નિમિત્ત બની અને લોકસાહિત્ય સિંહ, અશ્વ, નદી, નારી, ને ધર્મસાધનારૂપે અઢળક સાહિત્ય પ્રકાશમાં લાવી શકાયું. એમાં સિંહ, અશ્વ, અને નદી તો પ્રકૃતિનાં જ સ્વરૂપો છે.

છેલ્લાં બે ત્રણ વર્ષથી લોકસાહિત્યમાંથી પક્ષીઓનું સાહિત્ય પ્રકાશમાં લાવવાની ચર્ચા ચાલતી હતી. પણ એક બે મિત્રો સિવાય બીજા વિશ્વાસપૂર્વક આગળ વધવા તૈયાર ન હતા. કારણ કે સીધી રીતે પક્ષીઓ અંગેનું વિવિધ ને વિપુલ સાહિત્ય એમને હૈયે ચડતું ન હતું.

એથી આ વરસે લોકસાહિત્યમાં પક્ષીઓ ઉપર જ વિશેષાંક આપવાનું વિચાર્યું. એ સિવાય એને શોધવાના ગંભીર પ્રયાસો ન થાય. સંસ્કૃતમાં તો વિપુલ પક્ષી સાહિત્ય પડયું છે. હિંદી લોકબોલીઓમાં પણ અઢળક સાહિત્ય પડયું છે. મુસલમાનોની સત્તા આવતાં એમાં સારી પેઠે ઉમેરો થયો અને કેટલાંક વિશિષ્ટ પક્ષીઓ પાળવાનું ને એને તાલીમ આપવાનું શરૂ થયું. પણ શ્રી. મકરન્દભાઈ દવેના કહેવા મુજબ પક્ષીઓ અંગે ૧૩મી સદીનું હસ્તલિખિત પુસ્તક શ્રી. ચિદમ્બરમ્‌ને હાથ આવ્યું છે. હંસદેવ નામે એના કોઈ લેખક છે ને તે ગુજરાતી હોવાનું શ્રી. ચિદમ્બરમને જણાયું છે. સંભવ તે કે એ પહેલાં પણ પક્ષીઓ અંગે લખાયું હોય.

મિત્રોએ રસ લેવા માંડતાં એમણે જ જણાવ્યા પ્રમાણે લોકપરિચિત એવા એક એક પક્ષી ઉપર એક એક પુસ્તક ભરાય તેટલું સાહિત્ય મળે.

પણ એમાં પક્ષી અંગેની બધી વાર્તાઓ, ઉખાણાં કહેવતો, ગીતો, દુહા–છંદો વગેરે પૂરેપૂરા આપવા જોઈએ. કારણ કે લોકપરિચિત એવા દરેક પક્ષી ઉપર સંખ્યાબંધ વાર્તાઓ મળી આવે છે.

સંસ્કૃતસાહિત્યમાં તો પક્ષીઓનું સાહિત્ય પુષ્કળ પ્રમાણમાં પડ્યું જ છે. પક્ષીઓ અંગેનો વૈજ્ઞાનિક અભ્યાસ ઠેરઠેર ચાલુ છે ને એની પીછાન, નિરીક્ષણ અને રસ લેવડાવવાના પ્રયાસો પણ ખૂબ ચાલે છે. અહીં તો પક્ષીઓ પ્રત્યેના માનવભાવ અને એના સાંસ્કૃતિક મૂલ્યોનો જ પરિચય આપવાનો હેતુ રહેલો છે. એટલે લોકજીવનના વણાટમાં આવતાં પક્ષીઓના સાહિત્ય ઉપરાંત એનો નહિ જેવો જ વૈજ્ઞાનિક પરિચય આપ્યો છે. નહિ તો પક્ષીજીવન તો અનેક અદ્દભુતતાઓ અને અજાયબીઓથી ભરપુર છે. પણ અહીં એના વિશેષ પરિચયને મર્યાદા રહેલી છે. પક્ષીઓનો સાંસ્કૃતિક પરિચય પણ પક્ષીઓમાં જીવંત રસ પેદા કરવામાં અને પક્ષીજીવનની વૈજ્ઞાનિકતા તરફ લઈ જવામાં જરૂર સહાયભૂત થશે. આ સાંસ્કૃતિક મર્યાદા સ્વીકારવાના કારણે ઈતર લેખો નથી લઈ શકાયા.

લોકસાહિત્યની દૃષ્ટિએ પણ દરેક પક્ષી અંગેનું પૂરું સાહિત્ય આપવા જતાં બહુ જ થોડાં પક્ષીઓનો પરિચય આપી શકાત. એથી કેટલીક વાતો ને ગીતોનો ઉલ્લેખ કરીને જ અટકવું પડ્યું છે.

વિશિષ્ટ પ્રકારનો વિષય હોવાને કારણે બધા લેખક મિત્રોનો અવારનવાર સંપર્ક સાધીને એક બીજા શું લખવાના છે તેનો ખ્યાલ આપતા રહેલા છતાં કેટલુંક પુનરાવર્તન રહેવા પામ્યું છે, અને કેટલુંક પાઠાન્તરને કારણે પણ લીધું છે.

પક્ષી સાથે લોકજીવન વધુમાં વધુ શુકન–અપશુકનથી જોડાયેલું છે. હસ્તલિખિત ગ્રંથોમાં આવી પક્ષી–શુકનાવલીઓ ચિત્રો સહિત પણ આપવામાં આવેલી છે. પણ વિસ્તારભયને કારણે એ નથી લઈ શકાઈ.

ગુજરાતના શિલ્પમાં કંડારેલાં પક્ષીઓને આવરી લઈ શકાયાં છે. પણ અન્ય શિલ્પ–સ્થાપત્ય ભરત–ગૂંથણ, કંડારણ, જડતરકામ, આળેખ, પોથા-ચિત્રો તથા અન્ય પક્ષીચિત્રોના લેખો સમયસર ન મેળવી શકાતાં આપી શકાયા નથી.

હિંદી ભાષાઓમાં પક્ષીઓ વિષે સૌથી વધુ લોકસાહિત્ય રહેલું છે. તેમાંથી થોડું આપી શકાયું છે.

એ જ રીતે જીવનના વિવિધ ક્ષેત્રમાં ઓતપ્રોત થયેલાં પંખીઓનો આછો પરિચય આપી શકાયો છે. પણ એ બધું તો સાગરનું જળ ગાગરમાં ન સમાય તેવું છે. લોકસાહિત્યના અભ્યાસીઓ માટે આ તો એક દિશા સૂચન છે.

મુરબ્બીઓ અને મિત્રોએ વેણુ નાખ્યા ભેળું વધાવી લીધું એ માટે એમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. લોકસાહિત્યના એ બધા લાડીલાઓને અનેકાનેક ધન્યવાદ.

અધુરૂં તો અપાર મેલી દેવું પડ્યું છે. ઘણું આપી શકાય તેમ હતું, પણ આજની મોંઘવારી આડી ખાઈ થઈને પડી છે. ઘણા મિત્રોએ ઘણાં ઘણાં સૂચના કરેલાં. એમાં નજરમાં નહોતું એવું એકે ય ન હતું, પણ નાખી નજર પહોંચતી ન હતી એ પ્રશ્ન હતો.

અંકને એ કારણે પંખીઓનાં ચિત્રોથી અલંકૃત કરી શકાયો નથી. માત્ર સુશોભનને કારણે નહિ પણ આપણા પ્રજાજીવનમાં પંખી કેટલું ઓતપ્રોત છે એ બતાવવા માટે પણ સમાજજીવનના વિવિધ અંશોમાં મઢાઈ ગયેલા પક્ષીઓનો વિશદ્ પરિચય એ ચિત્રો અને વૈજ્ઞાનિક લેખો વડે આપી શકાત.

લોકસાહિત્યના સંશોધકો માટે એક વિશાળ ક્ષેત્ર આ પક્ષીઓ ખોલી આપે છે. ગીતોના, દુહાઓના અને વારતાઓના, કહેવતો અને ઉખાણાઓના ખજાના એમની સામે ખુલતા આવશે. પણ મજા તો એની પ્રકૃતિમય બનીને માણવામાં છે. પ્રકૃતિના એ લાડકવાયાંની દુનિયામાં ખોવાઈ જવામાં અદ્દભુત આનંદ રહેલો છે. લેખન કે પ્રકાશન તો એ અવર્ણનીય આનંદમાં જનસમાજને ભાગીદાર બનાવવા પૂરતાં જ હોઈ શકે. પક્ષી જગતની સમસ્યાઓ માનવજીવનની સમસ્યાઓના ઉકેલની રાહબર બનશે. એનું અનંત મનોહરી ઉડ્ડયન, રૂપ અને રંગવૈવિધ્ય, એનું પ્રેમનિષ્ઠ સ્વાર્પણ, એનો નિર્વ્યાજ પરિવાર ઉછેર, એનું સાહજિક કારૂણ્ય માનવીના રૂક્ષ જીવનને રસભરપુર ને કરૂણામય બનાવશે જો પ્રકૃતિપરાયણ બની શકીએ તો.

# પ્રજાજીવનમાં પક્ષીઓ

જયમલ્લ પરમાર

માનવીનું જીવન વધુમાં વધુ વનસ્પતિઓ ઉપર નભે છે ને વનસ્પતિઓથી જ એ વીંટળાયેલો છે. માંસાહારી મનુષ્યને માંસ પૂરું પાડનાર પ્રાણીઓ પણ વનસ્પતિના આહાર ઉપર નભે છે. વળી માંસભક્ષી મનુષ્યને પણ કેટલીક વનસ્પતિનો ઉપયોગ ખાવામાં ને દવા વગેરેમાં કરવો જ પડે છે. અનાજ, ફળો અને શાક એ વનસ્પતિ જ છે. આમ પ્રાણીમાત્રના આધારરૂપ વનસ્પતિ જગતમાંથી નષ્ટ થઈ જાય તો મનુષ્યની હસ્તી જ આ પૃથ્વી પર ભયમાં આવી પડે.

## પક્ષી: વનસ્પતિ રક્ષક

વનસ્પતિનો એકધારો ધ્વંસ કરનાર, એકધારી ખાધે રાખનાર છે નાનાં મોટાં કીટકો. પૃથ્વી પરની જીવસૃષ્ટિમાં અરધો અરધ સંખ્યા આ કીટકોની છે. એમની આહાર સામગ્રી વનસ્પતિ જ છે. આ કીટકોની ઉત્પત્તિ અને વિસ્તાર એટલો ઝડપી હોય છે કે જો થોડો કાળ એનો અનિયન્ત્રિત વિસ્તાર થવા દેવામાં આવે તો પૃથ્વી ઉપર એક તણખલું પણ ન બચવા પામે.

આવાં કાળમુખાં જંતુઓને એક માત્ર નિયંત્રણમાં રાખનાર છે પક્ષીસમાજ. કારણ કે પ્રત્યેક પક્ષી કોઈ ને કોઈરૂપે કીટકભક્ષી હોય જ છે. કેવળ વનસ્પતિ ભક્ષક મનાતાં પક્ષીઓ પણ મોં સવાદે ક્યારેક ઈયળ વગેરે ખાતાં હોય છે. એટલે આપણી ખેતી, ફળબાગ, આનંદ માણવાના ફૂલબાગ ને શોભા આપનારાં વૃક્ષોના બાગ, આપણી આંખને ઠારનારી અને પૃથ્વી પર વરસાદને ખેંચી લાવનારી, સીમ, વગડા કે લાકડું પૂરું પાડતા પહાડ જંગલની લીલોતરીનો વિનાશ કરનાર જીવજંતુઓની ઉત્પત્તિ અને વિસ્તારને રોકનાર કોઈ હોય તો તે પંખીઓ જ છે. આ કીટકોને એકધારાં વીણીવીણીને ખાયા કરતો પક્ષીસમાજ કુદરતની સમતુલાનું એક મહાન બળ છે.

## પક્ષીનું નિર્વૈતનિક ભંગીકૃત્ય

વનવગડા કે જંગલોમાં અનેક પ્રાણીઓ અને જીવજંત મર્યા જ કરતાં હોય છે. એને બાળનાર કે દાટનાર કોઈ હોતું નથી. એના કોહવાતા માંસને સાફ કરી વાતાવરણ ન બગડવા દેનાર પણ આ પક્ષીઓ જ છે. માનવ વસ્તીમાં પણ કોહવાણ સાફ કરી જનાર આ પક્ષીઓ ઉત્તમ કોટિનું ભંગીકાર્ય બજાવે છે. હવા પ્રકાશ જેટલું જ એ સહજ છે.

જગતભરની સંસ્કૃત પ્રજાઓમાં સુંદરતાના ઉપાસકો અને કલ્પનાવિહારી કવિઓ અનાદિકાળથી પંખીઓના ગુણગાન ગાતા આવ્યા છે પણ ઉપર જણાવ્યાં તેવાં વિશ્વના માનવસમાજને ઉપકારક એવાં પંખીકૃત્યોનો બહુ ઓછા માણસોને ખ્યાલ હોય છે.

## પક્ષી ને માનવ સંબંધ

કુદરતની સહસ્રાવધિ યોનિઓ માંહેની એક યોનિ સમા માનવીએ પોતાની વિશિષ્ટ બુદ્ધિશક્તિને કારણે અન્ય યોનિઓથી ઘણો વિકાસ સાધ્યો છે ખરો, પણ એ પોતાના જીવનમાં વિસ્તરી રહેલા ભોગ–વિલાસ ને રંગરાગ, પોતાની ઉન્નતિ અને આદર્શ એ બધાનું બળ કુદરત પાસેથી જ મેળવી રહ્યો છે.

પ્રત્યેક ક્ષણે કુદરતને ખોળે આળોટીને નવચેતન મેળવતા માનવીએ કુદરતનો જ ખોળો ખૂંદતાં પક્ષીજીવનમાંથી પણ રંગ અને રાગ લીધા છે; રૂપ અને નૃત્ય લીધાં છે; કલ્પના અને કાવ્ય લીધાં છે; ચિત્રકળા, શિલ્પ અને સ્થાપત્ય માટે આકાર લીધા છે. ખોરાક અને દવા પણ મેળવ્યાં છે અરે એનાં પીંછાંને પણ દેહ–શણગાર વધારવામાં નથી છોડયાં.

## પક્ષીનું રૂપ–રંગ–વૈવિધ્ય

નવી સંસ્કૃતિમાં માનવીની રૂપ, રસ, ગંધ, શ્રુતિ અને નૃત્યની આંતરિક ક્ષુધા અણપોષી જ રહ્યા કરે છે. પરિણામે વિકૃતિઓ પેદા થાય છે. ત્યારે

પક્ષી–જગતમાં અકલ્પ્ય રૂપ–સંભાર ભર્યો છે. માનવીની દૃષ્ટિ મર્યાદામાં વિસ્તરી રહેલ કુદરતને ખોળે અનંત રૂપ–વૈવિધ્ય અને રંગ–વૈવિધ્યવંતી યોનિઓમાં પક્ષીઓનું સ્થાન ઘણું ઉચ્ચ છે. ઊંડા જળનાં મત્સ્ય વગેરે જીવો અને પતંગિયાં સિવાય પ્રાણી-સૃષ્ટિમાં માત્ર પંખીઓમાં જ આટલા વિવિધ ને મનોહર રૂપરંગના સંભાર જોવામાં આવે છે,

## પંખીઓનું વિલક્ષણગાન

પક્ષીઓના સમૂહગાનના પ્રાતરવિધિથી બહેરા સિવાય બીજું કોણ બેખબર હોઈ શકે? કોઈના ગમા અણગમાની પરવા કર્યા વગર અણથક રીતે એ વહેતું હોય છે. પંખીઓ મિથ્યા પ્રલાપમાં સમજતાં નથી. એના પ્રત્યેક ધ્વનિ પાછળ કોઈ ને કોઈ હેતુ હોય છે જ. ગાન અને અગાન એવા ભેદ એમાં નથી હોતા. એમના કંઠમાંથી તો જે અવાજ નીકળે તે બધાં ય ગાન.

પંખીગણમાં પ્રત્યેક લાગણીનો ઉદ્બોધક શબ્દોચ્ચાર એ સંગીત જ હોય છે. ક્રોધનું, પ્રેમનું, બીકનું, વેદના–વિરહનું એમ વિવિધ લાગણીઓને વ્યક્ત કરનાર મધુર અને હલકભરી અથવા કર્કશ અને કઠોર કે અસંબદ્ધ પ્રલાપ સમી પક્ષીઓની ઉચ્ચાર પરંપરા પણ સંગીત જ છે.

## ગાન અને નૃત્ય વૈવિધ્ય

જાતીય આકર્ષણના મદે ચડેલાં પંખીનું ગાન, આંતરિક પરિતૃપ્તિનું ગાન, સમૂહવૃત્તિનું ઘોષણાગાન, અદશ્ય બનેલા સાથીને બોલાવવાનું ગાન, સમૂહ–સંચાર અને વિખૂટા પડતાં થતું પંખીગાન, અપૂર્વ રસનિષ્પતિ કરનારાં હોય છે. આવાં લોકોત્તર ગાનની ખૂબી પંખીની વિશિષ્ટ લાગણીઓને આભારી છે. એના હૈયાના ઊંડાણમાંથી આવતા દર્દીલા ગાનના દર્દે માનવીને હલબલાવી નાખ્યા છે. એક કાગડાના વ્યવહારને નોંધતાં ૪૯ ભિન્ન ભિન્ન ઉચ્ચારો નોંધી શકાયા છે.

માનવીએ ઊર્મિઓના આવિર્ભાવોને મુદ્રા, અભિનય અને નૃત્યરૂપે સાકાર કર્યા, છતાં એના નિષ્ણાત નૃત્યકારોને પણ પક્ષીજીવનમાં રહેલા નૃત્યનું નિરીક્ષણ કર્યા કરવું પડે છે. કારણ કે પંખી–નૃત્યની સાહજિકતા ને તરલતા હજી માનવી સિદ્ધ કરી શકયો નથી. ઊર્મિઓથી ઉન્મત્ત છતાં પંખી અજાગૃતપણે જ નૃત્ય ખેલ્યે જાય છે. આ નૃત્ય વિધિ અવિરતપણે ઋતુએ ઋતુ પ્રમાણેના પક્ષીઓનો નિર્બંધપણે ચાલ્યા જ કરે છે.

## અદ્વૈતનો ઉપાસક માનવ

કુદરતના જળ–સ્થળ પર દૃષ્ટિમર્યાદા અને કલ્પના વિસ્તારમાં જે જે જીવોના, જે જે ભવ્યતાના કે જે જે ઉન્નત તત્ત્વોના સંસર્ગમાં માનવી આવતો ગયો ને અગમ્ય બળોનું મહદ્ દર્શન પામતો ગયો ત્યાં ત્યાં તે પોતાનું અહં ગાળતો ગયો છે. એથી એણે પશુ, ઝાડ, કીટક–જીવજંતુને પોતાનાથી જુદા નથી ગણ્યા. માનવજીવનના એક અનિવાર્ય અંગ તરીકે સ્વીકારીને એને સળંગ જીવનમાં સ્થાન આપી દીધું છે.

એણે પશુ–પંખીઓને મિત્ર બનાવ્યાં, પુત્ર બનાવ્યાં, પિતૃ બનાવ્યાં અને દેવ તરીકે પણ સ્થાપ્યાં. પૂજનીય ગણીને પૂજા–ચર્ચા પણ કરી.

વનસ્પતિ સંરક્ષણની પક્ષી ઉપકારતા તો આપણે પ્રારંભમાં જ વિચારી ગયા. એ જ રીતે નિર્વેતનિક ભંગીકાર્યનું પણ વિચારી ગયા કાળાંતરથી માનવ સમાજને મહાગંદકીથી આ પક્ષીઓ જ બચાવી રહેલ છે.

પક્ષીઓના પીંછાનાં શણગાર તો આદિ માનવથી આજસુધીની આધુનિક ગણાતી રમણીઓ કરતી આવી છે. એને કારણે અસંખ્ય પક્ષીઓના ભોગ લેવાય છે. માત્ર શાહમૃગ મોર કે એવાં જ પક્ષીઓના નહિ પણ ચોમાસા ટાણે બગલાને ઊગતાં મુલાયમ પીંછાં માટે એનો રીતસરનો ઉછેર કરવામાં આવે છે. કરોડો રૂપિયા આવા Egret farmમાંથી મેળવાય છે.

## પક્ષીઓ : ખાદ્ય પદાર્થ તરીકે

આપણા જીવનમાં પંખીઓનું સ્થાન આદિકાળથી આપણા પૂર્વજોએ સ્વીકાર્યું હશે. ધન–ધાન્યની ઉત્પત્તિ જ્યારે ન હતી અને માનવી જ્યારે વનફળ કે

શિકાર કરીને માંસાહાર પર નભતો હતો. ત્યાંથી કદાચ પક્ષીજગત સાથે સંબંધમાં આવ્યો હશે અને તેના દેહ તેમ જ ઈંડાંમાંથી ખોરાક મેળવ્યો હશે. એ સિવાય કાંઈ શુકલ યજુર્વેદમાં સોનેરી લક્કડખોદને (સુવર્ણ-પૃષ્ઠ લક્કડખોદ; शतपत्र दर्विदा) યજ્ઞબલિ તરીકે સ્વીકાર્યો હશે? એ સિવાય પણ યજ્ઞબલિઓની નામાવલિમાં પક્ષીઓનો ઉલ્લેખ હોય છે જ. યજ્ઞબલિ જ શા માટે? અથર્વ-વેદમાં તો શ્યેનયજ્ઞ ની વિધિ પણ છે. શ્યેનયજ્ઞ એટલે શકરાયજ્ઞ. જેમ શકરો પોતાના શત્રુ-સમુદાય પર ઝપટ મારીને વિજય મેળવે છે તેમ જેને પોતાના શત્રુઓ સામે વિજય મેળવવો હોય તેઓ આ યજ્ઞ કરતા. અને અત્યારે પણ આપણો અહિંસક ગણાતો ભારતવર્ષ કેટલાં બધાં પંખીઓને આહારમાં સ્થાન આપીને બેઠો છે? તે મોર અને તેતર ખાય છે, હોલો અને કબૂતર ખાય છે, કુંજ અને અનેક જાતની આડચો ખાય છે, ટર્કી અને એવાં અનેક પંખીઓની પરદેશમાંથી આયાત કરીને પણ ઉડાવી રહેલ છે. ઈંડાં માટે કેટલે બધે ઘેર કૂકડા અને તેતર પળાય છે? અને આજે તો નિરામિષાહારીઓમાં પણ ઈંડાં અને ચીકન ખાવામાં બાધ નથી એટલે સુધી ચર્ચા આવી પહોંચી છે.

## પક્ષીઓ : દવા તરીકે

એ રીતે નરી જીવન-જરૂરિયાતની દૃષ્ટિએ જોઈએ તો, ખાદ્યપદાર્થ બાદ પંખીઓનો-યાકુતીઓમાં અસંખ્ય રીતે ઉપયોગ થાય છે. જેમ વનશ્રીનો આહાર કરતાં કરતાં, અમુક વનસ્પતિઓ દવા અર્થે આપણા સમાજે તારવી, એ જ રીતે પંખીનો ભક્ષ્ય કરતાં કરતાં જ એના દેહમાંથી દવાઓ શોધાઈ લાગે છે. એ માટે કાંઈ ઓછા અખતરા થયા નહિ હોય. આપણા ચરક, સુશ્રુત અને ધન્વંતરિ સમા મહાવૈદ્યોએ પંખીઓનાં અંગોની અનેક દવાઓ સૂચવી છે. યુનાની દવાઓમાં તો યાકુતીઓ બનાવવામાં ઠેર ઠેર પંખીઓનો ઉપયોગ થાય છે. આવી શાસ્ત્રીય વૈદક શાખાઓને જવા દઈએ તો, દવાનું જરાયે શાસ્ત્રીય જ્ઞાન ન ધરાવતા આપણા ગ્રામસમાજમાં કાનના દુઃખાવા પર મોરનો પગ તેલમાં કકડાવી નખાતાં તેનાં ટીપાં; સ્ત્રીઓના સુવારોગ પર અકસીર ગણાતા પંખી [આપણા ગિર-આબુમાં થતા] ચિલોત્રાનું માંસ; શક્તિ અને આયુવર્ધન માટે ચકલાંની જીભનો શેરવો; પથરી વાળો કે ગૂમડાં તોડવા વિવિધ વસ્તુઓ સાથે વપરાતી પારેવાંની હગાર; ક્ષયમાં કાકડિયા કુંભારનું માંસ; સામાન્ય તાવમાં ઉત્તર હિન્દમાં વપરાતી લાલ મુનીઆ-આવી અનેક રીતે રોજના જીવનમાં ઔષધરૂપે કામ આવી રહેલ છે.

## પક્ષીપાલન

પક્ષીઓનો દર્શનાનંદ આદિકાળથી માનવી મેળવતો આવ્યો છે. સમૂહ બાંધીને રહેતો થતાં એણે પક્ષીઓ પાળવાની, પકડવાની, દ્વંદ્વ યુદ્ધ ખેલવવાની શરૂઆત કરી ને એ માટેની રાજ્યોમાં અલગ વ્યવસ્થા પણ ગોઠવી. મુગલ ચિત્રકળામાં શકરા બાજ એ કારણે વિશેષ દેખાય છે. પોપટ તો પળાતા જ આવ્યા છે ને તેતર, બુલબુલ, કૂકડા, લૌવા, ચંડૂલ, અગન, મેના, ભરત, શામા, શૌબીગી, હૈયડ, શક્કરખોરા, પોપટ, પીદ્દાં ને ભીમરાજ વગેરે પળાતા જ આવ્યા છે.

'આવો', 'બેસો' એવા એકાદ બે ચાગલા બોલ લવતા પોપટને પાંજરામાં રાખવામાં મહત્તા મનાઈ છે. એ પાંજરું રિદ્ધિસિદ્ધિવંતું ગણાયું છે, એટલે જ લગ્નગીતમાં ગવાયું છે કે :

> લાશ કચે લખમી કિયે ઘર જાશું ?
> જે ઘર પોપટ પાંજરાં

## પંખીઓમાંથી સ્વર ને લય

પંખીઓના ગળામાં ઝણકી રહેલ અસંખ્યાત શ્રુતિઓનું જ્ઞાન આપણા જૂના સંગીત-શાસ્ત્રીઓને હોવું જ જોઈએ. એ કારણે તો આપણા પૌર્વાત્ય સંગીતના પાયારૂપ ગણાતા 'સારેગમ'ના સ્વરો પંખીઓની બોલીમાં જોવા માટે તેમણે પ્રયાસ કર્યા દેખાય છે.

> षड्जं मयूरो वदति, चातको ऋषभं तथा
> अजो विरौति गांधारं, क्रौंचः क्वणति मध्यमम् ।
> पुष्पसाधारणे काले कोकिला वदति पंचमम्

अश्वश्च धैवतं चैव, निषाद च गजस्तथा ॥

(संगीत-मकरंद, प्रथम पाद श्लोक १३-१४)

મોર ષડ્જનો સૂર [સા] બોલે છે અને ચાતક ઋષભનો (રે) સૂર. બકરો ગાંધાર [ગ] અને ક્રૌંચ મધ્યમ (મ) સ્વર ઉચ્ચારે છે. વૃક્ષોને પુષ્પ આવે ત્યારે કોયલ પંચમ [પ] સ્વર બોલે છે. ઘોડો ધૈવત (ધ) અને હાથી નિષાદ સ્વર [નિ] ચિત્કારે છે.

ઠેઠ 'શુકલ યજુર્વેદ'ના 'प्रातिसारव्य'માં પણ ઉલ્લેખ મળી આવે છે કે–

त्रिमात्रां तु शिखी बूते,

नकुलस्त्वर्धमात्रिकः ।

મોર ત્રણ માત્રા જેટલું બોલે છે અને નોળિયો માત્ર અર્ધી માત્રા.

એ પછી તો સંગીતના અન્ય શાસ્ત્રીય પુસ્તકોમાં પણ પંખીઓના સ્વરને સ્થાન મળ્યું છે. 'સંગીત રત્નાકરના' 'નાદશ્રુતિ પ્રકરણ'માં પણ તેવો ઉલ્લેખ મળી આવે છે અને માગધી ભાષામાં રચાયેલા જૈનોના 'अनुयोग द्वारसुत्र'માં પણ તેવો ઉલ્લેખ નીકળે છે.

## મહાપ્રસંગોના કારણભૂત પક્ષીઓ

દિતિ અને અદિતિના પુત્ર ગરૂડ ને સાપની લડાઈમાંથી વનવાસી આર્યોએ સાપથી ઉગરવા ગરૂડનો સ્વીકાર કર્યો લાગે છે. ક્રૌંચ-વધમાંથી ઋષિ વાલ્મીકિએ સંવેદના અનુભવી રામાયણ સર્જ્યું. રાવણને જટાયુનું યુદ્ધ રામાયણમાં અમર બની ગયું છે.

એ ગરૂડને મગધરાજે ધ્વજમાં સ્થાપ્યો, આબુ-આરાવળમાં ઉન્મુક્ત વિહરતા કુકુટ-કૂકડાને સિદ્ધરાજ જયસિંહે ગુજરાતના ધ્વજમાં સ્થાપ્યો. મયુર નૃત્યની અપરૂપ શોભાથી શાહજહાંએ મયુરાસન બનાવ્યું. શિબિરાજાની પાસે હોલો પહોંચી ગયેલો તેમ મૂળી પાસે પરમારોના પડાવમાં જીવ બચાવવા ઘૂસી ગયેલ તેતરને કારણે ચભાડો ને પરમારો વચ્ચે યુદ્ધ ખેલાયું. આવા તો અસંખ્ય પ્રસંગોના કારણભૂત પક્ષીઓ બન્યાં છે.

રૂપદર્શન, નૃત્યદર્શન, ગાન-શ્રવણ, અને તત્ત્વદર્શન ઉપરાંત માનવીના જીવનવ્યવહારમાં પંખી વણાતાં જ ગયાં વાર્તા, કથા, ગીત, કહેવત, ઉખાણા, રૂપકો, ભજનો અને ઉપમા-અલંકારરૂપે.

## પંખીઓમાંથી ઉપમા અને લક્ષણ

રૂપદર્શન તો માનવીએ પંખીસૃષ્ટિમાંથી ખૂબ મેળવ્યું છે. માનવીના નાકને 'પોપટની ચાંચ જેવું' કે 'ગરુડની ચાંચ જેવું' કહીને, તેની સાથે સરખામણી કરવામાં ગૌરવ લીધું છે. એ જ રીતે અન્ય એકેએક અંગપ્રત્યંગમાં પણ સરખામણી કરીને ગૌરવ લીધું છે. 'આંખ તો ખંજન જેવી.' પ્રેમથી મસ્ત આંખો 'પારેવા જેવી,' 'ગભરૂ-હોલડી જેવી, પારેવી જેવી.' કોમળ 'કુંજના બચ્ચા જેવી,' તીક્ષ્ણ આંખો 'બાજ જેવી, શકરા જેવી, ખેરા જેવી,' કંઠ, 'કોયલ જેવો,' 'ધોળાં બગલાની પાંખ જેવાં.' એ જ રીતે વિરુદ્ધના છેડાનાં રૂપક પણ પંખીમાંથી જ શોધ્યાં છે. કલબલાટ કરતી 'કાબર જેવી,' 'માથું, સુગરીના માળા જેવું,' ઘૂડ જેવો.' સ્ત્રી-સ્વરૂપ વર્ણનમાં હંસ, ઢેલ, સારસ, ચકવી, ચકોર, કપોત, કોકિલા ને કીર વગેરેનાં રૂપ-લક્ષણ સાથે સરખામણી થયેલ છે.

અને જેમ રૂપદર્શનમાં તેમ જ રંગમિશ્રણમાં પણ માનવીને પંખીઓના દેહ પર છલકતા રંગો મદદગાર થયા હશે. 'પોપટિયો' 'મોરથુથુ' એવા કેટલાક રંગનાં નામ પણ પંખી પરથી જ પડયાં છે.

પંખીનાં માત્ર અંગ જ શા માટે? કેટલાંકનાં તો નામ પણ આપણે નખશીખ અપનાવી લીધાં છે. હંસરાજ, હંસાબેન, મોરભાઈ, ઢેલીબેન, પોપટલાલ, મરઘાભાઈ, ચકાભાઈ નામ ગામડાં કે શહેરમાં પુષ્કળ મળી રહેશે. મોરના સૌંદર્યથી મુગ્ધ બનીને અનેક ગીતો રચાયાં અને આજે ય ખૂબ ગવાય છે.

મોર તું તો આવડલાં રૂપ કયાંથી લાવ્યો રે
મોરલો મરત લોકમાં આવ્યો–

અને એવા મોરને મારવામાં પાપ ગણાવી મનાઈ ફરમાવી કે–

મોરલિયો નવ મારિયે રે,
ડુંગરાનો રખવાળ મારા વા'લા–

અને મોરના અનુપમ પીછાંને સાવરણી અને વીંઝણામાં, તંબૂરના ગુચ્છમાં અને એવી અનેક રીતે લોકોએ વાપરી જાણ્યાં. અરે કૃષ્ણ ભગવાનનો મુગટ

પણ મોરપિચ્છ વગર અધૂરો લાગ્યો

## પંખીઓ ઇષ્ટદેવને સ્થાને

પોતાના ઈષ્ટદેવનાં વાહનો લોકો આવાં સુંદર પંખીઓમાંથી ન કલ્પે તો ક્યાંથી કલ્પે? મોર તો સરસ્વતી અને ભગવાન કાર્તિકેયનું વાહન; પયગંબરોનો દુલદુલ પણ મોર જ. ગરુડ વિષ્ણુ ભગવાનનું વાહન. સમળી ભગવાનના દરબારની ઘોડી, તો પારેવાં ભગવાનનાં બ્રાહ્મણ. એથી ય આગળ વધીને પોતાના ઈષ્ટદેવોને તેમણે પંખીને સ્વરૂપે નીરખ્યા. સમળી માતા કાળકાનું સ્વરૂપ, તો દેવચકલી માતા ખોડિયારનો અવતાર. નીલકંઠ (ચાસ) ભગવાન શિવનું સ્વરૂપ તો હોલો અગ્નિનું સ્વરૂપ. મોર ઈંદ્ર ભગવાનનું સ્વરૂપ તો વિષ્ણુનું વાહન ગરુડ પણ મૂળ તો અગ્નિનું સ્વરૂપ.

પણ આપણો સમાજ તો આગળ વધ્યો. એણે પક્ષીને જીવનથી જુદું ગણ્યું જ નહિ. પક્ષીયોનિ અને માનવ–યોનિ વચ્ચેના ભેદ જ મિટાવી દીધા. એ કલ્પના–વિહારમાં પંખીઓ પણ માનવીની જેમ જ જાણે બોલતાં–ચાલતાં અને હરતાંફરતાં દેખાય છે; તેઓ પણ દુઃખ પામે છે અને સુખી થાય છે, ભૂલ કરે છે ને શાપ પામે છે. શાપિત માનવી પંખી થાય છે અને વરદાન પામેલ પંખી માનવદેહ મેળવે છે.

## માનવવૃત્તિના પડછંદા

ગૌતમ ઋષિનાં પત્ની અહલ્યા પાસે જાર–કર્મ માટે પહોંચેલો ઈંદ્ર શાપિત થઈને મોરને રૂપે પૃથ્વી પર પડે છે ને અપરૂપ સૌંદર્ય અને નૃત્ય ધરાવતો છતાં પોતાની અસંખ્ય ઢેલડીઓને ભોગવી શકતો નથી. મહાજ્ઞાની શુકમુનિ આગલે અવતાર પોપટ હતા, તો કોઈ શાપિત ઋષિ કાગભુશંડીનો અવતાર પામ્યા હતા. એ જ રીતે લોકકથાનકોમાં બગડાલમ ઋષિ પણ આવે અને રાક્ષસનો જીવ પાતાળમાં મૂકેલ કોઈ પીંજરમાં પૂરેલ પોપટ સાથે સંકળાયો હોય, જેના મોતે રાક્ષસનું પણ મોત લખાયું હોય.

માનવીએ તો પંખીયોનિ સાથે આટલો સહચાર સાધીને એનાં સ્વરૂપોમાં માનવ–સ્વભાવની વિવિધ વૃત્તિઓના પડછંદા પાડયા છે. 'તલ...તેતલા...તલ...તેતલા' એવા સ્વર બોલતાં તેતરની બોલીમાંથી પત્નીના બોલથી ભરમાઈ જઈને પોતાની બહેનને મારી નાખનાર અવિચારી ભાઈનો જીવ બોલતો હોય છે; તો 'તે' તે–'એવા તેંકારા કરતાં લેલાં વહાલસોયા ભાઈને ખેંચાખેંચીને મારી નાખનાર સાત બહેનોને રજૂ કરે છે. 'મગ ભરડું કે ઠાં...કરા' એવા લાંબા લહેકાથી બોલતું કાળું તેતર પૂર્વાવતારમાં પોતાને દળાવી દળાવીને મારી નાખનાર સાસુની વહુ જાણે કે ઠેકડી કરી રહી છે અને 'કરતી...તી વ્રત' એવા ઉચ્ચાર કરીને પાણી–કાંઠે ભટકતી ટિટોડી જાણે પુત્રેપણા ધરાવતી છતાં અધૂરાં વ્રત તોડનારી કોઈ સ્ત્રીનું સ્વરૂપ બતાવે છે.

## જન્મથી માંડીને મૃત્યુ સુધી

આમ છૂટક છૂટક શા માટે? હજી કુદરતની વિશેષ નજીક રહેતાં આપણાં ગ્રામજનોએ તો બાલ્યકાળથી માંડીને મૃત્યુ સુધી, અને એક સવારથી માંડીને બીજી સવાર સુધીના ચોવીસે કલાકના જીવનવ્યવહારમાં પંખીને વિવિધરૂપે જાણે ક્રમબદ્ધ સાંકળી દીધાં છે.

હાલરડામાં, કલ્પનોત્તેજક ટચૂકડી વાર્તાઓમાં, બોધપ્રદ પંખી પરિચયમાં, બાળ રમતોમાં, કન્યાઓનાં ગીતોમાં, સ્ત્રી–જીવનમાં, પ્રેમજીવનમાં. અરે મૃત્યોત્તર જીવનમાં પણ પંખી સિવાય માનવી કારુણ્યનું સંવેદન શામાંથી અનુભવે? એટલે વેદનાની–શોકની–દુઃખની અભિવ્યક્તિ પક્ષીઓનાં ગીતોને વણીને જ કરી.

## પંખીજીવનની અદ્ભુતતાઓ

એક તો પક્ષીઓના અપરૂપ ઉડ્ડયન ઉપરાંત એનો વેગ પણ અતિ રસપ્રદ છે. પરદેશથી આવતાં કોઈ કોઈ પક્ષી વણથંભ્યાં ૫૦૦થી ૨૪૦૦ માઈલ જેટલું અંતર કાપી શકે છે. સામાન્યરીતે પ્રવાસી પક્ષીઓ સવાર સાંજ વચ્ચે ૨૦૦થી ૩૦૦ માઈલ કાપે છે. સાધારણ ગતિ ૨૫થી ૪૫ માઈલની પણ આ ઊડવાની ગતિ અતિ રસપ્રદ છે.

પંખીઓના માળા અને તેની રચના એથી યે વધુ રસપ્રદ છે. એમની ચતુરાઈ, એમનું રચના કૌશલ, એમની સંરક્ષણ ભાવના અદ્ભુત હોય છે ને એમાં હોલા–કબૂતર જેવું માળાનું ઠોબારાપણું પણ હોય છે તો સુઘરીથી માંડી હંજ તથા સુરખાબનું અદ્ભુત સ્થાપત્ય કૌશલ પણ હોય છે.

## પંખી અને પ્રકૃતિપરાયણતા

સૌથી અદ્ભુત પક્ષીઓનો પ્રવાસ હોય છે. અબજો પક્ષીઓ હજારો માઈલના પોતાના નિવાસ-સ્થાનોથી ઊડીને દૂર દેશાવરમાં હજારો વરસથી આવ જા કરે છે. ઋતુચક્રની આ ઘટમાળનો હજુસુધી તો કોઈ સાચો ઉકેલ મળ્યો લાગતો નથી. કોઈ પ્રયોજન સમજાયું લાગતું નથી. સાઈબીરિયા જેવા અતિ દૂરના પ્રદેશોમાંથી ભારતવર્ષમાં આશ્રય શોધીને પાછાં ઊપડી જતાં પક્ષીઓના આ પ્રવાસચક્રનો કોઈ ઉકેલ મળ્યો નથી. યુરોપમાં આવું સ્થળાંતર ૧૧–૧૨ હજાર માઈલનું નોંધાણું છે.

આવી રસમય સમસ્યાઓ પક્ષીજીવન પ્રત્યે માત્ર કૌતુક જ નથી જગાડતી પણ કુદરતનાં રહસ્ય-ઉકેલ તરફ આપણને દોરી જાય છે. એમાંથી પંખી જીવન તરફ જાગેલો રસ આપણામાં ઉદાત્ત ભાવો પેદા કરે છે, સાથોસાથ જનજીવનમાં આ પક્ષી કેટલું ઓતપ્રોત થઈ ગયું છે તેનું આ પક્ષીઅંકથી આપણને નિર્દેશન મળશે.

આપણું જ્ઞાન પણ જીવનની જેમ ખંડો ને વિભાગોમાં વહેંચાઈ ગયું છે. એથી સંવાદ કરતાં વિસંવાદ વધુ પેદા થાય છે. જ્ઞાન અને વિજ્ઞાનનો સંઘર્ષ પેદા થાય છે. સ્થૂળ અને સૂક્ષ્મ વચ્ચેનો સંબંધ તૂટી જાય છે ને આપણે એમાંથી વિશ્વશાંતિ પેદા કરવી છે. ત્યારે પક્ષીપ્રેમની પ્રકૃતિપરાયણતા આપણને આત્મવત્ સર્વભૂતેષુની સાધના તરફ દોરી જાય છે. એટલા માટે જ જે એક છે અદ્વૈત છે તેને જુદું પાડીને બતાવવું પડયું છે.

## પક્ષી : આનંદનું આલંબન

જીવનવ્યવહારથી તંગ આવી ગયેલો માનવી જીવનમાં હતાશા અને અસ્વસ્થતા જ અનુભવતો હોય છે. પછી જ્યાંથી વધુ દુઃખ પેદા થાય એવાં આનંદનાં સાધનો તરફ એ વળી જાય છે. ત્યારે એને નિર્વ્યાજ આનંદ આપનારું આકર્ષણ આ પંખીઓ બની શકે.

પક્ષીઓનાં રંગબેરંગી શરીર, એમનું લોકોત્તર અંગસૌષ્ઠવ, એમનાં ધમાલીઆં જીવન, ઉન્માદભર્યાં ગાન અને આપણી આસપાસના એમના અનિયંત્રિત–સંચારનું શ્રવણ ને દર્શન અશાંતિમાંથી આપણને શાંતિ તરફ, નિરાશામાંથી આનંદતરફ લઈ જઈ શકે.

## લોકસાહિત્યની સાર્થકતા

આજે તો સ્થિતિ એ છે કે પ્રકૃતિનાં આ લાડકવાયાં પંખીને જીવનથી ઘડીભર અળગાં કરીને જોઈએ તો જ એનું મહત્ત્વ ને સાચું સ્થાન સમજાય. અતિ પરિચયથી ઘણીવાર અવગણના જન્મે છે. માનવીમાં ઉપભોગવૃત્તિનું પ્રાબલ્ય વધતાં પોતે જેમાંથી જન્મ્યો ને ધારણ પોષણ મેળવે છે તે પ્રકૃતિ સાથેનો એકાત્મભાવ ઘટતો ગયો છે.

પ્રકૃતિ વિજ્ઞાન એ આધુનિક સમાજનું અનિવાર્ય અંગ છે. એક એક ચીજના ગુણદોષ અને ઉપયોગનું જ્ઞાન આજના શિક્ષણ લેતા માનવીને મળે છે તેવું અને તેટલું આજ પૂર્વે કદી ન મળતું. પ્રકૃતિનું આટઆટલું જ્ઞાન પામતા જતા છતાં અને એ જ્ઞાન વિકસતા જતાં છતાં માનવી આટલો રૂક્ષ, આટલો નઠોર, આટલો કઠોર, સંકુચિત અને હિંસક કેમ બનતો જતો હશે ? ને સરવાળે વિશ્વયુદ્ધનું સ્વરૂપ કેમ લેતો હશે !

એનું એક કારણ એ લાગે છે કે આજના વૈજ્ઞાનિક શિક્ષણમાંથી પ્રકૃતિ પ્રત્યેનો આત્મભાવ મળતો નથી પ્રત્યેક વસ્તુ પ્રત્યેનો જીવંત લાગણીનો સંસ્કાર જે મળવો જોઈએ તે મળતો નથી. એ વિકસતા વિજ્ઞાનમાંથી માનુષી અને દૈવી બન્ને ભાવ નાશ પામતા જઈને માત્ર ઉપભોગની દૃષ્ટિએ જ વિશ્વનું–પ્રકૃતિનું મૂલ્યાંકન કરતા થઈ જઈએ છીએ. વૃત્તિઓનો, લાગણીઓનો ને હૃદયના ગુણોનો માનુષી વિકાસ થવો જોઈએ તે નથી થતો.

ત્યારે લોકસાહિત્ય એ લોકજીવનનું એવું રસાયણ છે જે પ્રકૃતિ સાથેના – માનવતા સાથેના વછૂટી ગયેલા બંધને, છૂટા પડી ગયેલા સાંધાને જોડી આપે છે. કુદરત અને માનવી વચ્ચે પડી ગયેલા અંતરને ઓછું કરતા જઈને એકાત્મ ભાવ પેદા કરે છે. આધ્યાત્મ અને વિજ્ઞાનનો અનુબંધ લોકસાહિત્યમાં પડયો છે. એ ખંડ બદલે અખંડને, ભેદને બદલે અભેદને ઉપાસે છે અને એ જ એની સાર્થકતા છે. 'લોકસાહિત્યમાં પક્ષીઓ' એનો જ અંગુલિનિર્દેશ કરે છે.

# પક્ષીલક્ષણ દુહાઆં

સં. જયમલ્લ પરમાર

## હંસ ને તુલના

હંસ કહે હંસની સૂનો, મોતી બિન નહિ ચાખ;
જાન ગઇ તો જાને દે, બાનેકી પત રખ.

હંસા બગલા એક રંગ, ચલે સમુદ્ર કું સાથ;
બગલા મારે માછલી, હંસ મુક્તાફળ ખાય.

શ્વેત હંસ બક શ્વેત હે, ક્યસેં પરખ લગાય;
પય પાની આગે ધરે, સકલ ભેદ ખુલ જાય.

સર સર હંસ ન હોત, બાજ ગજરાજ ન દર દર;
તરૂ તરૂ સુફલ ન હોત, નાર પતિવ્રતા ન ઘર ઘર.

હંસા બગલા એક રંગ, માન સરોવર માંહી;
બગલા ઢૂંઢે માછલી, હંસા મોતી ચાહી.

હંસ શ્વેત બગ શ્વેત છે, પણ એમાં છે ફેર;
હંસ ભક્ષ મોતી કરે, બગ મીન મેંડક વેર.

*

## હંસ ને પરખ

હંસ તરંતો પરખિયે, પાણી નદી વહંત;
સોનું કસીને પરખિયે, માણસ વાત કહંત.

હંસા તો તબ લગ ચૂગે, જબ લગ દેખે લાગ;
લાગ વિહોણા જે ચૂગે, હંસા નહિ તે કાગ.

દૂધ નીર મિલ દોય, એક જિસી આકૃત હુઆ;
કરે ન ન્યારા કોય, રાજહંસ વિણ રાજિયા.

દાદુ હંસ મોતી ચૂગે, માનસરોવર ન્હાય;
ફીર ફીર એસે બાપડા, કાગ કરંકાં ખાય.

આવે નહિ ઇલોળ, બોલન ચાલન કી બિધા;
ટીટોડીની ટોળ, રાજહંસની રાજિયા.

હિતકર હંસાં કોયલાં, સાધુ સંગત પાસ;
કાગાં કૂતાં કુમાણસાં, પ્રીત તજો પ્રિણ દાસ.

હંસા થા વો ઊડ ગયા, કાગા ભયા દિવાન;
જા બામણ ઘર આપણે, સિંધ કેરા જજમાન.

સુન સરોવર હંસ મન, મોતી આપ અનંત;
દાદુ ચુગ ચુગ ચાંચ ભર, યું જન જપે અંત.

*

## કારણ કોણ જમાલ ?

દધ સુત કામણ કરલિયે, કરણ હંસ પ્રતિપાળ;
વીચ ચકોરન ચુગ લિયે, કારન કોન જમાલ ?

અરૂણી રાચી કરન પૈ, તાકી ઝીલકત કોર;
પાવકકે ભોરે ભયે, તાતે ચુગત ચકોર.

ગોરી દધસુત કર ગ્રહ્યો, હંસન કે પ્રતિ પાળ;
ઊડે ન હંસ ચકોર ચુગે, કારન કોન જમાલ?

કાનન જાવત રંગ રચ્યો; દમકત મુક્તા કોર;
એમ હંસા મોતી તજે, એમ ચુગ લિયે ચકોર.

*

## હંસ અને સરોવર

ઊંડા સાગર અથાહ, મોતીના ખાવણ મિલે;
હંસને વાહું હેક, માન સરોવર મોતિયા.

હંસા વાહણી જગ કહે, અચરજ એ અપાર;
તુ કવિ રસના પર રહે, હંસ ચરે કિણવાર?

હંસાને સરવર ઘણાં, સરોવરને નહિ કોય;
સજ્જનને સ્નેહી ઘણાં, દુરિજનને નહિ કોય.

દીઠી પાળ તળાવની, હંસા બેઠા આય;
પ્રીત પુરાની કારણે, ચુગ ચુગ કંકર ખાય.

હંસા તો સરવર રહે, ઘનકું રટે જ મોર;
હમ તુમસે મિલના રહે, જૈસે ચંદ ચકોર.

*

## હંસ ને પ્રીત

હંસા અમને હેત, સમદર સા ઊભરાય;
બાળોતિયાના બળેલ, વેણે વેણે દુભાય.

હંસા સાયર સેવીએ, જેની શીતળ છાંય;
ઓછે વાસ ન વાસીએ, અદ્દર ઉચાળાય.

સરોવર ઘણું સંભારશો, હંસા મેરામણુ ગિયે;
ભેળાં ત્યાં નથી જાણુતા, જાણુશો જૂજવાં થિયે.

હંસા સરવર ના તજો, જે જળ ખારો હોય;
ડાબર ડાબર ડોલતો, ભલાય કહેશે કોય.

*

## હંસ ને સાવઝ

સાદુળો વન સંચરે, કરણુ ગયંદાં નાસ;
પ્રબળ સોચ ભમરા પડે, હંસા હોય હુલાસ.

કેહર હાથળ ઘાવ કર, કુંજર ઢગલો કીધ;
હંસા નગ, હરણું ચુગ્યા, દાત કિરાતાં દીધ.

*

## હંસ અને રૂપ

બગલી સું બને નહિ, કાળી ગમે નહિ કોય;
હંસલી સરખી હોય તો, કમર હંસ વિ'વા કરે.

કાશ્મીર કેરી હંસલી, પાબાસરનો હંસ;
રૂપ દિયો મહેતાબકો, સબ પરિચનકો અંશ.

*

## હંસા રાજા હાલ્યા

હંસો હાલી નીસર્યો, સૂનાં મેલી શહેર;
અન-જળ ગળે ન ઊતરે, લાગે કડવાં ઝેર.

લાગે કડવાં ઝેર તે મોરી સહી,
કાયા જ્યારે પડવાની થઈ;
કયે જેઠો રામનો છપ્પન સાથે વાગે ભેર,
હંસો હાલી નીસર્યો, સૂનાં મેલી શેર.

o o o

હંસો હાલી નીસર્યો, મેલી ગરવાની માયા;
સેજ પલંગે પોઢતાં, છોડી દીધી કાયા.

છોડી દીધી કાયા ને દગો થિયો,
વા'લાં સગાંનો જીતવો ઊભો ન રિયો;
કયે જેઠો રામનો લીલીં વનરાઇ ને શીતળ છાયા,
હંસો હાલી નીસર્યો, મેલી ગરવાની માયા.

*

## પક્ષી અને ઉપમા

મારૂ ઘુંઘટ દીઠ મેં એતા સહિત પુણિંદ;
કીર, ભમર, કોકિલ, કમલ, ચંદ, મયંદ, ગયંદ.

ઉર અવળી, કડ પાતળી, ઠાવો ઠાવો મંસ;
ઢોલા થારી મારૂવી, પાબાસરરો હંસ.

મારૂ દેશ ઉપનિયાં, તાકા દંત સુસેત;
કુંજ બચ્ચાં ગોરંગિયાં, ખંજન જેહા નેત.

શશી, સાવઝ, પાવક, પતંગ, કીર, કપોત, કુરંગ;
મધુકર મીન મીનાહગત, એતા મારૂ અંગ.

મન ચિત ચાતક જ્યું રટે, પિવ પિવ લાગી પ્યાસ;
દાદુ દરશન કારણે, પૂરો મેરી આસ.

સૂરા ! સારસ જેમ, બગલારે બેસી રિયો;
હોય તો કહેને હા, નહિ તો નાકારો ભલો.

અમે કોયલ તમે કાગ, ભેણીની ભેળપ નહિ;
ઘડીકનો ઘરવાસ, દાઝવું પડે દેગમશી.

જાણે કળાયલ મોર, શંકર સુત સેનાનીનો
ડોળિયા તારી જોડ, દેશ ન લાધે દાદવા.

એક ગોરીનો નાવલો, જાણે કળાયલ મોર
બે ગોરીનો નાવલો, જાણુ હરાયું ઢોર.

મીઠા બોલા ને મનહરા, ચાવા ને ચકોર;
આવો આપણુ મળીએ, જનમના કોરા ધાકોર.

*

## પ્રીત અને પંખી

આભાં ઉલટયાં જળ ભર્યાં, ગળકયાં ઢેલડ મોર
શ્રાવણુ વસમો સાયબા, લાગે કાંટા થોર.

મોરાં વિણુ ડુંગર કસા, મેહ વિણુ કૈસા સલાર;
ત્રિયા બિન તીજાં કસા, પીવ બિન કેસા ત્યૌહાર.

ભમરો વ્યાકુલ મધ વિના, કોયલ વિના વસંત;
તીય વ્યાકુલ દરશન વિના, જીવ વિના ભગવંત.

આડા ડુંગર ભોંય ઘણી, તિયાં મળજે એમ;
મનથી ખિયણુ ન મેલીએ, ચકવી દિનકર જેમ.

સિર કાટું મેં મોરિયા, કાઢું સિરનું ફૂલ;
ગળતી રાતે ગહેકિયો, હૈડે લાગી હૂલ.

મન સિયાણો જે હુવે, પાંખા હુવે ત પ્રાણ;
જાય મિલિજે સજણાં, ડોહીજે મહરાણ.

ઘર ગોખાં પર બોલિયો, પપીહા તાહિ ઘડી;
કાગજ લિખતાં કંથને, કરસું કલમ પડી.

વાદળ ચમકે વાદળી, ગાજે વરસે મેહ;
કાગ ઉડાવે કામિની, રાજા! શીખ ન દેહ.

કુસટિયાની કોર, મરૂં પણ મેલું નહિ;
મરીને સરજું મોર, અંપોહરને ઝાડવે.

સબદ તુમારા ઉજરા, ગિરડયાં કયું કારી?
તુંહી તુંહી નિસદિન કરૂં, વિરહાકી મારી.

## પંખી અને વિરહ

સાજણ સીમાડે વાવડયા, ઝટપટ જોવા જાઉં;
ગળતી રાતનાં ઘર આવિયાં, હિયે મોરલા ઘાઉં.

હિયે મોરલા ઘાઉં તે ઇલમા,
વાલાં સાજણનાં બાણ ખટકે દિલમાં;

કહે તમાચી સુમરો સાજણ હવે આઉં.
સાજણ સીમાડે વાવડયાં ઝટપટ જોવા જાઉં.

o o o

જે દનડે પાવસ ઝરે, બપૈયા મન કુરલાય;
તે દનનાં દુઃખ વાલમા, મુંથી સહ્યાં ન જાય.

મહી મોર તાંડવ કરે, મનમથ અંગ ન માય;
હું એકલડી કયમ રહું, વાલમ વિછોડી જાય.

બાપૈયા પિયુ પિયુ લવે, કોયલ સરવે સાદ;
એવી રતમાં પિવ વિણ, જીવ્યાનો શું સ્વાદ?

ઊડી આવ્યો કાગ, કઈ વનરા વીંધી કરી?
સાલે આપણો સેણ કે ઊડી ને આઘાં થિયાં?

o o o

સમદરમાંથી મોતી સચું, આડી વજ્જરની ખાઇ;
ભમરાની પ્રીતું તો ભૂલી ગયા, કરી કાગસું સગાઇ.

કરી કાગસું સગાઈ તે વરી
હટકયું મન ત્યાં ન જાવું ફરી

કહે સપિયાદે બાનડી, માણુસને કમાણુસ મળ્યું;
સમદરમાંથી મોતી સચું આડી વજ્જરની ખાઇ.

o o o

કોયલડી કલવલ કરે, વનમાં તે અતિ ભીડ;
એ રત ઠાકર ચાલિયા, હેડે જોબન પીડ.

કુંજડિયું ટોળે વળી જાયે દસ ને વીસ;
પરણ્યો જેનો ઘરે નહિ તેની ગોરી ચાંપે હંસ.

કયું કરલ્યો રે કૂકડા, ગળતી માંઝલ જોગ;
વિહંગ થાને વીંટિયો, વાઘા તણો વિજોગ!

બપૈયા કોયલ બોલિયા, તલખ્યાં મોરાં તે;
ઓતરખંડલી આવજો, મોંઘા થામાં મેહ!

*

## પ્રીત રીત કે કાજ

આંબા ડાળે કોયલ રાજી, મરછી રાજી જલમેં;
ઘરબારી તે ઘરમાં રાજી, જોગી રાજી બનમેં.

બપૈયા મન ધીર ધર, દેખ દયાલકો ધ્યાન;
અજગર ડસ્યો જ્યું પારધી, સુઓ ચતુર સુજાન.

સાચી પ્રીત હે કમલકી, જલ સૂકે મર જાય;
જૂઠી પ્રીત બકરાજકી, જલ સૂકે ઊડ જાય.

પૂછો ચાહી ચકોરને, પૂછો જળચર કાય;
કાં તો પૂછો કમળને, સ્નેહી ગયે શું થાય?

પ્રીત રીત કે કાજ, પંછી પણ બંધન સહે;
તેતર લાવરી બાજ, ગગન ગયા કયું આવડે?

ચહુ દીસ દામણુ સઘણુ ઘણુ, પીવ તજી તીણવાર;
મારૂ મર ચાતક ભયે, પિવ પિવ કરત પુકાર.

મોર સોર કર કર સજાત, તરવર બૈઠયા જાય;
ઘન વૂઠે, છૂટે ઘટા, મો તન ઊડે હાય.

કોયલ કરે ટહુકડા, પપીહા કરે પુકાર;
ઘન ઘુર અંબર ઘુમડિયો, ઘર ઝર મેહાં ધાર.

દાદુર મોર કિસાન મન, લાગ્યો રહે ઘન માંહિ;
પે રહીમ ચાતક રટની, સરવર કો કોઉ નાહિં.

તુલસી સાગર રે ભર્યો, સરિતા અપરંપાર;
સ્વાતિ બિન જલ ના પીએ, ઘન ચાતક કો પ્યાર.

*

## પંખી અને શુકન

વીજાણંદ હાલી નીકળ્યો, પોઠીડા પલાણ્યે;
ડાબો થાને ગણેશ, વીજાણંદ પાછો વળે.

ડાબી ભેરવ કળકળે, જમણાં જાંગલ જાય;
લોડી ખંભાતણ ઇંભણે, આ સંઘ દ્વારકા ન જાય.

આજુની અધરાત, દો દો પંખી
વાલમ તમણી વાટ, ખોગી

અવળે શકુને આવિયાં, ડાબો ગણેશ થિયો;
એડી પરને સારગે, રાવળિયો રણમાં ફિયો.

કળેળ મા તું કાગ, ગાંજે જે ગોલણુ તણે;
હયા હજી સ ફાટય, નિસાસે [redacted]સ તણે.

ડાબી ભૈરવ કળકળે, જમણા લાળી થાય;
તે શુકને જો ચાલીએ, નિશ્ચે થાય કાળ.

તેતર પંખી વાદળી, વિધવા કાજળ રેખ;
વા વરસે વા ઘર કરે, વામેં મીન ન મેષ

*

## પક્ષી અને બોધ

પંછી પીએ નહિ ઘટે, સરિતા કેરાં નીર;
ધર્મ કર્યે ધન નહિ ઘટે, કહ ગયે દાસ કબીર.

કાગ પઢાયો પીંજરે, પઢયો ચારૂં વેદ;
સમઝાયો સમજે નહિ; રહ્યો ઠેરનો ઠેર.

મન પંખી બિન પાંખકા, લખ જોજન ઊડ જાય.
મન ભાવે તાકું મિલિ, ઘટમેં આન સમાય.

મુક્ત કહે મતિમંદ નર, સંતકે અવગુન ગાત;
જ્યું બગલા ગંગા ગયા, તદપિ મછલી ખાત.

તું દરિયા હમ ચિડિયાં, ચાંચ ભરી જલ પિયેં;
તુજમેં રતિના ઘટે, હમ લાખન સબ જિયેં.

અજગર કરે ન ચાકરી, પંછી કરે ન કામ;
દાસ મલુકા યું કહે, સબકા દાતા રામ.

બહોત ગઈ થોડી રહી, નારાયણ અબ ચેત;
કાલ ચિડિયાં ચુગ રહી, નિસદિન આયુષ ખેત.

તુલસી પંછિનકે પીએ, ઘટે ન સરિતા નીર;
ધર્મ કિયે ધન ના ઘટે, સહાય કરે રઘુવીર.

મન મેરા પંછી ભયા, જહાં તહાં ઊડ જાય;
જહાં જેસી સંગત કરે, તહાં તેસા ફલ ખાય.

ઠગ બગ ને કાગ, શાંત જણાય બહુ;
અંતરમાં અતિ ઘાત, સામાની નિશ્ચે કરે.

જો જાકો ગુન જાનતે, સો તાકો ગુન લેત;
કોયલ આમહી ખાત હે, કાગ લીંબોડી લેત.

કાગા વહાલું કુંભજળ, સ્ત્રીને વહાલી વાત;
બ્રાહ્મણને ભોજન ભલું, ગદ્ધા વહાલી લાત.

ભલે બૂરે સબ એક હે, જબ લગ બોલે નાહિ;
જાણુ પડત હે કાક પિક, ઋતુ બસંત કે માંહિ.

આઈ કજા તો મર ગયે, શેર બબર ઓર બાજ;
ઉનકી ભૂંખાલી પરી, ગધા કરત હે રાજ.

જાગે રાત અંધારી ચોર, જાગે દન વરસંતે મોર;
જાગે દીકરીઓનો બાપ, જાગે જેના ઘરમાં સાપ.

પલક પાવકી ખબર નહિ, કરે કાલકી બાત;
જીવ ઉપર જમડા ફરે, જ્યું તેતર પર બાજ.

અગલે દન પીછે ગયે, હરસેં કિયા ન હેત;
અબ પછતાકે કયા કરો, જબ ચિડિયાં ચુગ ગઈ ખેત.

કાગા કિસકો ધન હરે, કોયલ કિસકું દેત.
મીઠા વચન સુનાય કર, જગ અપનો કર લેત.

સેરાં, સદવાં, ઘાયલાં, ગળતી માઝમ રાત;
ઘોડ, ચિડાં, પારેવડાં, તિસ લાગે પરભાત.

દિન દશ આદર પાયકે, કરણે આપ વખાન;
જ્યાં લગ કાગ સરાધ પછ, ત્યાં લગ તવ સન્માન.

દસ દરવાજા દેહમેં, વા મેં પંછી પૌન;
રહત અચંબો હે જસા, જાત અચંબો કૌન ?

*

## પ્રકૃતિ–પંખી–માનવ

તેતર લવા બટેર ઓર, સસ્સા સૂર શિકાર;
ઈનમેં રજપૂતી નહિ, નામ સિંહ રખનાર.

જસવંત ગરૂડ ન ઉડહિ, તાળી ત્રિજડ તણેહ;
હાંકળિયા ઢૂલા હુવે, પંછી અવર પુણે હ.

બુઢ્ઢી થઈ બિન્નડ, શિંગડીએ સળ પડયા;
એકદી સિંહને હરાવતી, એને કરકે કાગ હળ્યા.

મોર મારે હરણ હેરે, ભાંગે સરવર પાળ;
બાળપણમાં મરે કાં ઘર ભાંગે અંતરિયાળ.

જીતે કારી કુંજડી, જીતે ધોરા કગ્ગ;
ઉથી પરેરા પગ્ગ, દેવાણંદ ડબરી કારણે;

કોયલ કરે ટહુકડા, પપીહા કરે પુકાર;
ઘન ઘુર અંબર ઘુમડિયો, ધર ઝર મેહાં ધાર.

આંબો સુકી ને સલ થિયો, ફોલી ખાધો ઘણે;
કોયલકી કાં ટહુકારા કરે ? (તો કહે) આગુના ગણે



[ અનુ. પૃ. ૩૮૮

# માણીગર મોરલો

જયમલ્લ પરમાર

વિશ્વપક્ષીઓ માટેની પરિષદમાં મોરને આપણા દેશે રાષ્ટ્રીય પક્ષી તરીકે સ્વીકાર્યા પછી 'આપણું રાષ્ટ્રીય પક્ષી કયું? તે વિવાદાસ્પદ પ્રશ્નનો અંત આવી ગયેલો. જો કે ઘણાકના મનમાં ત્યારે થયું હશે કે રાષ્ટ્રીય ખોરાક, રાષ્ટ્રીય રીતભાત; રાષ્ટ્રીય નીતિ, રાષ્ટ્રીય પીણું, રાષ્ટ્રીય પોશાક, રાષ્ટ્રીય પશુ .અને રાષ્ટ્રીય વનસ્પતિ વગેરેને બદલે રાષ્ટ્રીય પક્ષીને આટલું મહત્ત્વ શા માટે આપ્યું?

પક્ષીને અને માનવીને એવો તે કયો રાષ્ટ્રીય સંબંધ હોઈ શકે? પક્ષીનો એવો રાષ્ટ્રીય ઉપયોગ પણ શું? પક્ષીને હળે જોડાતું નથી, કારખાને મજૂરી કરવા મોકલાતું નથી કે નથી નોકરી કરાવી શકાતી. બહુ બહુ તો પક્ષીના શોખીનોના તોર પૂરતું પક્ષીને ઉપયોગી ગણવું હોય તો ગણાવી શકાય. બાકી તો આજની વાડિયુંવાળાને પૂછો તો એ એમ કહેશે કે પક્ષીઓ ખેતીને માટે ભારે ઉપદ્રવી અને અનુપકારક છે.

ભૂખ્યાં ભગવાન ભજાતો નથી એ સૌથી પહેલું સાચું. પણ સંભવ છે કે એ ભૂખે જ એને સૌ પ્રથમ પક્ષી તરફ આકર્ષ્યો હશે. પક્ષીઓનો શિકાર કરતાં કરતાં એણે પક્ષીઓની ખાસિયતોનો અભ્યાસ કર્યો હશે અને જેમ જેમ વનમાનવી વિકાસ પામતો ગયો હશે તેમ તેમ એણે પક્ષીઓની અનેકવિધ ઉપયોગિતા સિદ્ધ કરી હશે.

આ માનવી પોતાની આધ્યાત્મિક કોટિએ પહોંચ્યો ત્યારે એની કરુણા ક્યાં સુધી પહોંચી? નદી–કિનારે વનમાં એક ઝાડ માથે કામમોહિત એવું કૌંચ પક્ષીનું યુગલ. પારાધિએ તીર માર્યું. એમાંથી એક ચિત્કાર કરતું, તરફડતું ધરણી પર ઢળ્યું. માદા વેદનાથી ક્રંદન કરી ઊઠી.

સરિતા તરફ જતા ઋષિએ આ જોયું, સાંભળ્યું. ક્રંદન અસહ્ય બન્યું. વેદના જાગી. વેદનામાંથી મંથન જાગ્યું. મંથનમાંથી વાણીએ આકાર લીધો, પણ છંદમાં. એ છંદ-તે અનુષ્ટુપ, એ વાણી તે રામાયણ અને એ ઋષિ:તે વાલ્મીકિ. આથી વધારે પક્ષીની કાંઈ ઉપયોગિતા સિદ્ધ કરવાની રહે છે ખરી? આ રહ્યો પૃથ્વી પર અવતરેલો તે પ્રથમ અનુષ્ટુપ.

મા નિષાદ પ્રતિષ્ઠાં ત્વમ્ ગમ: શાશ્વતી: સમા।
યત્ક્રૌંચ મિથુનાદેકમવધિ: કામમોહિતમ્॥

અને અહીં જ પેલા પ્રશ્નનો જવાબ રહેલો છે કે માણસ માત્ર શેર ધાન ખાઈને પેટ ભરનારું પ્રાણી નથી. પણ પ્રકૃતિથી જ પોષણ પામતું બુદ્ધિમાન અને સહૃદયી છે. માણસ એકલા માણસને આધારે જીવતું નથી તેમ એકલા માણસને જ જોઈને જીવતું નથી, પણ પ્રકૃતિને આધારે જ જીવે છે ને પ્રકૃતિ વચ્ચે જ એનો વિકાસ થાય છે.

ક્યાંથી આવ્યા આ દયા, માયા ને કરુણાના ભાવ? ક્યાંથી સરજી એણે રંગ–રૂપની સૃષ્ટિ? ક્યાંથી મેળવ્યું એણે અપરૂપ વૈવિધ્ય અને આ વૈવિધ્યમાં એકતા કેમ કરીને અનુભવી? પ્રકૃતિમાંથી-પ્રકૃતિને આત્મસાત્ કરવાથી. પોતાને પ્રકૃતિ સાથે એકરૂપ નિહાળવાથી. એમાંથી જ જન્મ્યો આત્મવત્ સર્વભૂતેષુનો સિદ્ધાંત. માત્ર માનવભાવ નહિ પણ ત્યાંથી આગળ વધીને આત્મભાવ.

અને એ કંઈ માત્ર ઋષિમુનિઓમાં જ સીમિત સંસ્કાર નથી, પણ ભારતીય સંસ્કાર છે. પ્રકૃતિમાં પોતાને અને પોતાનામાં પ્રકૃતિને માનવી ન નિહાળતો હોત તો એ ગાઈ જ કેમ શકત કે—

મોર તું તો આવડાં તે રૂપ ક્યાંથી લાવ્યો રે;
મોરલો મરતલોકમાં આવ્યો.
લાલ ને પીળો મોરલો અજબ રંગીલો,
વર થકી આવે વેલો.

ચાંદો સૂરજ વડી મર્યા
વઢતાં વઢતાં કોડી જડી
કોડી લઇ મેં ગાયને બાંધી
ગાયે મને દૂધ આપ્યું
દૂધ મેં મોરને પાયું
મોરે મને પીંછી આપી
પીંછી લઇ પાદશાહનેઆપી
પાદશાહે મને ઘોડો આપ્યો

વિનિમયનો બાલસહજ અવ્યવહારૂ વ્યવહાર. મોર પ્રત્યેનો બાલપ્રેમ તો જુઓ ! ગાયે એને દૂધ આપ્યું તે એણે મોરને પાયું. મોરે એને પીંછી આપી. આ પીંછી શોભે ક્યાં ? રાજા–બાદશાહના મુગટમાં. મોરની સુંદરતા બાલસહજ કલ્પના–વૈભવ ખડો કરે છે. કલ્પનાને પાંખો આવે છે :

અડકણ દડકણ
દહીં દડુકે, પીલુ પાકે
શ્રાવણ મહિને મોર બોલે
ઓર મોર...

મોરનાં રંગ, રૂપ, આકારનો પરિચય તો થયો. પણ મોર રોજ બોલે કાં નહિ ? બાળકને મન એનો કોયડો ઊભો થાય છે અને જોડકણું જ એનો ઉકેલ આપે છે કે એ તો વર્ષાઋતુમાં બોલે. ગહેકવાની શરૂઆત તો આષાઢથી જ થાય. પણ પહેલવારુકો વરસાદ વરસી જાય, ધરતી તૃપ્ત થાય અને મોર નાચ્યા વગર ન રહી શકે એ તો શ્રાવણ મહિનામાં.

પશુપંખી અને વનસ્પતિ સાથે આવો ઘનિષ્ટ પરિચય કેળવતું બાળક પુખ્ત વયનું બને ત્યારે એ સંહાર કરતાં શીખે કે સ્નેહ ? દુનિયાની જટિલમાં જટિલ સમસ્યાનો ઉકેલ અહીં પડયો છે. માનવી પારણેથી જ માના દૂધની સાથે જ સચરાચર પ્રત્યે જો આત્મીયભાવ કેળવતો થાય; પ્રાણી માત્ર પ્રત્યે પ્રેમના સંસ્કારોનું સીંચન થાય તો પૃથ્વી ઉપર અપાર કરુણા વરસી રહે.

રોવા–કૂટવાનો, છાજિયાં ને આઝા લેવાનો રિવાજ કોઈ કાળે જરૂરી બન્યો હોય. આજે તો એ પ્રથા જંગલી બની છે. પણ જે કાળે આ આઝા અને છાજિયાં લેવાયાં તે કાળે વ્યવહારનાં આટલા સાધન ન હતાં. જીવનનો આધાર ઘરના પુરુષો જ હતા. આજના જેટલી સામાજિક સગવડો ન હતી. એટલે અનાથપણાની, નિરાધારીતાની લાગણી પછીના અંધકારમય ભાવિની આગાહીઓના આઘાતોની એ અભિવ્યક્તિ હતી.

બાળકો પણ આનું શિક્ષણ પામતાં દેદો કૂટવાના રિવાજમાંથી. પણ કોને સંભારીને રડે અને કૂટે ? પોતાનાં પ્રિયજનો ને આપ્તજનોને. બાળકોના આપ્તજનો ક્યાં ?

હાય વોય રે ! કૂવામાં ઢેલ વિયાણી,
હાય વોય રે ! એનાં નાનાં બચલાં,
હાય વોય રે ! એને કોણ ખવરાવશે,
હાય વોય રે ! એને કોણ પિવરાવશે.

બચ્ચાં હરતાં–ફરતાં થાય ત્યાં સુધી ઢેલ માળો છોડતી નથી. બચ્ચાનાં પગ સાબૂત ન થાય ત્યાં સુધી ઢેલથી માળો કેમ છોડાય ? સીધેસીધું રૂપક જ છે. પણ એમાં પક્ષી પ્રત્યેની, મોર પ્રત્યેની કરૂણા નીતરે છે. રોજ ઊઠીને બાળક ગાતું હોય છે કે :

મારો છે મોર, મારો છે મોર;
મોતી ચણંતો મારો છે મોર.
મારી છે ઢેલ, મારી છે ઢેલ;
મોતી ચણંતી મારી છે ઢેલ.

નાની દીકરીઓ ગાતાં થાકતી જ નથી કે :

પાળે ઘૂમે પારેવડાં, પારેવાં લ્યો
મઢીએ ઘૂમે મોર, માના જાલમ્યાં પારેવાં લ્યો

ગામનું, પાદરનું, ગામના તળાવનું, તળાવની પાળે ચણતાં પારેવાનું, તળાવને કાંઠે રહેલી બાવાજીની મઢી અને મઢી આસપાસ ઘૂમતા મોરનું ચિત્ર કંડારાતું આવે છે. પણ ક્યાં ? બાળકોના દિલમાં અને સાંભળનારાના દિલમાં પણ. નિસર્ગનો જ નિજાનંદ.

ભારત સરકારે મોરને રાષ્ટ્રીય પક્ષી તરીકે સ્વીકાર્યું તે પહેલાં જ્યારે મધ્યયુગની પાછલી

પછડાટ ભારતીય સંસ્કારોને ઉપરતળે કરી રહી હતી ત્યારે હિંદના કરડા વાઈસરોય લોર્ડ કર્ઝને મોરના થઈ રહેલા સંહારમાંથી બચાવી લેવા મોરને ન મારવાનો કાયદો કરેલો. એ મોર તો આદિકાળથી આપણા જીવનમાં જડાઈ ગયો છે.

જેમાં રૂપ હોય, રંગ હોય, સૌષ્ઠવ હોય, ગૌરવ હોય, સંગીત હોય, પાછું સહજપ્રાપ્ય હોય અને જીવનને જે પોતાના સંસ્કારો વડે હુલ્લાસમય બનાવે એવું સીમનું, જંગલનું, વન–ઉપવનનું અને આંગણાનું જો કોઈ પક્ષી હોય તો તે મોર જ છે. વનની શોભા સાવજ નથી પણ પક્ષીઓ છે અને પક્ષીઓમાં પણ સૌંદર્યમંડિત મોર :

ઝીણા મોર બોલે છે લીલી નાઘેરમાં
લીલી નાઘેરમાં હરી વનરાઇમાં–ઝીણા મોર.

મોરમાં એકલું રૂપ જ હોત અને સંગીત ન હોત તો ! વહાલ સજણાંને કેમ કરીને સંભારી આપત ?

વનમાં બોલે ઝીણા મોર,
કોયલ રાણી કિલ્લોલ કરે રે લોલ
બાઇ મારા ઉતારાનો કરનાર,
જાદવરાય ક્યારે આવે રે લોલ

સાંભળો આ મુસલમાની ગીત :

વાય વાય રે, માલણ, એસા જરૂંદા ઝીંઝવા
મારે આંગણ આંબલી ને તે પર બેઠા મોર,
મધરો બોલ્યે મોરલા રે મારાં મનડાં કરે છે જોર રે
માલણ એસા જરૂંદા ઝીંઝવા

પણ નીંદ નથી આવતી :

મોર બોલે મધુરી રાત રે, નીંદરા નાવેરે
હું તો સૂતી'તી સેજપલંગ રે, ઝબકીને જાગી રે.

કોને નિંદરા નથી આવતી ? વિરહિણીને, વિયોગીને, જેના પતિ પરદેશ ખેડતા હોય અને લાંબા વિજોગ પડયા હોય એને. આ મોરને સાદે સાદે તો એને સંદેશવાહક બનાવી દીધો. અહીંનો જ અધિવાસી છતાં. ઊર્મિઓએ–લાગણીઓએ એને ઊડાવીને જીવનના સૌથી મંગલ પ્રસંગ લગ્ન અને એનાં ગીતોમાં મઢી દીધો. વળી મોરના રૂપમાં અધૂરું રહી જતું હતું તે :

મોર તારી સોનાની ચાંચ
મોર તારી રૂપાની ચાંચ.
સોનાની ચાંચ રે
મોરલો મોતી ચરવા જાય.
મોર જાજે ઉગમણે દેશ;
મોર જાજે આથમણે દેશ;
વળતો જાજેરે વેવાયુંને માંડવે હો રાજ.

એટલેથી એને, સંતોષ ન થયો. પોતાના ભાવિ પતિના રૂપમાં રાચતી કન્યાને સૌંદર્યમણિ મોર મેળવવાના કોડ જાગે છે :

દાદા તે વર જોજે વાડી માયલો મોર
અને કન્યા ઢળકતી ઢેલડી.

બિચારી ઢેલ ! મોરને ચીતરતાં ચીતરતાં રંગો ખૂટી ગયા હશે ત્યારે બે વસ્તુ બાકી રહી ગઈ હશે. એક તો મોરના પગ અને બ્રહ્માને ત્યારે યાદ આવી ગઈ હશે મયૂરીની. તે પિંછીઓ લોચેલું ડૂંડું ઢેલ માથે ઢોળી દીધું હશે. એટલે જ કદાચ ભારતીય ગ્રામનારીની અનુકંપા ઢેલ પ્રત્યે ઢળી હશે. તે છતાં મોરની આગળ–પાછળ ફરતી ઢેલની ચાલમાં એણે ગતિશીલ સૌંદર્ય જરૂર નિહાળ્યું હશે. અને મોર સાથે વિધાતાએ જડી દીધેલી ઢેલને સ્થાને બીજી મૂકાય પણ કોને ? ત્યારે મોરનું રૂપ પામવા વહુરાં રૂપવાળી ઢેલ થતાં ભારતીય ગ્રામનારીએ લગીરે આંચકો નહિ ખાધો હોય. જુઓ :

મોરને કાને મૂરકિયું વારી જાઉં
ઢેલને નવસરો હાર, સાજન ! વારી જાઉં.
કયા દાદાનો મોરલો હું વારી જાઉં
કયા વેવાઈની ઢેલ્ય, સાજન! વારી જાઉં.
રાણે વખાણ્યો મોરલો હું વારી જાઉં
રાણીએ વખાણી ઢેલ્ય, સાજન ! વારી જાઉં;

મોરલો તે હાલે મલપતો હું વારી જાઉં
ઢેલડી હાલે ઘૂમા ઘૂમ, સાજન ! વારી જાઉં,
વેવાણુ પોંખે મોરલો હું વારી જાઉં.
....બાઇ પોંખે જોડય, સાજન ! વારી જાઉં.

પછી તો ઢેલનાં ઢળકતાં રૂપ ઉપર લોકકવિઓ પણ વારી ગયા. જોહવાને મળવા સૌંદર્યરાણી સોન ઘૂમલીની બજાર વીંધતી આવે છે. પણ કેવાં એનાં રૂપ !

કાઠીઆણી કડય પાતળી, હલકતી માથે હેલ્ય
બરડા હુંદી બજારમાં, ઢળકતી જાણું ઢેલ્ય.
ઘુઘરીઆળો ઘાઘરો ચડવા માફાળી વેલ્ય,
ગઢ ઘૂમલીની બજારમાં, ઢળકતી આવે ઢેલ્ય;

ઢળકતી આવે ઢેલ્ય તે વાટે
બાઇ તારો હલામણ ઊભો વાણીડાના હાટે,
લખી કંકોતરી હલામણ પર મેલ્ય
ઘુઘરીઆળો ઘાઘરો, ચડવા માફાળી વેલ્ય.

વળી લોકકવિને ઢેલ્યમાં કાંઈ કમીના આવી હશે તે કહે :

સોન સોનાનું ટીડડું, હલામણ કળાયેલ મોર,
ભગવંતે ભેગાં નવ કર્યાં, નીકર ભલી બનત જોડય.

મોર ગુમાની પતિ છે. ઢેલ ઢળતી આવે એ જ એને ગમે છે. સંસારની બીજી બધી ઉપાધિ એણે ઢેલ માથે ઢોળી દીધી છે. પોતાને તો બસ ખાવું, ગાવું અને નાચવું. એનાં ગીત–નૃત્ય ઉપર જ ઢેલ વારી જાય છે. પોતે તો ગાય કે નાચે તો કેવો તાશેરો થાય તે ઢેલ બરાબર જાણે છે. એમ કેટલાક માણુસ પણ મોર જેવા નરપલા થાય છે.

બાળપણનાં લગ્ન. પરણાવીને માબાપ ગાડે ઘાલીને જ લઈ ગયાં હશે. બાળપણને એવી આંખ તે ક્યાંથી હોય કે ઉંમર થતાં ઓળખી કાઢે ? કોઈક કારણવશાત્, વનને મારગે ભેગાં મળ્યાં ને વડછડ થઈ પડી. બેમાંથી એકે ય ઓળખે નહિ. બાઈ બહુ બોલકી તે પતિને અજાણ્યો માનીને પરજાળી નાખ્યો.

વાત કરતાં વખત વહી ગયો ને બાઈ આણાત વહુ થઈને સાસરે આવી.

પતિએ આઘેથી જ ઓળખી લીધી કે આ તો ઓલી વડછડવાળી જ. રાતે મેડીએ ચડીને બારણાં ઠંસાવીને સૂતો. આણાત વહુ જાય કયાં ? ઘણી વિનવણી કરી પણ મારીઠારથી બોલે એ બીજા; છેવટે બોલ્યો કે :

વનરા તે વનને મારગે રે
ગોરી તારા બોલડીઆ સંભાર્ય

પતિની વાત પામી જઈને માન મૂકીને, ગુમાન છોડીને ગોરાંદે ઢળી પડયાં:

તમે તે વનના મોરલા
ને અમે ઢળકતી ઢેલ

ફડાક બારણાં ઊપડયાં, ને ભેગાં હૈયાનાં પણ. ડોમીનેશન–પ્રભુત્વ–ભારે ભૂંડું છે. પછી બેમાંથી ગમે તેનું હોય. હૈયાની ખડકી એટલી નીચી છે કે ઢળ્યા વગર દાખલ જ ન થવાય, નહિ તો માથાં ભાંગે ને લોહી છંટાય.

આવા મોરને તો અલંકારે અલંકારે મઢી દીધો છે. કોઠા, કોઠલે, ટોડલે, દીવાલને ને મોભારે જ નહિ, પણ મોર–પોપટથી અલંકૃત એવા પોશાકોમાં હૈયાસરસો ચાંપી દીધો છે. જુઓ પેલું રસ-મસ્તીનું ગીત:

કડય રે વાળીને ઘડો મેં ચડયો
હો નાગર ઊભા રહો રંગ રસિયા

તૂટી મારા કમખાની કસ રે–નાગર૦
ભાઈ રે દરજીડા વીરા વીનવું રે–નાગર–
ટાંકયે મારા કમખાની કસ રે–નાગર૦
ટાંકયે ટાંકયે તે ઘમર ઘૂઘરી રે–નાગર૦
હૈયે તે ટાંકય ઝીણા મોર રે–નાગર૦
જાતાં તે વાગે ઘમર ઘૂઘરી રે–નાગર૦
વળતાં ઝીંગોરે નીલા મોર રે–નાગર૦

પનિહારીને રૂપમનોહર મોરનું માત્ર ચિત-

રામણુ જ નથી જોઈતું, એને તો જોઈએ છે હૈયાના અકથિત ભાવોનું મધુર ઉચ્ચારણ, યૌવન-સહજ પ્રેમની મસ્તીભર્યું કંઠનું ગહેકતું સૌંદર્ય. કેવું છે એ સૌંદર્ય!

સાજણ નીકળ્યાં બજારમાં, પહેરી ઝાંઝરની જોડ
ઉરે બિરાજે આભલાં, હૈયે ટંકાવેલ મોર

હૈયે ટંકાવેલ મોર તે ઝળકું કરે
વાલા સાજણનાં નેણલાં ઢળકું કરે
ગુલાબનાં ફૂલ હોય રાતાં ચોળ
ચૂડ કે' સાજણ નીકળ્યાં
બજારમાં પહેરી ઝાંઝરની જોડ.

અહીં મોર પાસે ઢેલને બદલે ઢેલરૂપ સુંદરીની પાસે મોર–સ્વરૂપ સાજણનાં નેણલાંને ઢળકતાં બતાવ્યાં છે. ટંકાયેલ મોર તો વાહક માત્ર બન્યો છે. બે શબ્દોમાં બધું જ ઠાલવી દીધું છે:

હૈયે ટંકાવેલ મોર તે ઝળકું કરે
વાલા સાજણના નેણલાં ઢળકું કરે.

વસંત ઋતુ આવે ને કોયલ રૂપમાં આવે. વર્ષાઋતુ આવે ને મોર રૂપમાં આવે. અષાઢ મહિનો આવે, દોવળાં–ચોવળાં વાદળાં ઘઘુંબી રહ્યાં હોય, આભને માથે ભગવાન જાણે ગેડી–દડે રમી રહ્યો હોય એમ માંડે ગડુડાટી થાવા. ત્યારે મોર પોતાનું અંતર નિચોવી નિચોવી કેકારવથી વનરાઈને ગાંડી બનાવી મૂકે. 'કે...હૂ...ક...કે...હૂ...ક' એવા ગગન-વિદારણ નાદથી વનરાઈ અને પહાડીઓને વીંધતો મોર પોતાની ડોકની સાંકળના ત્રણ ત્રણ કટકા કરીને મેઘરાજાને આવકારે છે.

ધર અષાઢ ધડુકિયા, મોરે કિયો મલાર;
રાધા માધા સાંભરે, જદુપતિ જગ ભડથાર.

રાધાય વિશ્વંભર માધવને યાદ કરવા લાગે છે.

ગહકે મોરાં ગરવરે
સજે વાદળ સામાઢ
ધર ઉપર જાંબુ ઘણી
આઇ રત આષાઢ.

વાદળ ગાજે છે ને એના છડીદાર મોરને ટહુકે ટહુકે ગોપીઓ ગાંડી બને છે:

અષાઢે ઘમઘોરિયા ને વાદળ ગાજે ઘોર
બાપૈયા પિયુ પિયુ કરે ને મધુરા બોલે મોર
કે આણાં મોકલને મોર.

એટલે જ તમાચી સૂમરે ગાયું લાગે છે કે:

અષાઢ વરસે એલીએ, ગાજ–વીજ ઘમઘોર
તેજી બાંધ્યા તરૂવરે ને મધરા બોલે મોર.

મધરા બોલે મોર તે મીઠા
ઘણમૂલાં સોજન સપનામાં દીઠા

કહે તમાચી સૂમરો રીસાણી ઢેલને મનાવે મોર.
આષાઢ વરસે એલીએ, ગાજ–વીજ ઘમઘોર.

ગ્રામનારી ગાઈ ઊઠી, મન મોકળું મૂકીને:

મોર બોલે ને ઢેલડ રીસાણી
તમે શેના લીધા છે વાદ
એકવાર બોલોને ઢેલડ રીસાણી

વારો આવ્યો પછી શાની ચૂકે? પણ એકલી ગ્રામનારીઓ જ? ના, ના, સંતોનાં કાળજાં પણ થર નથી રહ્યાં. સંત દેવીદાસ જેવો ઓલિયો સખી-ભાવે પોકારી ઊઠ્યો છે:

કે'જો સંદેશો ઓધા કાનને
તમે છો માયલા આધાર રે
રત્યું પાલટિયું વન કોળિયાં રે
બોલે બાપૈયા ઝીણા મોર રે
પિયુ પિયુ શબ્દ સુણાવતાં
હૈડું રિયલ નહિ મારૂં ઠોર રે
કે'જો સંદેશો ઓધા કાનને.

જેમ પતિ–વિયોગી, પ્રભુ–વિયોગી તેમ પુત્ર–વિયોગી માતાના પણ એ જ હાલ છે:

આષાઢ માસ ઘન ગરજે ઘોર,
લટક બિહંગન કૂકત મોર
ઠાઢી કૌશલ્યા અવધપુર ધામ,

બન ભીંજે મેરે લછમન રામ
કાઉં બિરછી તરે, ચહી દુઃખ દીને કૈકેઇ!

મેઘે અને મયુરે કોને મત્ત નથી બનાવ્યા? ગુરુવર રવીન્દ્રનાથ ટાગોર જેવા મોર બનીને નાચી ઊઠ્યા છેઃ

હૃદય આમાર નાચે રે આજિકે
મયુરેર મત નાચે રે હૃદય નાચે રે
શત વરનેર ભાવ–ઉચ્છ્વાસ
કલાપેર મત કરે છે વિકાસ
આકુલ પરાન આકાશે ચાહિયા
ઉલ્લાસે કારે જાચે રે
હૃદય આમાર નાચે રે આજિકે
મયુરેર મત નાચે રે.

એનું મસ્તીભર્યું ઘેઘૂર રૂપાંતર સ્વ. મેઘાણીભાઈએ આપ્યું:

મોર બની થનગાટ કરે
મન મોર બની થનગનાટ કરે
ઘનઘોર ઝરે ચહું ઓર,
મારું મન મોર બની થનગાટ કરે.
બહુરંગ ઉમંગના પીંછ પસારીને
બાદલશું નિજ નેનન ધારીને
મેઘ મલાર ઉચારીને આકુલ પ્રાણ
કોને કલ–સાદ કરે
મન મોર બની થનગાટ કરે.

મેઘનું ઘેન મોરને ચડે છે, એવા મોર બનેલા મહાકવિ ટાગોરને અને પછી એ જ ઘેન મેઘાણીને ચડે છે ને એમાંથી મેઘનું અપરૂપ કાવ્ય ઝરે છેઃ 'મન મોર બની થનગાટ કરે.'

અને અષાઢ પછી આવ્યો શ્રાવણ:

છલત શ્રાવણ મલત છાયા, વલત નીલી વેલડી
બાપીયા પ્રઘળા મોર બોલે, ધ્યાન રાખત ઢેલડી
અપનાર નાવત, કરત પૂજા, ધ્યાન શંકરસે ધરે
જસ લિયણ તણ રતમાલ,
જામ સતણ વીસળ સંભરે.

અસંખ્ય પીચ્છ–નયનોનું આભામંડળ રચતો શ્રાવણ મહિને તો તે કલાપી કલાધર બને છેઃ

નવખંડ નીલાણિય, પવ્વન પાણીય
વાણીય દાદુર મોર વળે
શવદાસ ચડાવણ પુંજય શંકર
શ્રાવણ માસ જળે સલળે.

અને આવ્યો ભાદ્રપદ–ભાદરવોઃ

ભાદ્રવ, ડહક દાદ્રવ, એમ જાદ્રવ આવતા
ગહેકે ઝીંગોરા, સાદ ઘોરા, બહુ મોરા બોલતા.

પ્રીતે પલળેલાં હૈયાંઓને મોરના આ વર્ષા–ટહુકારે અસ્વસ્થ બનાવી મૂક્યાં છે. વનવાસી, રાજવાસી કે ગ્રામવાસી એવી કોઈક જ પ્રણયકથા મોરના આ ટહુકાર–વિહોણી હશે. ચભાડ રજપૂતની દીકરી કુંવરને પોતા પાછળ રાન રાન રખડતા રબારી યુવાન રાણાની યાદ આવીઃ

કોટે મોર કણુકિયા, વાદળ ઝબકી વીજ,
રૂદાને રાણો સંભર્યો, આવી અષાઢી બીજ.

સોને તો સમસ્યા જ શિયા જોડવાને મોકલેલી મોરની. એમ જાણીને કે શિયો જોડવો જ એના ઉકેલ કરે છેઃ

પાંખાળો પરવત વસે, ગરમાં જેનાં ગામ
વર પહેલાં તોરણ ચડે; કારીગરનાં કામ

પાંખવાળો, પરવતમાં વસનારો, ગર–ગીરમાં જેનાં ગામ છે, પણ વર પહેલાં તોરણ ચડે છે અને પાછો કારીગરે બનાવેલો.

બેય રીતે ઉકેલ આવે. તોરણમાં ભરેલો મોર પણ થાય અને વરરાજાએ માથે પહેરેલો મોડ પણ થાય. સંભવ છે કે માથાના મોર–મુગટ ઉપરથી 'મોડ' શબ્દ યોજાયો હોય.

એ જ મોરની સમસ્યા મોકલનાર સોનની પછી એ મોરને કારણે શી દશા થઈ?

હાલો બાની વનરા ઢુંઢીએ, મળી ઉડાડિયે મોર,
ટૌકે હલામણ સાંભરે, કટકા કાળજ કોર.

કટકા કાળજ કેર, તે કિયે
ડોલરિયા હલામણને દેશવટો દિયે.

સોઢી કે' શિયા ! તેં ફંડી અમારી જોડ,
હાલે બાની વનરા ઢુંઢીએ, મળી ઉડાડિયે મોર.

એ જ દશા રાણકદેવીની થઈ. સધરા જેસંગે રા'ખેંગારને દગાથી રોળ્યો. સધરો જેસંગ રાણકદેવીને પોતાના રાણીવાસમાં બેસાડવા જુલમ વરસાવે છે ને ગરવાની ટૂકે મોરલો ગહેકે છે :

કાં ટૌકે ગરજ છ મોર ! ગોખે ગરવાને ચડી
કાપી કાળજ કોર, પીંજર દાઝયો પાણીએ.

એક તો અમે મરી રહ્યાં છીં, હવે તો પાણીથીયે પીંજર દાઝી રહ્યાં છે ત્યાં કાળજાં કોરતો ગરવાને ગોખે ચડીને તું કાં ટહુકી રહ્યા છો ?

અહીં સોરઠમાં ને ત્યાં રાજસ્થાનમાં. ઢોલો સોરઠમાં ને મારૂ રાજસ્થાનમાં. ઢોલાને ખબર નથી કે મારૂ સાથે પોતાનાં ઘોડિયાં લગન લીધેલાં છે અને અહીં મા–બાપવિહોણી મારૂ તલે તલ જાણતી ઢોલાની રાહ જોતી ઝૂરી રહી છે :

મત તું બોલે મોરલા, ઊડી મ બેસ ખજૂર,
થાને જળધર ટહુકડે, માને વાલ્યમ દૂર.

મોરલા ! મોરલા તું મંડયો છો ટહુકવા પણ તારે તો એક એક ટહુકારે મેઘધારા મંડાશે ને મારો વાલમ તો અતિ દૂર બેઠો છે. હવે ટહુકતો મટીશ ભલો થઈને !

કાં ! કેમ ? ~

મોર મારે મદઈ થિયો, વહરાં કાઢે વેણ
જેની ગહેકે ગરવો ગાજે, સૂતાં જગાડે શેણ;
સૂતાં જગાડે સેણ તે મોરલો ઊડી ગિયો,
વાલાં સાજણનો સંદેશો અધવચ રિયો
પાંખું પીળી પોપટની, કોયલ રાતે નેણ
મોર મારે મદઈ થિયો, વહરાં કાઢે વેણ.

એક તો વાલાં સજણાંનાં સ્મરણો સળગાવ્યાં, આખી ગીર–પહાડો ગાજે પછી સજણાં શાનાં સૂતાં રહી શકે ? ન જોયો હોય તો ભૂંડો વહરાં વેણવાળો અને પાછો મલક બધાને જગાડીને ઊડી ગિયો. એમ નહિ કે સજણાંનો સંદેશો તો લેતો જાઉં ! વહરાં વેણ કાઢીને મોર ખરેખર મારે તો દશમન પાકયો છે.

કનરા ડુંગરના કાળમીંઢ પાણા તે દિવસે ઓઢાના આંસુથી ઓગળવા માંડેલા. ઓતરાદી દિશામાં વરસાદના દોરિયા ફૂટયા. મેઘરાજાના છડીદાર મોરે પોતાનું અંતર નીચોવી નીચોવીને કેકારવથી વનરાઈને ઘેઘૂર બનાવી દીધી. ત્યાં તો બાર બાર મહિનાની વિજોગણ વાદળીઓ ડુંગરા માથે અદળક હેતે ઢળવા લાગી.

ડુંગરની શીલા ઉપર બેઠેલા ઓઢા જામને પોતાની જનમભોમકા સાંભરી આવી. દેવી હોથલ સાથે આ ડુંગરામાં સંસાર માંડયે દસ દસ વરસના વહાણા વાઈ ગયાં છે. ગિરના સાવઝ જેવા બે બેટડા હોથલને ખોળે રમે છે. પણ આજ વહાલ કરવા આવેલા દીકરા સામુંય ઓઢાએ ન જોયું. ઓઢાના ઉરમાં વર્ષોથી વિછોડાયેલાં સાજનના સ્નેહની વેદના ઊપડી છે.

હોથલ ઓઢાના ઉર વાંચવા આવી ત્યાં તો જાણે કચ્છમાંથી સંદેશો લઈને ઊતર્યો હોય એવી મોરલે કેકાવળ દીધી ને ઓઢા જામની આંખોમાંથી ઉર ઊભરાવાં લાગ્યાં.

'મોરલો રોયો દુશ્મન પાકયો'–એમ જાણીને હોથલ મોરલાને વિનવે છે કે :

મત લવ્ય મત લવ્ય મોરલા, લવતો આઘો જા;
એક તો ઓઢો અણોહરો, ઉપર તોંજી ઘા.

મોરલા ! મોરલા ! મારો ઓઢો આજ અણમણો થઈને બેઠો છે, ત્યાં તું માથે ઘા નાખવા બેઠો છે ? કૃપા કરીને ચૂપ રહે ને કાં મારો ઓઢો ન સાંભળે એટલે આઘે જઈને લવારી કર.

પણ મોરલો આઘો ય ન ગયો અને બોલતો બંધે ય ન થયો. ત્યારે હોથલ કહે :

મારીશ તોંકે મોર, સિગણુજા ચડાવે કરે;
એચે ચિતજા ચોર, ઓઢાકે ઉદાસી કર્યો !

હવે તું ઊડી જા મોરલા ! નહિ તો બાણુ ચડાવીને તને વીંધી નાખીશ. હે ચિતડાના ચોર ! તેં તારા ટહુકારથી આજ મારા ઓઢાને અસ્વસ્થ કરી મૂક્યો છે.

મોરલો તો મેઘનું મંડાણ, ગિર છોડીને જાય ક્યાં ? 'કેહૂક ! કેહૂક !' ટહુકીને મોરલો જવાબ આપે છે :

અસીં ગિરવર જો મોરલો, કંકર પેટ ભરાં;
રત આવે ન બોલિયાં, તો હૈડા ફાટ મરાં.

હોથલ ! અષાઢ આવે અને અમારાથી અબોલ કેમ રહેવાય ? અમે ડુંગરાનાં પંખી, કાંકરા ફોળીને પેટ ભરનારા. પણુ ઋતુ આવે અને અમારા ઉર ન ઠાલવીંઈ તો અમારાં હૈયાં ફાટી પડે.

એટલું કહીને મોરલો માંડયો કેકારવથી વનરાઈ વીંઝવા. વહાલાં સજણુંને સંભારી દેતા મોરલાનો ટહુકાર હોથલને અસહ્ય થઈ પડયો. ધનુષ્ય માથે બાણુ ચડાવીને તે જે ઘડીએ બાણુ છોડવા જાય છે એ ઘડીએ ઓઢાએ હોથલનો હાથ ઝાલી લીધો : 'હોથલ !'

ગેલી મ થા ગેલડી, લાંબા ન બાંધ્ય દોર;
ગાળે ગાળે ગળકશે, તું કેતાક ઉડાડીશ મોર !

ઘેલી ન થા હોથલ ! આ ડુંગરાને ગાળે ગાળે મોરલા ગળકી રહ્યા છે. કેટલાકને તું મારીશ ?

કરાયલ કે ન મારીએં, જેંજાં રત્તા નેણુ;
તડ વીઠાં ટોકા કરે, નિત સંભારે સેણુ.

રાતાં રૂપાળાં નેણુવાળા કળાયલને–મોરને–ન મારીએ હોથલ ! બાર બાર મહિને વિજોગ ભાંગતાં બિચારા ટહુકા કરી કરીને એ તો વહાલાં સજણું સંભાર્યા કરતા હોય છે.

રેલમ છેલા ડુંગરા, ચાવો લગે ચકોર,
વિસર્યાં સંભારી ડીએ, સે ન મારીજે મોર.

સુખની છોળ્યું છોળતા, વરસાદથી રેલમછેલ એવા ડુંગરા વચ્ચે વહાલાં સ્વજનોને સંભારી દીએ એવા મોરલાને ન મારીએં, હોથલ !

લોર્ડ કર્ઝને મોરને ન મારવાનો કાયદો કરેલો, એથી મોર શિકારીઓથી કેટલેક અંશે બચતો રહ્યો. હકીકતે મોરને ન મારવાની ધર્મભાવના પક્ષીઓ પ્રત્યેની ભારતીય આત્મીયતામાંથી જન્મેલી છે. અન્ય પશુપક્ષીઓના સંરક્ષણુના કાયદાથી અને પ્રચારથી હિંસક માનવીઓ ઉપર થોડો અંકુશ જરૂર આવે, પણુ જેની ઊર્મિઓ અને લાગણીઓના તાણાવાણા સાથે આ પક્ષીઓ વણાયાં હોય, સુખદુઃખમાં જેમણે પશુપક્ષીઓમાંથી સમાધાન શોધ્યું હોય, આશ્વાસન મેળવ્યું હોય અને આધાર મેળવ્યા હોય એવા માનવીય સંસ્કારોથી જ પશુ કે પક્ષીઓનો સંહાર થતો અટકયો છે ને અટકશે,

પ્રકૃતિપ્રેમનો સંસ્કાર આ રીતે હૃદયના ભાવ દ્વારા લોકજીવનમાં સીંચાતો એમાંથી જ કરુણા પેદા થતી. લોકજીવનમાં રહેલી અહિંસાની આધારભૂમિ આ કરુણા જ છે. પ્રકૃતિ વિજ્ઞાન જેટલું આવશ્યક છે એના કરતાં પ્રકૃતિપ્રેમની વિશેષ આવશ્યકતા છે. લોકજીવનમાં રહેલું કરુણાનું સંસ્કાર–વિધાન તો જુઓ !

રાજાની એક રાણી, પાણી ભરવા હાલી. સરોવર કાંઠે મોરલો ચરે. રૂપાળી કળા કરે. ગગનવિદારણુ કંઠે ગહેકયા કરે. રાણીને તો મોરની રઢ લાગી. રોજ પાણી ભરવા આવે ને મોરનાં રૂપ નીરખ્યા કરે. રાજા પાસે રાવ ગઈ કે રાણી તો મોરનાં રૂપે ઢળી પડયાં છે. રાણીને પ્રેમ તો હતો માત્ર પંખી પ્રત્યે. પણુ સ્નેહ ને ઈર્ષ્યા એ બે જોડકાં ભાઈ–બહેન છે. ઈર્ષ્યાએ રાજાને અગનઝાળથી પ્રજાળી નાખ્યો. રાજાએ તો મોરના શિકારની તૈયારી માંડી. તરકસ તીર ચડાવીને ગોખે બેઠો.

રાણીજી ચેતી ગયાં ને મોરલાને ચેતવવા ચાલ્યાં. પણુ મસ્તીએ ચડેલો મોરલો શાનો માને ? એ તો ગેલ કરવા લાગ્યો.

'ઘડો ભરે ને મોર ઢોળી ઢોળી નાખે જો.
રાજાનો કુંવરડો ગોખે જોઇ રિયો.

રાણી મોરલાને સમજાવે છે–

ઊડયે મોરલિયા ઝાંખ્યે ઝાડવે બેસ્યે જો,
રાજાનો કુંવરડો, હમણાં મારશે.

પણ પાગલ મોર ન માન્યો ત્યારે :

પહેલે ભડાકે મોરલિયો, ઊડાડયો જો,
બીજે ને ભડાકે મોરને મારિયો.

રાજાએ મોરલો મગાવ્યો, રાણી પાસે જ એને મોરાવ્યો. ને રાણી પાસે જ એનાં શાક તૈયાર કરાવ્યાં.

શાક સુધારે ને આંસુડાની ધારૂં જો,
આંસુને છસકારે મોરલો વઘારિયો.

કરુણતાની યે અવધિ છે ને? રાજાના કુંવરને હૈયે તો ઈર્ષ્યાની આગ જલતી હતી. મોરલાને મારવાથી જ એ આગ શ્યે ઠરે? રાણી પાસે જ મોરલો મોરાવ્યો. શાક વઘારાવ્યાં. પણ એટલાથી યે એની દાઝ ન ઓલવાણી.

રાણી! રાણી! હાલો તમને ભાવતાં શાક કર્યાં છે. આજે ભેળાં બેસીને જમીએ. રાણીનાં હૃદય વલોવાઈ ગયાં છે. આંખે શ્રાવણ–ભાદરવો મંડાણાં છે. માંડ માંડ રોતાં ને રસકતાં વેણ ઉચ્ચારે છે કે, કુંવર! તમે ને તમારાં જે હોય એને જમાડો. મારે તો આજે એકાદશીનું વ્રત છે.

રાણીનાં આંસુડાની ધારે કુંવરની આગ ઓલવાતી ગઈ. પંખી પ્રત્યેના નિર્દોષ પ્રેમનો ખ્યાલ તો આવ્યો જ્યારે રાણીને પાણી વિનાના માછલાંની જેમ તરફડતી જોઈ ત્યારે. કુંવરની સાન પાછી વળવા માંડી. અસૂયાને સ્થાને સ્નેહ ઊછળી આવ્યો. પણ મારી નાખેલો મોરલો તે પાછો શ્યે સજીવન થાય! છતાં રાણીની મોર પ્રત્યેની પ્રીતિનાં કુંવર મનામણાં કરે છે.

ઊઠોને રાજાનાં રાણી, ઓરડીઆ ચણાવું રાજ,
ટોડલીએ નગટાવું વનનો મોરલો;

રાણી જવાબ આપે છે :

ઘેલૂડા રાજાના કુંવર, ઘેલૂડાં શીદ બોલો રાજ,
નગટલ મોરલો તે કેમ કરી બોલશે ?

વળી રાજા મનાવે છે :

ઊઠોને રાજાની રાણી, બેડલાં લઈ આવું રાજ,
બેડલીએ નગટાવું વનનો મોરલો;

રાણી રડતાં રડતાં કહે છે :

ઘેલૂડા રાજાના કુંવર, ઘેલૂડાં શીદ બોલો રાજ,
નગટલ મોરલો તે કેમ કરી બોલશે?

રાજા ફરી મનાવે છે :

ઊઠોને રાજાની રાણી, સાળુડા રંગાવું રાજ,
પાલવડે મેલાવું વનના મોરલા.

વેળા વીતી ગઈ કુંવર! ઘેલાં ન કાઢય!

ઘેલૂડા રાજાના કુંવર, ઘેલૂડાં શીદ બોલે રાજ,
છાપેલા મોરલા તે કેમ કરી બોલશે?

લોકકથા એમ કહે છે કે પછી રાણી મોરલાના અવશેષ સાથે જ બળી મરી.

અહીં તો આ ગીત ટૂંકાવીને આપ્યું છે. પણ કડીએ કડીએ કરુણા વહાવતું આ ગીત આગળ વધતું જાય છે ને ગવરાવનારાં, ગાનારાં ને સાંભળનારા રાસડે રમતાં રમતાં રડતાં જાય છે.

અહીં માત્ર પુરુષસહજ પ્રકૃતિનો ઈર્ષ્યાભાવ જ નથી, પણ સાહજિક સંવેદનનું કરુણતમ ચિત્ર આલેખાયેલું છે. એકલા હિંદુના હાડમાં જ મોરલો નથી મઢાયો, પણ મુસલમાનના હાડમાં પણ મઢાયો છે. મોરલો જેમ સરસ્વતીનું વાહન એમ મોરલો પીરનો પણ દુલદુલ–પીરનું વાહન ઘોડો.

બહારવટિયા જોગીદાસ ખુમાણને જેર કરવા ભાવનગર રાજ તરફથી પચાસેક સંધીનો બેડો જોગીદાસની પાછળ પડેલો. રમજાન મહિનો. સાંજ ઢૂકડી આવતી જાય ને સંધીઓના પેટમાં ભૂખની આગ સળગે. સાંજ પડી પણ જંગલમાં રોજા છોડવા શેનાથી! ફીદાદ ગામને પાધર ધનંતરશા પીરની દરગાહમાં એના મોતિયા નામે મોર ઉપર સંધીઓએ બંદૂકનો ભડાકો કર્યો. ચિત્કાર કરતો ઘાયલ મોર ધનંતરશા પીરના મુંજાવર મુરાદશાહના ખોળામાં જઈ પડયો.

મુંજાવરની કાકલુદીઓને ઠોકરે મારીને જાલીમ સંધીઓ મુંજાવરના હાથમાંથી મોરલો ઝૂંટવી ગયા. સાંઈ મુરાદશાહે બન્ને હાથ પીરની દરગાહ માથે પછાડયા ને પોતાના બેય હાથની દસેય આંગળીઓના નખ નીકળી પડયા. પંજાની પ્રાછટું સાથે જ સાંઈએ શાપ દીધો કે: 'એ મોરલો જેના પેટમાં પડે એના પેટમાં ખુમાણોના ભાલાં પરોવાઈ જજો. મોરલાનું માંસ ખાનારાના પેટમાં ભાલાં ન પરોવાય તો હું ફકીર નહિ, તું પીર નહિ અને આસમાનમાં અલ્લાહ નહિ.'

બન્યું પણ એવું જ. બીજે જ દિવસે જોગીદાસ ખુમાણ સાથે એ સંધીઓના ભેટંભેટા થતાં થતાં તો સંધીઓ ભાગ્યા ને ભૂટના ભાડિયા કૂવામાં ઊતરી ગયા. ખુમાણોએ કૂવામાં જ ભાલે ભાલે સંધીઓનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો.

શું હિંદુ કે શું મુસલમાન, મોરને મારવામાં આવું મહાપાતક માનતા. પક્ષીઓને મારનારની ગણતરી પારધી–પારાધીમાં જ થતી.

ઉત્તર રામચરિત્રમાં કે વાલ્મીકિ રામાયણમાં સીતાના વિયોગે પીડાતા રામની વેદના અનેકરૂપે આલેખાઈ છે. પણ પોરબંદર પાસેના મેર પંથક ઘેડના એક અભણ રબારી જેઠાએ આલેખેલું વર્ણન જુઓ:

મોર વણ, સૂનો ગરવો, સીતા વણ સૂના રામ;
હંસલા વન્ય સરોવર સૂનું ગુણિયલ વન્ય સૂનું ગામ

ગુણિયલ વણ સૂનું ગામ તે હરિ,
મનખો પદારથ નૈ આવે ફરી,

ગઇ સીતા ને રામ ચંદર રો ના,
જેઠો રામનો કે' ગરના ડુંગર મોર વણ સૂના.

જેવા સીતા વિણ સૂના રામ એવી મોર વિણ સૂની ગિરીમાળાઓ. હંસલા વિણ સરોવર અનો ગુણિયલ વિણ ગામ. સાદી છતાં આથી વધારે સચોટ ઉપમા કઈ હોઈ શકે? એ જ જેઠો રામનો આગળ જતાં મોરને મારવાનું મહાપાતક વર્ણવે છે.

જેઠો કોદથી પિડાતો હશે. જેઠાએ વિધાતાને વેરણ દેખી. પણ જેઠો તો આતમદર્શી. ક્યાં સુધી વિધાતાનો વાંક કાઢે? જેઠો કહે છે કે:

વિધાતા બચાડી કયા કરે, જેવા તમારા કરમ,
કાં તો માર્યા મોરલા, કાં તો હેર્યાં હરણ.

હરણ હેર્યાં તે હરોહરિ,
ગૌહત્યા બ્રાહ્મણની નડી.

કિધિચું કમાણિચું, રિયા! સેવો
જેઠો રામનો કે વિધાતાને દોષ શેનો દેવો!

કાં તો મોરલા માર્યા, કાં તો સ્ત્રીઓનાં હરણ કર્યાં. કાં તો ગાયો મારી ને કાં બ્રાહ્મણ માર્યા. મોરને મારવાના પાતકનું પલ્લું જુઓ.

પીર તરીકે પુજાઈ ગયેલો કચ્છનો જેસલ જ્યારે કૃતાંત કાળ જેવો થઈને કુકર્મો આચરતો ત્યારે એણે ય મોરલા મારવામાં બાકી નહિ રાખેલી. પછી જ્યારે તોળલ આગળ પાપનો પશ્ચાત્તાપ કરે છે ત્યારે પોકારી પોકારીને કહે છે:

હેરણ હેર્યાં લખચાર તોળી રાણી
હેરણ હેર્યાં લખચાર રે
વનના તે મોરલા મારિયા
તોળાંદે રે એમ જેસલ કે'છે જી.

પક્ષીઓને–મોરને મારવામાં આવું મહાપાતક મૂકાયું છે. શા માટે? કોઈ અંધશ્રદ્ધાથી? આટલી ધર્મભાવના મૂકી છે શા માટે? કોઈ પૂણ્ય રળવાના હેતુથી? ના, ભારતવર્ષનો નાગરિક–તેમાંયે જેને ગ્રામીણ ગણવામાં આવ્યો છે એવો માનવી–માનવ સમાજ–કૃતઘ્ની બનવા નથી માગતો એટલા માટે.

પક્ષી અને વૃક્ષ વચ્ચેનો સંબંધ આ માનવ-સમાજે કયા ભાવથી જોયો છે એ જોતાં જ માનવી પક્ષીનો–મોરના કેટલા ઋણાનુબંધનના સંસ્કારથી સંસ્કારાયેલો છે તે સહજ રીતે સમજાય છે.

આગ લગી વન ખંડમેં, દાઝયાં ચંદણ વંશ,
હમ તો દાઝયાં પંખવણ, તું ક્યોં દાઝે હંસ?

વનમાં આગ લાગી. અગર-ચંદનનાં ઝાડ ઊભેઊભાં સળગવા લાગ્યાં, પણ આ ઝાડ માથે બેઠેલા હંસ પક્ષીઓ ઊડતાં નથી. ત્યારે ઝાડ હંસને કહે છે કે, હે હંસ! અમારે તો પાંખો નથી-ઊડી શકતાં નથી, એટલે દાંમાં દાઝી રહ્યાં છીએ; પણ તમારે તો પાંખો છે, તમે ઊડી જઈ શકો તેમ છો, છતાં તમે કાં દાઝો? ઊડી જાઓને! ત્યારે હંસ શો જવાબ આપે છે?:

**પાન મરોડયાં, રસ પિયા, બૈઠયાં એક જ ડાળ;**
**તુમ જલો, હમ ચલ ઊઠે, જીણો કિતોક કાળ?**

હે ચંદન વૃક્ષ! તારી ડાળે ડાળે માળા બાંધીને અમે પોષાણા. તારાં પાન તોડયાં, મરોડયાં, તારો રસ પીધો. આજ લગણ તું અમારા જીવનનો આધાર બન્યો. હવે તું સળગે અને અમે ઊડીને હાલતાં થાઈં તે કેટલોક કાળ જીવવા સારું?

પક્ષીઓનો-મોરનો-આ સંસ્કાર લોકજીવનમાં જડાયેલો છે. કરુણાનો-કૃતજ્ઞતાનો એ જીવંત સંસ્કાર છે: ધર્મની અંધતાનું અનુકરણ નથી કે નથી કોઈ ધાર્મિક કે સાંપ્રદાયિકતાની લાગણીવશતા. સેન્ટીમેન્ટ (ભાવ કે લાગણીવશતાનું આળાપણું) ને નામે આવી આવી બાબતોમાં ઉતારી પાડનારાઓનો કે અવગણના કરનારાઓનો એ સંસ્કાર ન હોઈ શકે એ સમજી શકાય તેવું છે.

લોકસમાજ બુદ્ધિજીવી નથી હોતો. એટલે વાદપ્રતિવાદમાં બહુ ઓછો ઊતરે. એ તો હૃદયની સરળતાથી જે સાચું સમજે તે પ્રમાણે આચરે જાય. એટલે જ તો એણે સત્યોને સરળ ભાવે ઉચ્ચાર્યાં-ગાયાં કે-

**પોપટડો નવ મારીએ રે**
**પાંજરાનો રખવાળ મારા વા'લા;**
**મોરલીઓ નવ મારીએ રે,**
**ડુંગરાનો રખવાળ મારા વા'લા;**
**કોયલડી નવ મારીએ રે,**
**આંબલાની રખવાળ મારા વા'લા;**
**બાળકડું નવ મારીએ રે,**
**આંગણાનું રખવાળ મારા વા'લા.**

નયું વૈજ્ઞાનિક સંશોધન કરનારાઓને આ અતિ સાદા ગીતમાં રહેલા દયા, માયા, કરુણા ને કૃતજ્ઞતાના સંસ્કારો કેમ કરીને સમજાવવા?

•

પૃથક્કરણ એ આજના યુગના વિજ્ઞાનની અનુપમ દેન છે. પક્ષીઓનું જ્ઞાન-વિજ્ઞાન પણ વૈજ્ઞાનિક સાધનો દ્વારા હરણફાળે આગળ વધી રહ્યું છે. પણ એની ફલશ્રુતિ શું? માનવસહજ જિજ્ઞાસા ને કુતૂહલ કે-પછી આદમ જાતના ઉપયોગમાં પક્ષીઓનું સ્થાન નક્કી કરી એ અંગેના નિયમો બાંધવા તે? કે પછી રૂપાળાં પક્ષીઓ ભાળતાં શિકારની ભૂખ જાગે તે?

એથી યે વિશેષ આ પક્ષીઓનાં કમનીય રૂપમાં, વિલક્ષણ વૈવિધ્યમાં મનોહારી ચાંચલ્યમાં, મસ્ત ઉડ્ડયનમાં કે એના અસીમ અનંત સ્વૈર વિહારમાંથી માત્ર મનોરંજન મેળવાય છે કે વિરાટનો મહિમા!

કોઈની હિંસા ન કરવાની લાગણી કાયદામાંથી જન્મે કે જેની હિંસા કરવાની મનાઈ ફરમાવવામાં આવી હોય એના પ્રત્યેના પ્રેમમાંથી? પ્રેમ જન્મે કઈ રીતે? સૌન્દર્ય પમાય કઈ રીતે? જ્ઞાનમાંથી બુદ્ધિ ને લાગણીનો વિવેક જન્મે કઈ રીતે? એ બધું વિજ્ઞાનની સ્થૂળતામાંથી પેદા થાય ખરું?

વિજ્ઞાનની આગેકૂચ પ્રકૃતિનાં રહસ્યો પામવા માટે અને એ રહસ્યો પામીને માનવીના ઉપભોગમાં લેવા માટે જ આજે તો દેખાય છે. પરિણામ અત્યારે આવે છે વૈજ્ઞાનિક સાધનોની વૃદ્ધિ સાથે વાસનાઓના વકરાટમાં.

વૈજ્ઞાનિક પૃથક્કરણથી જે કાંઈ વધઘટ થાય છે તે તો માણસના પોતાના જ જ્ઞાનમાં. એથી કાંઈ પ્રકૃતિમાં વધઘટ થતી નથી. પ્રકૃતિનાં રહસ્યો પામવા જતાં માણસના વધતા જ્ઞાનને કારણે માણસમાં પોતાનામાં જ ફેરફાર થતો હોય તો જેમ માણસ પ્રકૃતિનાં રહસ્યો પામવા મથે છે તેમ પોતાનાં રહસ્યો પામવા શા સારુ પ્રયત્ન નહિ કરતો હોય?

તો માણસને જરૂર આત્મભાન થાય કે પોતે પણ પશુ–પક્ષીઓની જેમ જળ, સ્થળ, વનસ્પતિ વાયુ અને અવકાશી પદાર્થોથી વિંટળાયેલો–માત્ર વિંટળાયેલો જ નહિ, પણ એમાંથી જ જન્મેલો, એમાંથી જ ધારણ–પોષણ મેળવતો ને વૃદ્ધિ પામતો પ્રકૃતિની ડાળે જ માળો બાંધીને બેઠેલો પ્રકૃતિબાળ છે. પણ આપણે વર્ણવેલા લોકસંસ્કારની શરૂઆત ત્યાંથી થાય છે. આ મોરનું સૌંદર્ય તો જુઓ !

મોરના સૌંદર્યને સુકુમારતા અર્પીને વિધાતાએ હાથ વીંછળી નાખ્યા છે. આંખ અને ચાંચ આસપાસ ધોળાં ચગદા અને કાળા પટ્ટાની લીટીઓ તાણી વિધાતાએ પહેલાં એની કલગીમાં કામણ ઊતાર્યાં હશે. નાની નાની પંખાકારે રચેલી સળીઓની ગોઠવણી અને સળીએ સળીએ જાણે મોતી ઊગ્યાં હોય એવી અપરૂપ શોભા આપી. આ કલગીની સળીઓને શરૂમાં ભૂખરી બનાવી મોતી પાસે લીલા રંગ પૂર્યા ને એ મોતીમાં લીલછા વાદળી રંગના ઝબકારા ભરી દીધા.

પછી ડોક માથે ચળકતો વાદળી રંગ પૂર્યો. ડોક ઉપરના ભાગે ચળકારા મારે. નીચલા ભાગે ઘેરો જાંબલી રંગ પૂર્યો અને ડોકના ઉપર નીચા ભાગના રંગ ડોકના મૂળમાં ભેગા થતા અવનવી શોભા રચી ઘેરો આસમાની રંગ ઉપડી આવી એકરૂપ બની ગયો. ડોક પૂરી થઈને નીચેને ભાગે પગ પાસે એ રંગ ઘેરા લીલા સ્વરૂપે આખા નીચલા પેટને રંગી નાખી અને પગને વચ્ચે લેપી દીધા.

વિધાતાએ પછી લીધી હશે પીઠ. પીઠ ઉપર લીલવા રંગની સુકુમાર ચોકડીઓ, આડા આડા પટ્ટા રચીને ઠેઠ પૂછડી પર ચાલી જાય. પરંતુ એના પર પાંખ ઢંકાઈ જતાં ક્યારેક પીઠની શરૂઆત ત્રિકોણાકારે દેખાય અને ક્યારેક એ ત્રિકોણાકારમાંથી સીધી સળંગ લીટી ઠેઠ ગાળા સુધી પહોંચી જાય.

પીઠને બન્ને બાજુ ઢાંકી દેતી પાંખ પર વાંકા વાંકા ટપકાં અને કાળા પટ્ટા. જાણે કોઈ ઈરાની કલાકારે પોતાની બધી કળા ઠાલવીને નાની કનાત બિછાવી દીધી છે. કનાત બંધ થાય એટલે પાંખોમાં છેવાડાનાં પીછાં લાલ ઘોડા જેવા રંગનાં, કાંઈક તપખીરિયાં.

પાંખો નીચે છૂપાયેલ પૂછડી પર પડેલી લાંબી લાંબી કળા એ તો મોરના સૌંદર્યનો આત્મા. એ કળામાં રંગ ભરતાં વિધાતાએ પાછું વળીને નથી જોયું. ઉત્તર–હિંદમાં કહેવત છે કે વિધાતાને ત્રણ દિવસ થયેલા પૃથ્વી બનાવતા અને ત્રણ દિવસ થયેલા મોરમાં રંગ પૂરતાં.

પીંછે પીંછે રંગ પૂર્યા, રંગે રંગે ભાત પાડી. ભાતે ભાતે વિવિધતા ભરી. પીછાં બે–ચાર ને કોઈક છ–છ ફીટ લાંબી. લાંબી સળીઓ. બન્ને બાજુ મખમલીઆ વાળ જેવાં આછી કિનારીવાળાં એક સરખાં રૂંછા મૂકયાં પછી એમાંથી નિપજાવી પીછાંની આંખ. વચમાં તાંબાવરણું ચગદું, કોરે મોરે જાંબલી કિનાર, બીજી વાદળી કિનાર, ત્રીજી કિનારે રૂંછડાં મૂકીને આંખની જાણે પાંપણો રચી લીધી. આંખો જાણે હસતી અને આવકાર દેતી.

મોરના રંગો પૂરવામાં બેધ્યાન વિધાતાએ પીંછાની આંખ સુધી રંગો ભર્યા. રંગ કયારે ખૂટી ગયા એનું ભાન ન રહ્યું. મોરની પૂંછડી અને પગ રંગવાના બાકી હતા એ ખ્યાલ ન રહ્યો. છેવટે રંગનાં કુંડા ધોઈને બાકી વધેલા ભૂખરા રંગમાંથી પૂંછડી રંગી નાખી. અને પગ માટે બાકી રહ્યો ભૂંડોભૂખ છોડિયા જેવો રંગ. આવા સુંદર દેહ નીચે આવા વહરા પગ જોઈને કવિ કેમ છાનો રહે ?

કંઠે વડી કોયલ, કોયલને રૂપ ન દિયો;
રૂપે વડો મોર, મોરને પાઉં ન દિયો.

મોરના રૂપે મોહિત થઈ ને કવિઓએ કાવ્યો રચ્યાં. સ્ત્રીઓએ એને રાસડામાં ઊતાર્યો પાણી ભરવા જતી વખતે ઈંઢોણીમાં ઊતાર્યો. ટોડલે ટોડલે ને બારસાખે બારસાખે ટોડલિયાના બારસાખિયામાં ભરી દીધો. ગોળાના ભુઝારા ઉપર મૂકી દીધો. કાપડે ભર્યો, કેડિયે ભર્યો. કોઠા કોઠલે

ચીતરી દીધો. મોતીએ ભર્યો. ભીંતોમાં આલેખ્યો પશુઓના અલંકારોમાં આલેખ્યો, લાકડીઓ અને હથિયારોમાં કંડાર્યો, બાકી રહ્યું હતું તે ઘરને મોભારે મૂકી દીધો.

મારે ટોડલે બેઠો રે...મોર કાં બોલે!
મારા હૈડા હારોહાર, મારાં દલડાં લે'રે જાય
જનાવર જીવતાં ઝાલ્યાં રે...મોર કાં બોલે!

જેમ ભક્તને કંકર પથ્થર ઠીકરીમાં ત્યાં જુએ ત્યાં ભગવાન દેખાય એમ પ્રણયઘેલી ગ્રામનારીને એક એક અલંકારમાંથી મોરની વાણીના પડઘા ઊઠે છે. ટોડલે બેઠો મોર સજીવ થઈને પછી તો અંતર ભરી દયે છે. મોર તો ખરું જોતાં એના અંતરમાં જ બોલતો હતો પણ બાઈને એના પડઘા- સચરાચરમાં સંભળાયા કરે. છેવટે કેવો ઉપાલંભ! નીંદા–સ્તુતિ અલંકાર! 'જનાવર જીવતાં ઝાલ્યાં.' પણ ક્યાં? તો કહે 'હૈડા હારોહાર', અને છતાં ય એ તો એની મસ્તીમાં જ ઝુલ્યા કરે છે કારણ કે મોરના ટહુકે ટહુકે એનાં દલડાં લે'રે ચડી ગયાં છે. વનવાસી માલધારીઓનું આ પ્રણયમસ્ત ગીત પાંચાળની ગોદમાં તરણેતરના મેળામાં ગવાય છે ત્યારે કૈંકનાં દલડાં લે'રે ચડી જાય છે. કેમ? મોરનાં રૂપ એવાં છે. વળી પાદરનો વાસી મોરલો. એટલે લાજાળી ગ્રામનારીથી લોકડિયાંની વચ્ચે પ્રણયમસ્તી ક્યાંથી થાય? એટલે જ કહે છે કે:

મારા હીરાગર મોરલા ઊડી જાજે.
ઊડી જાજે સામે વડલે જાજે – મારા.

- એક જ શબ્દમાં લોકોના રસિક આત્માએ મોરલાને મૂલવી નાખ્યો. 'હીરાગર મોરલો.' મોરના રૂપને એક જ શબ્દમાં વર્ણવનારો બીજો એકે ય શબ્દ હજી સુધી બીજા કોઈ સાહિત્યમાંથી નથી મળ્યો. એવા મોરના રૂપથી હૈયું છલકાવતી ગ્રામનારી મોરલાને સંકેત કહીને કહે છે કે ઊડી તો જાજે પણ સામા વડલાથી આઘેરો ન જતો કૃષ્ણ અને ગોપીઓનું લીલાસ્થાન જમનાનો કાંઠો ને વૃંદાવન. ગ્રામનારીઓનું મિલનસ્થાન નદીનો આરો ને વડલો. એટલે જમનાને કાંઠે રમતી રાધા અને એની સખી ગોપીઓમાં ગ્રામનારીએ ઢેલનાં ઢૂંગ જ નિહાળ્યાં છે:

હરિ હરિ તે વનનો મોરલો ગિરધારી રે
રાણી રાધા ઢૂંગે રમે ઢેલ જીવનવારી રે.

આંગણે જ ઉતારી દીધા રાજા રામને. દિન બધો ક્યાં જાય? એને તો હસ્તાકમલવત્ જોઈએ:

મારે આંગણીએ રૂડા રામ રમે
રૂડો રામ રમે, મોર મોતી ચણે
મોર મોતી ચણે, ઢેલ ઢૂંગે વળે

છે તો લગનનો પ્રસંગ. ત્યારે આંગણે રામ સીતા સિવાય કોને પધરાવે?

ઢેલ ઢૂંગે વળે કિયાભાઈને ગમે
કિયાભાઈને ગમે એનો ભોભી પરણે.

કેવા છે એ મોતી ચણતા મોર?

મોરલાની ડોકે છે ગળિયલ મોતી
આંખડિયે રૂડાં આભલાં રે લોલ

કોઈ પણ સાહિત્યના વિવેચકો અને રસિયાઓ ને આવાહન કરે છે આ ઉપમા, આ અલંકાર, આ રૂપકો. મોરની ડોક કેવી લાગે છે? ગળીના રંગની તેજસ્વી મોતીવળ જેવી. અને આંખો? આંખોમાં તો આભલાં ટાંક્યાં છે.

આવા રૂડા મોરની પછવાડે ઢેલ ઢૂંગે જ વળે ને? હા પણ સંસાર માંડીને બેઠા પછી નરદમ સ્વાધીન બન્યે જવામાં જ ઢેલને ઘોડી મીઠાશ આવે? મોરની કેકા ભલે માનવીનાં હૈયાં હલબલાવી નાખે. પણ રીસાણી ઢેલને મનાવવા તો મોરને કૈંકૈં વાનાં કરવાં પડે છે. એકલું રૂપ, એકલી જીભની કે કંઠની સૂરીલી મીઠાશ કામ નથી આવતાં.

મોર બોલે ને ઢેલડ રીસાણી
તારે શેના જોઈએ શણગાર
એક–મોર બોલેને ઢેલડ રીસાણી.

મનાવી લીધી કડલાં, કાંબી, હીરા જડિત હારલા, કાંબીને ચૂડલીથી. અને પછી તો દળવાદળ ઉમટ્યાં. ગોપીઓ ઢૂંગે વળવા લાગી. 'મે આવ! મે આવ!'ની કેકાવળ સાંભરીને મોરલા માટે? ના:

વા વાયા ને વાદળ ઉમટયાં
ગોકુળમાં ટહુકયા મોર...
મળવા આવો સુંદરવર શામળીઆ.

આમ મોર ને માનવ, મોર ને મેઘ, મોરને મોરાર એકાકાર બનતા જાય છે.

લગ્નમાં માંડવે જાનું આવે ત્યારે 'મોર છબતી' જાય. છેવટ મોરથી મોહિત માણસોએ 'મોરભાઈ' નામ સુદ્ધાં અપનાવ્યાં અને દીકરીઓના નામ પાડયાં ઢેલી, ઢેલીબાઈ.

કવિ પછી ગાયકોએ મોરના કેકારવમાંથી સૂરો અને માત્રાઓ તારવી. મોર ખરજમાં અને ત્રણ માત્રામાં બોલે છે વગેરે. એટલે જ મોરની જેમ ગહેકતા મેઘાણીએ ગાયું હશે ને કે :

મોરલા હો મને થોડી ઘડી,
તારો આપ અષાઢીલો કંઠ;
ખોવાયેલી વાદળીને હું
છેલ્લીવાર સાદ પાડી લઉં.

મોરનું સૌંદર્ય નીરખીને સૌ એના નિરવધિ વખાણ કરે છે. એ મોરનું રૂપ ચીતરતા વિધાતાએ જેમ પૂંછડી અને પગ બાકી રાખ્યા તેમ ઢેલને તો સરાસર અન્યાય કર્યો છે. 'મોરની ઘરવાળી ઢેલ' એ તો સમાજમાં લોકોક્તિ બની ગઈ છે. રંગનાં કૂંડાં ધોયે મોરની પૂંછડી અને પગ પરાણે ભૂખરા રંગથી રંગી નાખીને વિધાતાએ ઊંચું જોયું ત્યારે જ ઢેલનો વિચાર આવ્યો. વખત ન હતો એટલે મોરને રંગતા ઢોળાયેલ રંગવાળી ધૂળમાં પાણી ઢોળીને બિચારી ઢેલને રંગી નાખી.

ઢેલને કલગી આપી પણ સાવ ઝાંખી. એમાં ઠસ્સો પણ નહિ. ડોક જોઈ હોય તો તે પણ ઝાંખી. જરાક પીળાશ પડતી ને વાદળી રંગની છાંટ આપી. આખા ડીલનો રંગ જુઓ તો ધુમાડિયો. પૂંછડીનાં પીછાં ભૂખરાં. મોરની જોડે જુઓ તો નજર નાખવી ન ગમે એવી. સારું થયું કે વિધાતાએ એને કળા ન આપી. આવી વિરૂપ છતાં બાળકોએ ઢેલને મોતી ચણુંતી ગણી. મોરભાઈનાં વહુ ખરાંને ? અને સ્ત્રીઓએ મોરના રૂપ ઉપર વારી જઈ 'ઢળકતી ઢેલ્ય' થવાનું પસંદ કર્યું. છેવટ તો એ મોરની માદા જ નથી પણ મોરની જનેતા પણ છે. પોતે વિરૂપ છતાં અપરૂપ ફરજંદો આપનારી. અને આપત્ય પ્રેમ કોને નથી હોતો ? મોર જેવાં રૂપાળાં ફરજંદની ઝંખના કઈ જનેતાને ન થાય ? એટલે જ્યારે કોઈ પુરુષ પોતાની પત્નીને મારી નાખે છે ત્યારે એનાં ગીત જોડાઈને ગવાય છે કેઃ

'મૂરખે મારીને વિચાર્યું' કે
જાણે ઢેલ્ય ઢળી રે લોલ'

આવા મોરના ટહુકાર વિના મેહ આવે તો યે ભૂંડો લાગે. મોરનો આવો કેકારવ, ટહુકાર, વનરાઈનું સૌન્દર્ય અને પહાડનો પડછંદો મનાયો છે. મોરલાની આશક આમજનતાએ એમાં મીઠપ દેખી છે, કારૂણ્ય નિહાળ્યું છે. લોકોએ એના અવાજને મેહના આગમનથી છડી જ પોકારતી માની લીધી છે ને મોરના કેકારવમાં, આવા શબ્દો કલ્પી લીધા છે કેઃ 'મે...આવ...મે...આવ.'

આભાં ગડે, વીજાં ઝબે, મોરાં ધરે મલાર;
ધરા–અંબરને ધરપવા આવ્યો મેહ ઉદાર.

આકાશમાં વાદળાં પથરાવા માંડે, ગડેડાટી થવા માંડે ત્યારે મોરનો ઉન્માદ વધી જાય છે. તે ઉન્માદ જીરવી શકતો નથી. પંખી સ્વભાવજન્ય એ પોતાનો સંવનન–ઉન્માદ કળા કરવામાં ઢાલવે છે. વાડીની વાડનો કે પછી હરકોઈ વાડનો ઓથ શોધી આજુંબાજુ ઊભેલ ઢેલનાં ટોળાં વચ્ચે મોર પોતાનાં પિચ્છ ઊંચાં કરે છે. પીંછાનું આડું છત્ર રચાઈ જાય છે. બરાબર ગોળ. મોરને માથે અસંખ્ય પિચ્છ–નયનોનું આભા–મંડળ રચાઈ જાય છે. એના એક એક પીંછાના અણુએ અણુએ ભરચક સૌંદર્ય ભર્યું હોય છે. આવાં અસંખ્ય પીછાનું સૌંદર્ય સમગ્રરૂપે ઠલવાય પછી એમાં શી કમીના રહે? આવી અપરૂપ સૌંદર્યમયી કળા કરીને એ થનગન થનગન નાચવા માંડે છે; પાંખો હલાવતો એ કૂદડીઓ

ફરવા માંડે છે. બન્ને બાજુની લાલ પાંખો નીચે નમાવી એને એકધારી હલાવતો એ ફર્યા કરે છે. પીછે પીછે જાણે વિદ્યુતને લીધે ઝણઝણાટી ઊભી થાય છે. એમાંથી સૂ...સૂ... અવાજ થયા કરે છે. આ અવાજને લોકો 'ઝણ્ય' કહે છે.

ઢેલડિયું આસપાસ ઊભી ઊભી તેનો નાચ નીરખ્યા કરે છે. મોરનું આ નૃત્ય જોતો જનસમાજ હેરત પામતો રહ્યો છે ને એ નૃત્ય નીરખતાં કવિ થાકતો નથી. એ નૃત્યનાં નૃત્યકારોએ અનુકરણ કર્યાં છે. એના ઉપરથી એનાં, કલાપી, કલાધર એવાં નામો પડયાં છે.

ભવાઈથી માંડીને ભરતનાટયમ્ સુધી આ મયુર નૃત્ય અપનાવાયું છે. ભરત મુનિનાં બે અઢી હજાર વર્ષ પૂર્વેના ગ્રંથ ભરતનાટયમ્‌ના ચોથા અધ્યાયમાં કરણોના પ્રકાર વર્ણવ્યા છે તેમાં મયુર લલિતમ્‌નો પ્રકાર આલેખ્યો છે.

મોરના આ અપ્રતિમ નૃત્ય સૌન્દર્યને મૂલવી જાણ્યું સૌન્દર્યપ્રેમી મુગલ બાદશાહ શાહજહાંએ. એણે મોરના આ રૂપ–સૌન્દર્યમાંથી દુનિયામાં અજોડ એવું તખ્તે તાઉસ–મયુરાસન બનાવ્યું, જે વર્ષો સુધી દિલ્હીના મોગલ દરબારને શોભાવતું રહ્યું ને છેવટે તેને ઈરાનનો નાદિરશાહ લૂંટી ગયેલ.

લોકોમાં માન્યતા પ્રવર્તે છે કે મોરને નૃત્ય કરતાં બહુ પરિશ્રમ પડે છે તેથી એની આંખમાંથી આંસુ ઘણા વલોવાટને કારણે ખરતાં હોઈ તે સાવ આછાં હોય છે. ઢેલ ઝીલે તે પહેલાં વરાળરૂપે ઊડી જાય તેવાં. આથી સાવ પાતળી છાશને આપણે ત્યાં 'મોરનાં આંસુ જેવી છાશ' કહેવાય છે.

આ લોકોક્તિના અનુસંધાનમાં લોકો એવી પણ કલ્પના કરે છે કે કળા કરતી વખતે મોરનાં આંસુ પડે છે તે ઢેલ ઝીલી લે છે ને એમાંથી ઢેલને ગર્ભ રહે છે. કદાચ ઘણી બધી ઢેલો સાથે ફરતો હોવાથી લોકોએ મોરના બહુપત્નીત્વને બચાવવા અને મોર પ્રત્યેની પોતાની માયા ને માઠું ન લગાડવા આવી કલ્પના કરી હોય.

વૈજ્ઞાનિક રીતે એ કલ્પના કલ્પના જ છે, મોર પણ અન્ય પક્ષીઓની જેમ સંભોગ કરનારૂં પક્ષી જ છે. પણ અતિ શરમાળ હોવાથી એના સંભોગ ભાગ્યે જ નજરે પડવા દે છે.

સામાન્યરીતે પક્ષી સમાજમાં એક નર ને એક માદા જ નજરે ચડતાં હોય છે. ત્યારે મોર તો બાદશાહો અને આગળના રાજાઓની જેમ ઢેલના ઢૂંગલા લઈને ફરે છે. કોઈને ન છોડતા લોકો મોરને પણ શાના છોડે? એથી મોરને શાપભ્રષ્ટ ગણ્યો છે. કેવી રીતે?

ઇંદ્રને ગૌતમનાં પત્ની સાથે આડો વ્યવહાર હતો. ગૌતમ મુનિને દૂર ધકેલવા અને અહલ્યાને ભોગવવા માટે ઇંદ્રે વહેલી સવારે ચંદ્રને પોતાનું અજવાળું ઝાંખું કરવા કહી, કૂકડાનું રૂપ લઈ, કૂકડો બોલાવ્યો. ગૌતમ મુનિ સવાર પડી સમજી ગંગાજીએ ન્હાવા ગયા. પણ હજી નવસ્ત્રાં સૂતેલાં ગંગાજીએ ટાણું નથી એમ કહી ઘરમાં કોઈ વેરી ઘૂસી ગયો છે એમ જણાવ્યું.

ગૌતમ મુનિ ક્રોધાયમાન થઈ પાછા ફર્યા. ઇંદ્ર ગૌતમ મુનિને પાછા આવતા જોઈ મીંદડો બનીને બહાર નીકળી ગયો. પણ ગૌતમ મુનિ કળી ગયા ને અહલ્યાને શલ્યા થવાનો શાપ દીધો. ચંદ્રને શાપ દઈને પૂર્ણ તેજને બદલે કળા કરતો કરી દીધો. ઈન્દ્રને મોર રૂપે પૃથ્વી પર અવતરવા શાપ દેતાં બોલ્યા કેઃ—"જા તારે અનેક પત્નીઓ હશે, પણ તું એકેયને ભોગવી શકીશ નહિ તું યે ઝૂરીશ અને તારી પત્નીઓ પણ ઝૂરશે."

મોરની કથાઓ ગ્રીસમાં અને આરબ દેશોમાં પણ છે. એ જ રીતે પૂર્વ અને દક્ષિણ એશિયામાં પણ છે. જાપાન, બ્રહ્મદેશ અને ભારતમાં મોર પવિત્ર પ્રાણી ગણાય છે જ્યારે ગ્રીસ અને સિરિયામાં અપશુકનવંતું પ્રાણી ગણાય છે. જો કે એ બધા દેશોને ત્રણેક હજાર વર્ષથી મોરની વાનગીઓ ભાવે બહુ.

ભારતમાં પણ હિંદુ મુસલમાનનું માનીતું

પ્રાણી હોવા છતાં શિકારી હિંદુ મુસલમાનો અને યુરોપિયન, અમેરિકનો મોર-ઢેલનો છાનો છપનો શિકાર કરે છે.

ભારતના હિંદુ મુસલમાનોએ મોરને પવિત્ર ગણ્યું એટલે એને સરસ્વતી અને કાર્તિકનું વાહન બનાવ્યું, બહુપત્નીત્વને કારણે મોરને શાપભ્રષ્ટ ઈન્દ્રનો અવતારી ગણ્યો અને મુસલમાનોએ એને પીરનો દુલદુલ માન્યો. એથી જ મોરપીચ્છની સાવરણીઓ વતી દરગાઓ સાફ થાય, દેવળો ને મંદિરો સાફ થાય. એમાં ઘાસની સાવરણી ન વપરાય. ભજનિકોના રામસાગર માથે પણ રૂડા મોરપીંછનાં ઝુંડ સોહે.

પીછાં પણ એટલાં સુંદર, કે એના વીંઝણા ને સાવણીઓ દેવોના રૂપને ય રૂડાં કરીએ દેખાડે, આ મોરપીચ્છ વધારે મોહક બન્યાં ભગવાન કૃષ્ણે મોરપીચ્છનો મુગટ બનાવીને પોતાના મસ્તકે ધારણ કર્યો ત્યારે. કૃષ્ણે તુલસીદાસજીને કહ્યું કે હું એ જ રામનો અવતારી છું ત્યારે તુલસીદાસજી તો શાના માને ? એમને તો કૃષ્ણમાં રામનું રૂપ દેખાય તો જ માને. પછી :

મોર મુકુટ નીચે ધર્યો,
કીરીટ મુકુટ ધર્યો શીશ;
ધનુષ બાણ કરમેં લિયો,
જબ તુલસી નમાયો શીશ.

શ્રીકૃષ્ણને માથે તો હજી યે મોર મુકુટ જ ધરાવાય. મોરનાં પીચ્છ પણ ત્રણ પ્રકારનાં. એક આંખવાળાં, બીજાં ત્રિકોણાકારનાં-બેલાખિયા આકારનાં, ત્રીજાં તરવારના જેવા છેવાડે વાંકા વળેલ. આવું પીછું હાથ પડે ત્યારે છોકરાં ન છોડે. પીછાનાં મૂળ કચકડા જેવાં હોય છે. એ તોડો ત્યારે અંદરથી નાનું સરખું વાંકુ ચૂંકુ કણું નીકળે. એને બાળો એટલે તડ તડ તડ તડ તડતડિયાં બોલે. પતંગના રસિયા પતંગ નીચે મોર પીચ્છની ઝાલર બનાવીને ઊડાડે છે.

મોરના રાતાં પીછાં છોકરાં માથાના વાળ સાથે ઘસીને ખડના તરણા સામે ધરે તો ચડપ... ચડપ...ચડપ. તરણાં પીછાંને ઊડીને ચોટી જાય. મોર પીચ્છની આંખો બાળીને એની અકસીર ભસ્મ બનાવવામાં આવે છે. દેશી વૈદકમાં મોરના ઘણાં અંગોનો ઉપયોગ થાય છે. મોરના પગ કકડાવીને એ તેલનાં ટીપાં કાનમાં નાખવાથી કાનનો દુખાવો મટે છે. વા થયો હોય તો મોર પીચ્છનાં કડાં બનાવીને પહેરાવાય છે. સર્પ કરડયો હોય તો પીચ્છની આંખ ચલમમાં પીવરાવાય છે અને વાટીને પીવરાવાય છે.

આવી રીતે કેળવાયેલી ધાર્મિક વૃત્તિ અને કાયદાના પ્રતિબિંબને કારણે મોરને જાહેરમાં નથી મરાતો એટલે મોર આપણી વચ્ચે નિર્ભય થઈને વિચરે છે. ગિરના જંગલમાં રસ્તાની ધારે અને જીપ મોટરની પાછળ પાછળ વનનો રાજા સિંહ પણ ભીખ માગતો રાંકાની જેમ રઝળતો હોય છે પછી મોર તો હેળવ્યો હેળવાય જ ને।

મૂળ તો એ બહુ ભડકણ પ્રાણી. જંગલ-ઝાડીઓનો વતની. પણ માનવ વસાહત વચ્ચે વિશ્વાસ બેસી જતાં ગામે પાધરની વાડીઓમાં ઊતરી આવ્યો. ત્યાંથી શેરીઓમાં થઈને આંગણાના ઝાડ ઉપર અને પછી તો ફળિયાનો હેવાયો બન્યો. હળી ગયેલો મોર હાથમાંથી દાણા પણ ચૂગે છે.

આંગણેથી ચણના દાણા એ જ એનો ખોરાક નથી. પણ કાકીડા, અળશિયાં, ઝીણાં જીવડાં, ઇયળો, અને કયારેક દેડકાં પણ ઉડાવે. સાપ વિષે કહેવાય છે કે 'મોરને અને મીંદડીને એરૂ ન આભડે.' એનું એક સંસ્કૃત નામ પણ ભૂજંગભૂક' છે. સંભવ છે કે આર્યોએ આ ભૂમિ ઉપર સાપનો ઉપદ્રવ ઓછો કરવા ગરૂડ અને મોરને વસાવેલ હોય.

મોરનો સૌથી પ્રિય ખોરાક વાડીના લીલાછમ પાકના કુણા કુણા કોંટા. એટલા બધા ખાય કે વાડીના પાકને બહુ નુકસાન કરે. કોઈ પણ વાડીએ એકાદ રખોપિયો ગોફણ લઈને પાણા ફેંકતો મોરલા ઉડાડતો જ હોય કે "મોયલો...મોયલો...હો...!"

વાડીના ભારે હેવાયા. પાસે જઈ ઊભા રહો તો પણ ખસે નહિ. મારવા હાથ ઉગામો તો ચાલતા થાય. ઊડે તો નહિ. બહુ પાછળ પડો તો દોટ મેલે. આગળ ડોક સીધી કરી દડબડ દોડી જાય. દોડવામાં એના જરઠ પગ બહુ કામ આપે. માણસોને દોડવામાં ન પહોંચવા દે. છૂટકો જ નથી એમ લાગે ત્યારે ઊડે. પણ ઊડે ત્યારે પછી એકધારો ઘણે સુધી ઊડયે જાય. એ વખતે એનાં નીચલાં લાલ પીછાં દેખાઈ આવે છે.

**કયાં ચંદ ચકોર કયાં, કયાં મોર કયાં મેહ;**
**અળગા તો એ ઢૂંકડા, સાચો જ્યાંહી સ્નેહ.**

મોરને અને મેહને આટલો બધો સ્નેહ શાથી? શા માટે મોર મેહને જોઈએ ઘેલો બની નાચવા માંડતો હશે? કારણ કે વર્ષા એ મોરની ઋતુ છે. વસંતે ફૂલડાં ફોળે એમ વર્ષામાં મોર કળાયલ બને–ફોળે. આનંદમાં 'કે...હૂ...ક,' 'કે...હૂ...ક' ટહુકાર કરતો મોર ભય વખતે 'ક્રિયો'...'ક્રિયો' એવી તીણી ચીસો પાડે છે. બાકી ટોળામાં રખડતાં આહાર વીણતાં વીણતાં એ ટોંક...ટોંક...ટોંક કે ઢેંહુક...ઢેંહુક અવાજે બોલતો હોય છે.

મેહના આગમને નાદ અને નૃત્યથી મસ્ત બનેલો મોર મેહની મિત્રાચારી બરાબર જાળવે છે. અષાઢ પૂરો થઈ શ્રાવણ વીતે અને ભાદરવો આવે ત્યાં તો મોર મિત્રનો વિયોગ સહન કરી શકતો નથી. એનું નૃત્ય થંભી જાય છે. ગાન અટકી જાય છે અને વિરહના પરિધાન રૂપે મોર પોતાની કળાનાં પીછાં ખંખેરી નાખે છે. દિવાળી આસપાસ તો મોર સાવ બાંડો થઈ જાય. નૂર હણાયેલો લાગે. લગભગ આખો શિયાળો એ બાંડો ફર્યા કરે.. પણ શિયાળો ઊતરતાં ઊતરતાં તો એ પીછાં મેળવવા માંડે છે. વાદળાના થર બંધાય એ પહેલાં મેહને વધાવવા નવો રૂપસિંગાર ધારણ કરીને મોર તૈયાર થઈ જાય છે.

મેહ ટાણે નવાં પીછાં ધરતા આ મોરને વરસાદ સાથે કાંઈક સંબંધ હોવો જોઈએ એવી લોકમાન્યતા છે. પણ ખરી રીતે તેવું કશું નથી. દરેક પંખી બચ્ચાં ઊછેરી લીધા બાદ દર વર્ષે એક કે બે વાર પોતાનાં પીછાં ખેરી નાખે છે.

એ જ રીતે ચોમાસું ઊતરતાં સંવનન બાદ ઈંડા મુકાઈને તેમાંથી બચ્ચાં નીકળે છે તે સમયે મોર પણ પોતાનાં પીછાં ખેરી નાખે છે. અન્ય પક્ષીઓનાં પીછાં નાના હોવાથી અને થોડાં ખરતાં જાય અને નવાં પુરાતાં જાય તેથી એ ફેરફાર નજરે પડતો નથી, ત્યારે મોરની કળાના આ લાંબા પીછાં એક સાથે થોડા દિવસના અંતરમાં જ ખરી જવાથી બાંડો મોર ઝટ નજરે ચડે છે.

મોર ઘરની બધી જંજાળ ઢેલ ઉપર છોડી દે છે. એટલે ઢેલ માળો છોડયા સિવાય ઈંડા સેવ્યા કરે ને મોરભાઈ ભમ્યા કરે. મોરનો મોટો આધાર પગ ઉપર, એટલે બચ્ચાંના પગ સાબુત ન થાય ત્યાં સુધી ઢેલથી માળો ન છોડાય.

મોરનો માળો પણ બહુ રૂપાળો નહિ. કયારેક વાડ વચ્ચે નાની તીરખીઓ, કરાંઠી, ખડ, પાંદડાં ને કુચાનો એ માળો બનાવે છે. કયારેક જૂના ખંડિયેરના કોક ખૂણામાં ને કયારેક ઝાડની બખોલમાં પણ ઈંડા મૂકે છે. કયારેક ગીધે બાંધેલા માળાનો ઉપયોગ પણ કરે છે.

ઈંડાં પાંચથી સાત મૂકે છે. રાણપુરના બગીચામાં એણે એક સાથે ૧૧ ઈંડાં મૂકેલાં પણ જોયેલાં. ઈંડાં ગડગડિયાં નાળિયેરના ગોટાથી સહેજ નાનાં, લંબગોળ, એક બાજુ થોડાં અણીદાર. રંગ ભૂખરો સફેદ હોય છે. આસપાસની સૃષ્ટિમાંથી જુદા તારવવાં મુશ્કેલ પડે એવાં. 'મોરના ઈંડાને ચીતરવાં ન પડે' એવી કહેવત કદાચ આ રૂપ રંગ વિહીન ઈંડા ઉપરથી જ પડી હશે. રૂપાળાં પક્ષીઓનાં ઈંડા રૂપ વિહીન હોય છે ને રૂપ વિહીન પક્ષીઓનાં ઈંડા રૂપાળાં હોય છે એવું એક વિધાન છે. જો કે સર્વાંશે તે સાચું નથી છતાં મોરની બાબતમાં એ વિધાન સાચું છે.

મોર સમૂહચારી પંખી છે. આખો દિવસ ચારો કરી રાતે ભેગા થઈ કોઈ એક ઝાડ માથે રહે

છે. રાતે હાથ પડે તો ગીધનો માળો પચાવી પાડે છે. આળસુ શિકારીઓ રાતે ઝાડ પર ચડી એને પકડે છે પણ રાત વખતનો મોરનો કળેળાટ કોઈના હૃદયમાં ચીરા પાડી નાખે તેવો હોય છે.

એક સફેદ મોર પણ થાય છે. પણ તે આપણા દેશમાં નહિ, બ્રહ્મદેશમાં. દેહ સૌષ્ટવે અને ઘડતરે આપણા મોર જેવો જ પણ નખશીખ શ્વેત. રંગ-વિધતાથી આપણો મોર અંધકારઘેરી તારા જડિત રાતના સૌંદર્યનો ખ્યાલ આપે. સફેદ મોર રૂપે રસેલી ચાંદની રાતનો ખ્યાલ આપે.

એનું પીછે પીછું ને રૂંવાડું શ્વેત. ક્યાંયે ડાઘ નહિ, લાંછન નહિ. સાધુ પુરુષના હૃદય જેવો નિર્મળો લાગે, એકલા સફેદ રંગમાં ય અનુપમ લાવણ્ય. રૂપના ભેદ સિવાય અન્ય વ્યવહારમાં શ્વેત મોર આપણા અજબ રંગીલા મોર જેવો જ. એનું ગોત્ર પણ એક જ મનાય છે.

જાપાનમાં વળી નીલરંગી મોર થાય છે. એ નીલરંગી મોર કુદરતી નહિ પણ માણસે ઉત્પન્ન કરેલ જાત છે. બ્રહ્મદેશ અને જાવામાં જાપાની મોરને મળતી એક જાત થાય છે. તેની છાતી અને ડોક પર નીલરંગને બદલે સોનેરી હરિત રંગ હોય છે.

એ જ રીતે રૂપાળા વનમોર પણ હિમાલયમાં થાય છે. વિવિધ એની જાતો થાય છે. કલિજ, મોલન, કોકલાસ, ચીર વગેરે પ્રકારના.

આવા મોરને આપણી સરકારે પોતાનાં રાષ્ટ્રીય પક્ષી તરીકે જાહેર કરેલ છે. આંતરરાષ્ટ્રીય પક્ષી સંરક્ષણ સમિતિની ભલામણ અનુસાર દરેક દેશે પોતાના રાષ્ટ્રીય પક્ષીની પસંદગી કરવાની હોય.

એ રીતે બ્રિટને પોતાના રાષ્ટ્રીય પક્ષી તરીકે રોબિનની, કોલંબિયાએ કોન્ડોર નામના પોતાના ગીધની, બેલ્જિયમે કેસ્ટ્રેલ નામના બાજની, અમેરિકાએ ગરૂડની, દક્ષિણ આફ્રિકાએ સારસ કુળનાં બગલાની, લંકાએ વનકુકડાની. દક્ષિણ આફ્રિકાના નાતાલે શહામૃગની, જાપાને પોતાના લીલા વનમોરની, હવાઈયન ટાપુઓએ હંસની, બ્રહ્મદેશે પોતાના મોરની, જર્મનીએ શ્વેત ઘોકડાની, ડેનમાર્કે ચંડુલની અને કેનેડાએ હંસની પસંદગી કરેલ છે.

## મયૂર : એક સંસ્કૃત શ્લોકમાં

કેકા કર્ણામૃતં તે કુસુમિત કબરી કાન્તિહારાઃ કલાપાઃ ।
કણ્ઠચ્છાયા પુરારેર્ગલરૂચિ રૂચિરા સૌહૃદં મેઘસંઘૈઃ ॥
વિશ્વદ્વંષી દ્વિજિહ્વ સ્ફુરદુરુપિશિતૈ ર્નિત્યમાહાર વૃત્તિઃ ।
કૈઃ પુણ્યૈઃ પ્રાપ્યમેતત્ સકલમપિ સખે ચિત્તવૃત્તં મયૂર ॥

અમૃત જેવો મીઠો તારો ટહુકાર, રૂપાળી કલગી, મનોહર કળા દાખવતો કેશકલાપ, વિશ્વકલ્યાણ અર્થે વિષપાન કરનાર મહાદેવના જેવી કંઠની, રૂચિકર, નીલવર્ણી છાયા, અને જગદ્હિતાર્થે સર્વાર્પણ કરનારા મેઘની મૈત્રી; માનવદ્વેષી સર્પનો આહાર, આ બધી આંતર બાહ્ય સંપત્તિ હે વહાલા મિત્ર મયૂર ! તને એવા તે કયા પુણ્યના પ્રતાપે પ્રાપ્ત થઈ છે ?

આ શ્લોકમાં કવિએ કશું જ કહેવાનું બાકી રાખ્યું નથી. માણસ પોતાના મિત્રોથી ઓળખાય છે. 'સમાનશીલ વ્યસનેષુ સખ્યમ્' મેઘનો મિત્ર મયૂર એટલી એક જ ઉપમા તેનું સર્વાંગસંપૂર્ણ આભિજાત્ય વ્યક્ત કરે છે અને દ્વેષ તથા ઈર્ષાનાં ઝેરથી વિશ્વને વિનાશના પંથે દોરી જતા બે જીભે બોલનારાનો જ આહાર ! સદાય ઉચ્ચ ભૂમિકા ઉપર સ્થિર રહેનારો, વેર-ઝેરનાં પાન કરનારો, પોતાના ટહુકારથી જગતને આનંદવિભોર બનાવતો, નિજાનંદમાં મસ્ત બની નાચતો મયૂર આપણને ચૈતન્ય અને રામકૃષ્ણનું સ્મરણ કરાવે છે.

# લોકજીવનમાં પંખીઓ

મણિભાઈ વોરા

માતાના ઉદરથી પ્રસવ પામતું માનવ બાળ પ્રથમ તો પૃથ્વી ઉપર કીડાની જેમ આળોટે છે, પછી પેટે ચાલતા પ્રાણી માફક ઢસડાતું ચાલે છે, ત્યારબાદ ચો–પગાં જાનવરની દશા ચાર પગે ચાલીને પૂરી કરી બે પગ ઉપર ઊભું થાય છે. આગળના બે પગ હવે હાથ બને છે. આવા જ ક્રમે પક્ષીના આગલા પગ પાંખો બનેલ છે. માણસ ચાલે કે દોડે ત્યારે હાથનું હલન–ઉડવાની શરૂઆત કરતાં પંખીની પાંખના જેવું જ હોય છે.

બે અબજ વર્ષો પૂર્વે પૃથ્વી ઉપર જીવસૃષ્ટિ ઉદ્‌ભવી, ઘણા પાછળના કાળમાં પંદર કરોડ વર્ષ પહેલાં પક્ષીનું પૂર્વજ પ્રાણી, અસ્તિત્વમાં આવ્યું, પુરાતત્ત્વવિદો તેને 'આર્કિઓપ્ટેરિક્સ' કહે છે. આ પ્રાણીને દાંતાવાળી ચાંચ જેવું મોઢું, કરોડરજ્જુને છેડે લાંબી પૂંછડી, પગના એંધાણરૂપ બે પાંખો ઉપર આંગળાં અને શરીર ઉપર પીંછાં હતાં. કરોડરજ્જુવાળા પેટે ચાલનારા ચો–પગા જીવમાંથી પક્ષીની પાંખ ફૂટી તેના મૂળમાં આ પીંછાંવાળું– 'આર્કિઓપ્ટેરિક્સ' હતું. આ પછીના ક્રમમાં શાહમૃગ, બગલાં, બતક જેવાં પંખીઓ અને તે પછી પોપટ, ચકલાં વગેરે પાછળના કાળમાં ઉદ્‌ભવ પામ્યાં. માણસ તો ઘણા લાંબા સમય બાદ ઉદ્‌ભવ્યો–સમજુ માણસના અવશેષ બે લાખ વર્ષો પૂર્વેના મળ્યા છે.

માનવનું મન ગગનગામી છે તેથી અન્ય પ્રાણીઓ કરતાં પંખી તેને વિશેષ પ્રિય છે. માણસનું લક્ષ્ય પંખી પ્રતિ સદા દોરાતું રહ્યું છે અને રોજિંદા જીવનમાં, વાણી અને વર્તનમાં–પંખીએ જાણે માનવજીવનનું અંગ બની રહ્યાં છે. આદિ માનવ પક્ષીની જેમ ચાલવા, બોલવા, ઊડવા, નાચવાની ચેષ્ટા કરતો. આજે પણ અબુધ ગોવાળિયા બગલમાં ધાબળા બાંધીને ઊડવા યત્ન કરતા કે કોઈ કુબામાં વાઘરી વાઘરણ મોર ઢેલ થઈ નાચતાં તેના દાખલા છે.

પાષાણયુગના કલાકારે દશ હજાર વર્ષ પહેલાં સહરાના ખડક ઉપર દોરેલાં શાહમૃગના ચિત્રો હયાત છે, ચાર હજાર વર્ષ પૂર્વેના મિસરના ભીંતચિત્રોમાં બતકનો શિકાર દર્શાવાયો છે. સુમેર, મિસર, તિબેટ, ભારતમાં પંખીઓને દેવ અથવા દેવદૂત કે દેવવાહન તરીકે ગણાવેલ છે. પરી તથા ફિરસ્તાને પાંખોવાળા કલ્પ્યા છે. સંસ્કૃતિનો વિકાસ થતાં માનવજીવન ઉપર પંખીઓનો વિશેષ પ્રભાવ પડયો. બોલીમાં અને લિપિમાં પક્ષીઓનો સહારો લેવાયો.

પક્ષી સૃષ્ટિએ ઉછરતા માનવીને આહાર અને વિહાર–બન્ને પૂરાં પાડયાં છે. પક્ષીના માંસનો સ્વાદ અને પોષકગુણ તથા પીંછાનો ઉપયોગ તેના શિકારના કારણો બન્યા તો પક્ષીના રૂપ, રંગ, કંઠથી તેને પાળવાની વૃત્તિ જાગી અને પક્ષીના આડા–અવળાં–સીધા કે ઊંચા તેમજ દૂર સુદૂરના ઉડ્ડયને માનવને ભ્રમણશીલ બનાવ્યો.

આદિ માનવ સમાજે સૌ પ્રથમ મરઘાં–બતકાંને ખોરાકમાં લીધાં, મરઘાંનું મૂળ ઉત્પત્તિ સ્થાન અગ્નિએશિયા છે, ત્યાંથી ઇ. સ. પૂર્વે ૧૫૦૦ આસપાસ તે અન્ય દેશોમાં ફેલાણાં. આ સમયથી માનવીના સહાયકર્તા તરીકે પંખીનો ઐતિહાસિક ફાળો જોઈ શકાય છે. ઇ. સ. પૂર્વે ૩૦૦૦માં મિસરમાં સંદેશવાહક તરીકે કબૂતરો હતાં, જુલિયસ સિઝરના વખતમાં અને બીજા વિશ્વયુદ્ધમાં પણ સંદેશવાહક તરીકે કબૂતરોનો ઉપયોગ થયેલો છે. હંસ પક્ષીઓએ રોમને બચાવ્યાની વાત જાણીતી છે, કેનેરી પક્ષીઓએ ખાણમાં જવાથી માણસ મરી જશે તેની ચેતવણી આપી હતી, ભય–સૂચક વાતાવરણની આગાહી આપી અનેક વખત માનવીના પ્રાણ પંખીઓએ બચાવ્યાના દાખલા છે. પોતે મરી જઈને પણ માનવીની સેવા પક્ષીઓએ કરી છે અને ભવિષ્યમાં વિજાણુઓની જીવસૃષ્ટિ ઉપરની માઠી અસરની જાણ પંખીઓ જ માણસને કરશે.

આર્યોના પ્રાચીન ગ્રંથોમાં તથા આર્યેતર પ્રજાના અવશેષોમાં પંખીનું સ્થાન જોઈ શકાય છે. પક્ષીઓના અવાજને સામગાનની ઉપમા વેદોમાં આપેલ છે. વિદ્યા અને સર્જનનું સ્થાન હંસ ઉપર, જ્ઞાની બ્રહ્મચર્યની પ્રતિષ્ઠા–મોર ઉપર, સુખ–શાંતિનો સંદેશ કબૂતર ઉપર અને વિશ્વની પાલક શક્તિના સ્થાપન ગરુડ ઉપર થયેલાં છે. કોઈ પણ દેશનું, કોઈપણ જમાનાનું સાહિત્ય પંખીના ચિત્રણમાં ઊણું નથી. ઋગ્વેદથી માંડી કાલિદાસ સુધી મયૂરના ઉલ્લેખો મળે છે. વૈદિક સાહિત્યનું બીજું માનીતું પંખી છે ચકોર. એની ચમકતી આંખોને કારણે દમયન્તી જેવી અનેક રૂપવાન સ્ત્રીની આંખોને 'ચકોરાક્ષી' કહેવાયેલી છે. આજે લોકવેવારમાં 'ચકોર–નજર' જાણીતી છે: આપણા સંસ્કૃત સાહિત્યમાં હંસનું સ્થાન સર્વદા પ્રમુખ રહેલું છે. હંસ એના માનસરોવર નિવાસથી અને નીરક્ષીર ન્યાયથી સંત–સાધુઓનું પ્રતીક બનેલો છે. ચક્રવાક–ચક્રવાકીની દામ્પત્ય કથા કોઈ અજાણી નથી: રામાયણની ઉત્પત્તિનું મૂળ પણ ચક્રવાકમિથુન-માંથી એકનું મૃત્યુ થયું તેમાં રહેલું છે.

લોકસાહિત્ય તો સેંકડો વર્ષ થયાં પંખીને આધારે જ ઊડતું રહેલું જણાય છે. કાગડો અને કાબર, ચકલો અને ચકલી, બગલો અને હંસ, મોર ને પોપટની વાર્તા કોણે નહિ સાંભળી હોય? 'ચકી તારા ખેતરમાં મેં ઝીંઝવો વાવ્યો' 'ચણચણ બગલી ચણાની દાળ' 'બગલો આવે ને જાય રે' જેવી પંક્તિઓ દીકરીઓને કંઠેથી કોણે નહિ સાંભળી હોય? ગામના ચોકમાં ખેલાતી ભવાઈનો રંગલો મોર પોપટના અભિનય કરી લોકોને હસાવે છે.

'પઢો રે પોપટ રાજા રામના,' 'ઝીણા મોર બોલે,' 'પાળે બેઠાં બગલાં,' 'કાળુડી કોયલ,' કે 'મોર તારી સોનાની ચાંચ,' જેવાં ગીતોમાં નારી–સમાજ પોતાના અંતરની ઊર્મિ વ્યક્ત કરે છે, તો સંતસાધુ પણ 'હંસલા નવાં કલેવર ધરો' 'મારો હંસલો નાનો ને' 'મેના તો બોલે રે ગઢ ને કાંગરે' જેવાં ભક્તિગીતો-માં વિતરાગતા સૂર પંખીનો સહારો લઈને જ વહે: વહાવે છે. લગન જેવા પ્રસંગો અને વહેવારજ્ઞાન પણ પંખીના અલંકાર પહેરીને રજૂ થાય છે: રૂપગર્વિલી–લાટો જાણે કળાયેલ મોર, વહુરાણી જાણે ઢળકતી ઢેલ, એ તો સારસની જોડ, મોરની ડોકના રંગનું કાપડું, વાણી–રૂપાળપણું પોપટનું, લુચ્ચાઈ કાગડાની, સંપ કુંજનો, વિવેકી હંસ, લાંબા ટંગ ટીટોડી, ટુંક ચાલ તેતર, વાંકુ નાક પોપટ, ચીબું નાક ચીબરી, જેવી અનેક ઉક્તિઓ પંખી–સ્વભાવનો સહારો લઈ માનવી-ના અનુભવની સમૃદ્ધિ બની રહેલ છે.

પક્ષી જગતને સ્પર્શતાં વાક્યો લોકજીભે રમે છે: ચૂંદડીએ મેના પોપટની ભાત્ય, આંબાડાળે કોયલ, પિયુ પિયુ કરતો બપૈયો, સકરાની નજર, બાજ જેવો અમલદાર, ભેળા થયેલા સવાદિયા કાગડા, ચકલાની ચણ ઉપર હાથ નાખ્યો, બિચારી પારેવડીને પીંખી નાખી, સમડી જેવી ઝપટ, ભેરવ જેવી આંખ કાઢી, કૂકડો બોલે ત્યારે સવાર, લેલાં જેમ ટેં ટેં કરવા મંડ્યા, કાબરુંની જેમ કલબલાટ કરી મૂક્યો, લક્કડિયો ટેટો, અમે તો પરદેશી પંખી, એ તો વાની મારી કોયલ, હંસલો ઊડી ગયો, કાગડો દહીંથરું લઈ ગયો–આ અને આવી અનેક ઉક્તિઓ લોકજીવનમાં પંખી-ઓ કેવાં તો વણાઈ ગયાં છે તે દર્શાવી જાય છે.

માનવીનું પહેલું મિત્ર પંખીનું હતું. આજ પણ ઘર–ઓશરીની ગાર કે ભરતગૂંથણ પંખીની ભાત વિના રંગ જમાવી શકતાં નથી. મોર અને પોપટને અનેક રીતે આલેખતી નાર છાતીએ છૂંદણાંમાં પણ એનાં ચિતરામણ કરાવે છે! ભરતગૂંથણના રાચ – ચાકળા, તોરણ, ટોડલિયા, ચંદરવા, પછીતપાટી, વાળિયા, કમખા, ચણિયા, સાડલાની કોર કે બળદની ઝૂલ–પંખીની આકૃતિ વિના સર્જન થઈ શકે જ નહીં.

પંખીના નિરીક્ષણે અનુભવથી રૂઢ થયેલી માન્યતાઓ પણ થોડી નથી: ચકલી નીચે ઊડે કે ધૂળમાં ના'ય તો વરસાદ આવે, ટીટોડી નદીના પટમાં ઈંડા મૂકે તો વરસાદ મોડો થાય, ગલ પક્ષી કિનારે જ રહે તો સમુદ્રમાં તોફાન આવે, પંખી ચરે નહિ તો દુઃખ આવે, કાગડાનો માળો ઝાડની પૂર્વ દિશામાં હોય તો સુકાળ અને વચ્ચે બંધાય તો દુકાળ પડે. કેટલીક ખોટી માન્યતા પણ ઘર કરી બેઠેલી જોવા મળે છે: મોર કળા કરે ત્યારે તેનાં આંસુ ઝીલવાથી



[ અનુ. પૃ. ૨૯૫

# ત્રણ પક્ષીપૂજકો

મણિભાઈ વોરા

૧: વીસાવાડા (મૂળ દ્વારકા) ના જન્માષ્ટમી મેળામાં, બાજુના પાલખડા ગામથી વૈષ્ણવ કાલીદાસ શેઠ આવતા. મંદિરના વિશાળ ચોકમાં હીંચકીર્તનના ઝકાર બોલે, 'કાળા ઠક્કર' અષ્ટછાપ ભક્તોનાં પદ ભાવ-પૂર્વક ગવડાવે. ચાર છેડે ખોસેલું પાટલીવાળું ધોતિયું, પાસાબંધ આંગડી, ઉપર ભેઠ, માથે જામનગરી ઊભડી પાઘડી, કંઠી અને તિલકધારી સ્વરૂપવાન કાળા શેઠ પોતે ભક્તિરસમાં ન્હાતા, સૌને ભક્તિભાવમાં તરબોળ બનાવે. કાળા શેઠ કીર્તનમાં અજોડ લેખાતા. કીર્તન કરીને ગામ ઝાંપા ધર્માદા તરીકે અતિથિ,, ગાય પંખી માટે ધાન્ય, નીરણ, ચણ એકઠાં કરી–પંચને સોંપી પોતે ઘેર જતા. વર્ષો સુધી આ નિયમ એકધારો રહેલો. કાળા શેઠ અચૂક કૃષ્ણજન્મનાં દર્શન કરવા વીસાવાડા આવે અને ભક્તિભાવની ગંગા સાથે દાનધર્મની જમુના વહેવડાવી પોતાને ગામ જાય.

આ કાળાશેઠ એક વખત જન્માષ્ટમીના મેળામાં આવ્યા નહિ. મંદિરના ચોગાનમાં કીર્તનની ધૂન જામે નહિ. સૌ ઊંચાનીચા થતા 'કાળા ઠક્કર'ની જુએ. છેલ્લે જાણવા મળ્યું કે વીસાવડાના કોઈ અનાડી છોકરાંવે ગોફણના ઘાથી ચણતાં પક્ષીઓ માર્યાં એટલે કાળાશેઠનો જીવ દુભાણો છે. ગામ આગેવાનો પાલખડા તેડવા ગયા. જોનારા કહે છે કે ધોળા વસ્ત્રમાં શોભતા શેઠ ચોધાર આંસુથી રડી રહ્યા છે, પ્રભુનું નામ જીભમાંથી છૂટતું નથી અને વારેવારે 'અરરર, પંખીને માર્યાં !' વડેરું કોઈ છોકરાને વાળે નહિ !' 'અરે, ચણને બોટે પારેવાં મરે!' કહેતા નિસાસા છોડે છે. આજુબાજુના લોક પણ કાળાશેઠની સાથે ભીની આંખે થઈ ગયેલા. ગામ આગેવાનોએ વીસા-વાડામાં પંખી નહિ મરે એવાં વચન આપ્યાં પણ કાળાશેઠ એ જન્માષ્ટમીએ તો ન જ આવ્યા, અને બીજી જન્માષ્ટમી પહેલાં દેવલોકને પામ્યા.

કાળાશેઠને મારાં માતુશ્રીએ ભાઈ કરેલા હતા. વીસાવડામાં નિશાળે અમારે ત્યાં ઊતરતા.

૨: એક કુંભાર ભગત હતા. આજુબાજુના ગામડાંઓ સૌ કોઈ "વા' ભગવાન વા' " નામથી એને ઓળખતા. એના નામની ખબર નથી. હાલતાં ચાલતાં–સામું મળે તે પણ 'વા–ભગવાન વા'!' કહીને એને ઓળખાવતું! શીંગડા, વીસાવાડા, લાંબા વચ્ચે આવજા કરે, ગામના કુંભારવાડે ઊતરતા. સૂંથણો, લાંબીચાળની મોટા ગુંજાવાળી આંગડી, ખંભે પછેડી અને માથે ફાળિયું બાંધતા. કંઠમાં મોટા પારાની માળાનો ભારો ઠેઠ ગોઠણ સુધી પહોંચતો, આ માળામાં હાંડલાં ઓપવાની કાંકચીઆની માળા પણ ખરી! ભગત હાથમાં મોટો ચીપિયો રાખતા. ચીપિયો ખખડાવતા જાય ને કુદરડી ફરતા જાય, મુખમાં 'વા ભગવાન વા'!' શબ્દોની ધૂન! આ ભગતને પંખીઓ અને બાળકો સૌથી વધારે વહાલાં. મોટા ગુંજામાં ચણ અને સાકરની ગાંગડીઓ ભરી હોય. વાઢ ટાણે ભગત આવે તો જુવારના લોથા અને બાજરાનાં ડુંડાના તોરણો કરાવી, ગામચોરે દેવ થાનકે બાંધતા. પાદરના ચોકમાં, મંદિરને આંગણે કે તળાવ પાળે ચણ નાખી છેટે ઊભી, છોકરાંવને ગાંગડી ગાંગડી સાકર દેતાં ભગત કુદરડી ફરતા જાય! અને "વા! ભગવાન વા!' "ભગવાન વા!" કરતા જાય! ચકલાં, કબૂતર, મોરને ચણતાં જોઈ, ભગત રંગમાં આવી જાય અને નાના ભુલકાં ભેળા સૌ 'વા ભગવાન વા' કહેતાં કુદરડી ફરી રહે. મેં પણ નાનપણમાં આ ભગતની આજુબાજુ કુદવાનો લ્હાવો લીધો છે.

૩. પાલખડાના જ ચાંઉ બ્રાહ્મણ રામજી મહારાજ પણ આવા પંખી–પૂજક હતા. રામજી ભગત હાથમાં મોટા કરતાલ રાખતા તેથી 'રામજી કરતાલિયો' કહેવાતા.–ગોઠણ નીચે પહોંચતું જાડું ધોતિયું, ઝુલડાં જેવી આંગડી, માથે પાઘડી, રુદ્રાક્ષની માળા અને આખા કપાળે ગરબો ચીતરે એમ લગાવેલ ચંદન,

પણ ચાલુ છે. મોર નાચે છે અને આખું આંગણું હસી ઊઠે છે એવું કચ્છનું એક લોકગીત છે–

મોર તો ટિલે, અંગણુ તો ખિલે,
પતંગડા જાની મોર તો ટિલે.
મોર તો ટિલે, ને ઢલ તી ખિલે–પતંગડા.
મોર તો ટિલે, જંગલ તો ઝુલે–પતંગડા.
મોર તો ટિલે, ડુંગર તો ડુલે–પતંગડા.
મોર તો ટિલે, ઢેલડ તી ખિલે–પતંગડા.

કારાત્રો

કચ્છમાં કારાત્રો નામે એક પંખી છે. સૌરાષ્ટ્રમાં પણ ક્યારેક સંભળાય છે. આ પંખીની બોલીનો જુદા જુદા પ્રકારના લોકો જુદો જુદો અર્થ કરે છે.

ફકીર કહે છે–સાંઇ તેવી કુદરત!
બ્રાહ્મણ કહે છે–રામ, લખમણ ને દશરથ.
ગાંધી કહે છે–તજ, લવંગ ને તમરખ
પહેલવાન કહે છે–દંડ, બેઠક ને કસરત.
અને ભઠિયારો કહે છે– રુઇ, રોયડો ને લસરક (છીપર, પથ્થર અને લસરક)

આમ આ પંખીના શબ્દોના અનેક અર્થ લોકો કરે છે પણ એ પંખી તો પોતાની મોજમાં પોકાર કર્યા કરે છે.

હોલો

એ જ રીતે હોલાની બોલી માટે પણ અનેક અર્થ ઘટાવવામાં આવે છે. કોઈ કહે છે.

ઘૂ ઘૂ ઘૂ ગાંગી મા, પેથો પે (બાપ)
વાગડ જાઉં, પીલુ ખાઉં.
કોઇ કહે છે–પૂંજો કુઓ, પૂંજી કૂઈ,
પાણી પીતાં બૂડી મૂઇ.

ક્યારેક હોલો નવી જાતની બોલીમાં એમ કહેતો સંભળાય છે કે– 'હતું તેનું શું કીધું? હતું તેનું શું કીધું?'

હોલા અને કૂંજનો એક કચ્છી કિસ્સો છેઃ–

એક હોલાને મકાઈના ખેતરમાંથી મકાઈનું એક મોટું કણુસલું મળી આવ્યું. મકાઈના મીઠા દાણાથી ઠસ્સો ઠસ્સ ભરેલું આ કણુસલું જોઈને હોલાના આનંદનો પાર રહ્યો નહિ. કણુસલું ચાંચમાં લઈને હોલો પોતાના માળામાં ઊડી ગયો. તે દિવસથી તેણે 'ઘૂ ઘૂ ઘૂ બોલવાને બદલે' ભંડાર ભરપૂર, ભંડાર ભરપૂર' એ શબ્દો બોલવાનું શરૂ કરી દીધું. આ કણુસલું મળી આવવાથી હોલો અભિમાનમાં આવી ગયો. તેણે વિચાર્યું; 'ભંડાર તો ભરપૂર છે, ખાવાનું પુષ્કળ છે પણ હોલી તો મને આંખે દીઠી ગમતી જ નથી. હવે તો કોઈક રૂપાળી કૂંજડી મળી જાય તો આખો માળો શોભી ઊઠે.'

એક દિવસ કોઈ શિકારીની ગોળીથી ઘાયલ કૂંજડી બાજુના વડલા પર બેઠેલી એના જોવામાં આવી. કૂંજને જોઈ હોલો ખુશ થઈ ગયો. તેને સમજાવીને પોતાના માળામાં લઈ આવ્યો. તેણે મકાઈના દાણાનો પોતાનો કણુ ભંડાર કૂંજડી માટે ખુલ્લો મૂકી દીધો. કૂંજડી ભૂખી હતી. એક જ દિવસમાં તેણે મકાઈનું આખું કણુસલું સાફ કરી નાખ્યું. બીજે દિવસે કૂંજડી હોલાને કહેવા લાગી; 'હોલા રાજા, મને લાવ્યા છો તો હવે લાવો ખાવાનું!' હોલો તો મૂંઝાયો. હવે ખાવાનું તો ક્યાંથી લાવે? કૂંજડી હવે હોલાને ખાવાનું લાવવા માટે સતાવવા લાગી. ચાંચો પણ મારવા લાગી. કૂંજડી સમજી ગઈ કે હોલો તો બેકાર છે. એક દિવસના આરામથી તે સ્વસ્થ પણ બની ગઈ હતી હોલાનો માળો છેડી ફડફડાટ કરતી ને ઊડી ગઈ.

હોલો હવે પોતાના માળામાં બેસીને 'ભંડાર ભરપૂર'ને બદલે બોલવા લાગ્યો: 'મુઠા સીં! મુઠા સીં!' અર્થાત્ મરી ગયા! મરી ગયા!

પંખીઓનાં નામોનું એક જૂનું ગીત છે–

જુઓ જુઓ પંખીની આ ટોળી,
તેમાં કબૂતરોની જાત ભોળી,
એમાં લુચ્ચામાં લુચ્ચા કાગડા છે,
સૌ પંખીમાં એ તો નાગડા છે
હંસ-સારસ ને મેના-પોપટ છે,
મોર કોયલ ને ચકવા ચાતક છે.

પંખીઓની જમાતનું આ લોકગીત હજુ લાંબું

# લોકસાહિત્યમાં પક્ષીસમાજ

દુલેરાય કારાણી

પક્ષીઓની સૃષ્ટિ માત્ર લોકસાહિત્યને જ નહિ પરંતુ જગતના સમસ્ત સાહિત્યના શણગારરૂપ છે. સાહિત્યને સમૃદ્ધ બનાવવામાં પક્ષી સમાજનો મોટો હિસ્સો છે. પૃથ્વીના પટ પર વનસ્પતિનો વિસ્તાર વધારવામાં પણ પક્ષીગણનો ફાળો નાનો સૂનો નથી. માનવ સમાજને પૃથ્વી પર ચાલવાનો અધિકાર છે તો પક્ષીસમાજને વ્યોમ વિહારનો અધિકાર છે. પક્ષી પાસે આકાશી ઉડ્ડયનનો આનંદ છે જ્યારે માનવી પાસે પૃથ્વી પર પગ માંડીને ચાલવાનો પરિશ્રમ છે. ઉડ્ડયનની અનેરી મોજ માણતાં પંખીડાંને કચ્છી સાહિત્ય કહે છે :

અય પંખી આસ્માન જા, તો જી અજબ ઉડાન,
ઇન તો જી ઉડ્ડન મથા, તાજ–તખત કુરબાન !

—આકાશના ઓ પંખી તારી ઉડ્ડાન તો અજબ છે. તારી એ ઉડાન પર તો તાજ–તખ્ત પણ કુરબાન છે.

ધોમધખતા તાપમાં માનવસમાજ જ્યારે અસહ્ય ગરમીમાં શેકાતો રહે છે ત્યારે આકાશમાં ઊંચે ઊંચે પાંખને સ્થગિત કરીને મોજથી તરતી સમડીને જોઈને કોને એની અદેખાઈ ન આવે ?

કચ્છના લોકસાહિત્યના પક્ષીઓ સંબંધી કેટલાક દૂહા આપણી ભારત ભૂમિની આજની પરિસ્થિતિને કેટલા લાગુ પડે છે તે વિચારવા જેવું છે.

મોર વેઆ મરી, હંજ ન રેઓ હેકડો,
વતન થેઓ વરી, કૂંડન કાગડ્ન જો.

—મોરલા બધા મરી ગયા અને હંસ તો એક પણ રહ્યો નહિ. વતન તો હવે કૂડા કૂડા કાગડાનું જ બની ગયું છે.

સર સુકો ને કડી વરઈ, ઉડણ લગી ખેં,
માણાસર જે હંજડેં, લડે છડેઆં ડે.

—સરોવર સુકાઈ ગયું, પોપડા બાઝી ગયા, ધૂળ ઊડવા લાગી. માનસરોવરના હંસલા દેશ છોડીને વિદાય થઈ ગયા.

પંખીના પોકાર કોઈ જૂનાં સ્મરણોને તાજાં કરી દે છે. કચ્છનો ઓઢો જામ અને હોથલ પદમણીના ગિરનારના વસવાટ વખતે ઓઢા જામના કાન પર બાબીડાના બોલ આવી પડે છે અને તેને કચ્છ વતનની યાદ આવી જાય છે. ઓઢો જામ બાબીડાંને (હોલાને) કહે છે–

બાબીડા બધયાર, કડેં વેને કચ્છડે ?
જિઆ ડીજ જુહાર, પાડો પુછી પિરિયન જો.

—ઓ બાબીડા ! તું હવે ફરીવાર કચ્છ ક્યારે જવાનો છે ? હવે તું જ્યારે જા ત્યારે મારાં વહાલાં સ્વજનોના રહેઠાણની પૂછા કરીને તેમને મારા ઝાઝા ઝાઝા જુહાર કહેજે !

કચ્છમાં વિપુલ પ્રમાણમાં પક્ષીઓનો વસવાટ છે.

બપૈયા બોલતા, મોરલા ડોલતા,
કોકિલા લોલ કલ્લોલ કરતી,
કૈંક શુક–સારિકા, કૂંજની માલિકા.
ઊડતી કલરવે આભ ભરતી;
રણ તણા આભરણ, શુભ્ર સુરખાબની,
રાજનગરી જહાં નયન હરણી,
ભારતી માતને ખોળલે ખેલતી,
ધન્ય હો ! ધન્ય હો ! કચ્છ ધરણી !

ભારતનું વિશિષ્ટ પંખી આજે મોર છે આ મોરને મારવાની કચ્છમાં બંધી. છેક રાજાશાહીના સમયથી સેંકડો વરસથી મોરને મારવાની બંધી આજે

પણ ચાલુ છે. મોર નાચે છે અને આખું આંગણું હસી ઊઠે છે એવું કચ્છનું એક લોકગીત છે–

મોર તો ટિલે, આંગણુ તો ખિલે,
પતંગડા જાની મોર તો ટિલે.
મોર તો ટિલે, ને ઢેલ તી ખિલે–પતંગડા.
મોર તો ટિલે, જંગલ તો ઝુલે–પતંગડા.
મોર તો ટિલે, ડુંગર તો ડુલે–પતંગડા.
મોર તો ટિલે, ઢેલડ તી ખિલે–પતંગડા.

કારાત્રો

કચ્છમાં કારાત્રો નામે એક પંખી છે. સૌરાષ્ટ્રમાં પણ ક્યારેક સંભળાય છે. આ પંખીની બોલીનો જુદા જુદા પ્રકારના લોકો જુદો જુદો અર્થ કરે છે.

ફકીર કહે છે–સાંઇ તેવી કુદરત!
બ્રાહ્મણ કહે છે–રામ, લખમણ ને દશરથ.
ગાંધી કહે છે–તજ, લવંગ ને તમરખ
પહેલવાન કહે છે–દંડ, બેઠક ને કસરત.

અને ભઠિયારો કહે છે– રુઇ, રોયડો ને લસરક (છીપર, પથ્થર અને લસરકે)

આમ આ પંખીના શબ્દોના અનેક અર્થ લોકો કરે છે પણ એ પંખી તો પોતાની મોજમાં પોકાર કર્યા કરે છે.

હોલો

એ જ રીતે હોલાની બોલી માટે પણ અનેક અર્થ ઘટાવવામાં આવે છે. કોઇ કહે છે.

ઘૂ ઘૂ ઘૂ ગાંડી મા, પેથો પે (બાપ)
વાગડ જાઉં, પીલુ ખાઉં.
કોઇ કહે છે–પૂંજો કુઓ, પૂંછી કઈ,
પાણી પીતાં બૂડી મૂઇ.

કયારેક હોલો નવી જાતની બોલીમાં એમ કહેતો સંભળાય છે કે– 'હતું તેનું શું કીધું? હતું તેનું શું કીધું?'

હોલા અને કૂંજનો એક કચ્છી કિસ્સો છે:–

એક હોલાને મકાઈના ખેતરમાંથી મકાઈનું એક મોટું કણસલું મળી આવ્યું. મકાઈના મીઠા દાણાથી ઠસ્સો ઠસ્સ ભરેલું આ કણસલું જોઈને હોલાના આનંદનો પાર રહ્યો નહિ. કણસલું ચાંચમાં લઈને હોલો પોતાના માળામાં ઊડી ગયો. તે દિવસથી તેણે 'ઘૂ ઘૂ ઘૂ બોલવાને બદલે' ભંડાર ભરપૂર, ભંડાર ભરપૂર' એ શબ્દો બોલવાનું શરૂ કરી દીધું. આ કણસલું મળી આવવાથી હોલો અભિમાનમાં આવી ગયો. તેણે વિચાર્યું; 'ભંડાર તો ભરપૂર છે, ખાવાનું પુષ્કળ છે પણ હોલી તો મને આંખે દીઠી ગમતી જ નથી. હવે તો કોઈક રૂપાળી કૂંજડી મળી જાય તો આખો માળો શોભી ઊઠે.'

એક દિવસ કોઈ શિકારીની ગોળીથી ઘાયલ કૂંજડી બાજુના વડલા પર બેઠેલી એના જોવામાં આવી. કૂંજને જોઈ હોલો ખુશ થઈ ગયો. તેને સમજાવીને પોતાના માળામાં લઈ આવ્યો. તેણે મકાઈના દાણાનો પોતાનો કણ ભંડાર કૂંજડી માટે ખુલ્લો મૂકી દીધો. કૂંજડી ભૂખી હતી. એક જ દિવસમાં તેણે મકાઈનું આખું કણસલું સાફ કરી નાખ્યું. બીજે દિવસે કૂંજડી હોલાને કહેવા લાગી; 'હોલા રાજા, મને લાવ્યા છો તો હવે લાવો ખાવાનું!' હોલો તો મૂંઝાયો. હવે ખાવાનું તો કયાંથી લાવે? કૂંજડી હવે હોલાને ખાવાનું લાવવા માટે સતાવવા લાગી. ચાંચો પણ મારવા લાગી. કૂંજડી સમજી ગઈ કે હોલો તો બેકાર છે. એક દિવસના આરામથી તે સ્વસ્થ પણ બની ગઈ હતી હોલાનો માળો છોડી ફડફડાટ કરતી ને ઊડી ગઈ.

હોલો હવે પોતાના માળામાં બેસીને 'ભંડાર ભરપૂર'ને બદલે બોલવા લાગ્યો: 'મુઠા સીં! મુઠા સીં!' અર્થાત્ મરી ગયા! મરી ગયા!

પંખીઓનાં નામોનું એક જૂનું ગીત છે–

જુઓ જુઓ પંખીની આ ટોળી,
તેમાં કબૂતરોની જાત ભોળી,
એમાં લુચ્ચામાં લુચ્ચા કાગડા છે,
સૌ પંખીમાં એ તો નાગડા છે
હંસ-સારસ ને મેના-પોપટ છે,
મોર કોયલ ને ચકવા ચાતક છે.

પંખીઓની જમાતનું આ લોકગીત હજુ લાંબું

લાંબું ચાલે છે. ચાતક અને ચકવાને માટે લોકસાહિત્ય કહે છે–

ચાતક ચકવા ચતુર નર, પ્રતિ દિન ફરે ઉદાસ,
ખર ઘૂવડ ને મૂરખ નર, સુખે સુએ નિજવાસ.

## હંસ અને સારસ

લોકસાહિત્યની એક વાત છે. એક જંગલમાં એક સિંહ રહેતો હતો. આ સિંહના બે મિત્રો હતા. હંસ અને સારસ. આ ત્રણ મિત્રોની ત્રિપુટી જંગલમાં આનંદ કરતી.

થોડે દૂર એક ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. કુટુંબનું પોષણ કરવાને આજુબાજુના બે ચાર ગામોમાંથી દરરોજ લોટ માગી આવતો. પણ માત્ર લોટ માગી લાવવાથી જીવનવ્યવહાર કેમ ચાલે? આ બ્રાહ્મણ આખરે અછતના ત્રાસથી કંટાળ્યો. તેણે વિચાર કર્યો કે સિંહની બોડ તરફ જાઉં અને સિંહ મને ખાઈ જાય તો દુઃખ-દારિદ્રમાંથી છૂટી પડું આમ વિચારી તે સિંહની બોડ તરફ ચાલવા લાગ્યો. સિંહની તેના પર નજર પડતાં જ તેનો શિકાર કરવા સિંહ તૈયાર થઈ ગયો.

આ બ્રાહ્મણનો દેખાવ જોઈને હંસ અને સારસને તેના દુઃખનો ખ્યાલ આવી ગયો હતો. બ્રાહ્મણને મારી નાખવા તૈયાર થયેલા સિંહને તેમણે રોકી લીધો એટલું જ નહિ પણ તેને કંઈક મદદ કરવા સિંહને વિનંતિ કરી. આ સિંહની ગુફામાં એક સોનાનો હાર પડ્યો હતો એ હાર આ બ્રાહ્મણને આપી દેવાની સિંહે પણ ઇચ્છા બતાવી. એટલી વારમાં તો બ્રાહ્મણ છેક નજીક આવી પહોંચ્યો. હંસે સોનાનો હાર ચાંચમાં લઈને બ્રાહ્મણના હાથમાં મૂકી દીધો. સિંહનો શિકાર થવા આવેલા બ્રાહ્મણને આમ અચાનક સોનાનો હાર મળી જતાં બ્રાહ્મણ તો રાજી રાજી થઈ ગયો. આ મિત્ર ત્રિપુટીને આશીર્વાદ આપી તે ત્યાંથી ચાલતો થયો.

આ પ્રસંગ પર કેટલોક સમય વહી ગયો. હંસ અને સારસ મરી પરવાર્યા. એમને ઠેકાણે એક કાગડો અને એક શિયાળ સિંહના દોસ્ત બની ગયા.

વળી એક દિવસ એ જ બ્રાહ્મણને સિંહની સહાયની જરૂર પડી. તે ફરી સિંહની બોડ તરફ આવવા લાગ્યો. તેને દૂરથી આવતો જોતાં જ શિયાળ અને કાગડાએ સિંહને સમાચાર આપ્યા, કે 'આપણા માટે એક નવો શિકાર આવે છે તમે તૈયાર થઈ જાઓ!'

સિંહ પોતાની બોડમાંથી બહાર આવ્યો. હળવે પગલે બ્રાહ્મણ પાસે જઈને તેણે કહ્યું:

હંસ ગયે સારસ ગયે, ગઈ પુરાની રીત,
બમન વાપસ જાઓ, હુઈ કાગ–જંબુક સે પ્રીત.

હંસને માટે તો લોકસાહિત્યમાં પુષ્કળ સામગ્રી મોજૂદ છે. નારી દેહનું વર્ણન કરતાં કવિ પિંગળે હંસને પાયામાં લીધો છે.

હંસ પર ગયંદ, ગયંદ પર સિંહ બિરાજે,
સિંહ પે સરવર રહા, સરવર પર ગિરિવર ગાજે,
ગિરિવર પર એક કમલ, કમલ મેં કોયલ બોલે,
કોયલ પર હૈ કીર, કીર પર મૃગલા ડોલે,
ઉન મૃગ પર શશિયર ભયો,
સો શશિ પર શેષ હી રહ્યો
કવિત ભેદ પિંગળ કહે, હંસ ભાર ઇતનો સહ્યો.

આ છપ્પયનો અર્થ પણ સરલ છે. હંસની ગતિ, હાથીની સૂંઢ–જંઘા, સિંહની કટિ, ઉદર સરોવર, વક્ષ સ્થલ, મુખકમલ, તેમાં જિહ્વા, શુક–નાસિકા, મૃગ–નયન, શશિ–ચંદ્રક અને તેના પર શેષ સમ કેશ કલાપ.

નળ રાજાનો દૂત બનીને દમયંતી પાસે હંસ ગયો હતો.

નરદેવ ભીમકની સુતા, દમયંતી નામે સુંદરી
સુણીને પ્રશંસા હંસથી નળરાયને મનથી વરી.

સરકાક નામનો હંસ વનરાજ સિંહની માફક સર્વ હંસોનો સરતાજ ગણાય છે. કાળી છાંટની પાંખવાળો હંસ કાદમ્બ કહેવાય છે. લાલ ચરણ અને લાલ ચાંચવાળો હંસરાજ હંસ કહેવાય છે. હંસ દ્વિજરાજ છે–પક્ષીરાજ છે. હંસ અનેકાર્થી છે હંસનો અર્થ સૂર્ય પણ થાય છે. કવિરાજ શ્રી સૂરદાસજી કહે છે.

ઉધો મોહિં બ્રિજ બિસરત નાહિં
હંસ–સુતા કી સુંદર કગરી, અરૂ કુંજન કી છાંહી,
ઉધો મોહિં બ્રિજ બિસરત નાહિં.

હિમાલયમાં આવેલ મુક્તા મંડિત માનસરોવર હંસનું સ્થાન મનાય છે. માન સરોવર વિના હંસને મઝા પડતી નથી; એટલે જ સંસ્કૃત સુભાષિત કહે છે–
'રમતે ન મરાલસ્ય માનસં માનસં વિના'

હંસને માટે કહેવાય છે, કે હંસલા મોતી જ ચણે છે.–

કૈ હંસા મોતી ચુગે, કૈ ભૂખે રહ જાય.

કવિ કાલિદાસના 'વિક્રમોવંર્શી'માં પ્રિયા વિયુક્ત રાજા પુરુરવા હંસને કહે છે: 'હે હંસ! મારી પ્રિયતમા મને આપી દે! જેની વાંકી ચાલ તેં ચોરી લીધી છે. જેની પાસે ચોરીના ધનની કંઈપણ વસ્તુ હોય તેને ચોરીનું તમામ ધન આપવાની ફરજ પડે છે.'

હંસને ઊડી જતાં વાર લાગતી નથી–

પરદેસ પયાન સુનિ પ્રીતમ કો
હાસ્ય ઉડી ગયો હંસ કી નાઈં.

લોકસાહિત્યમાં જીવને હંસા રાણાની ઊપમા આપવામાં આવે છે. ઊડી જતા હંસલાને કાયા રાણી કહે છે.

ઘડી એક નિરમો મારા નાથ રે,
એ હંસા રાણા, ઘડી એક વિરમો મારા નાથ રે!
'હાલું હાલું' થ્યો હંસો,
રોકયો નવ રે'તો હંસો,
કાળી અંધારી માઝમ રાત રે,
એ હંસા રાણા, ઘડી એક વિરમો મારા નાથ રે!

સરોવરની શોભા એક હંસ વડે છે, હજારો બગલા વડે નહિ.

'એકે ન રાજ હંસેન યા શોભા સરસો ભવેત્
ન સા બક સહસ્રેણુ પરિવસ્તીર વાસિતા

હંસ એ સરસ્વતીનું વાહન છે.

હંસમાં નીર અને ક્ષીર જુદા પાડવાની શક્તિ મનાય છે. એ શક્તિ વડે હંસ અને બગલાને ઓળખી શકાય છે.

નીર ક્ષીર વિભાગે તુ હંસો હંસ: બકો બક:

પ્રભાતમાં પ્રાચી દિશામાં ઊગતા સૂર્યને હંસની ઉપમા આપીને હિંદી ભાષાના મહા કવિ મૈથિલીશરણ ગુપ્ત કહે છે.

નીલ નભસર સે નિકલા,
એક હંસ અહા, તરતા તરતા,
અબ તારક મૌક્તિક શેષ નહીં,
નિકલા જિન કો ચરતા ચરતા.

## બગલો

હંસ અને બગલો એક જ રંગના સફેદ હોવા છતાં એમના માનસ તંત્રમાં જમીન–આસમાનનો તફાવત છે.

મન મેલા તન ઊજરા
બગલા કપટી રંગ,
તા તેં તો કૌઆ ભલા
તન મન એક હિ રંગ.

બગલો સરિતા તીરે એક પગે તપસ્યા કરતો કોઈ સાધુ જન જેવો દેખાય છે પણ એના મનમાં તો માછલીને ઝડપી લેવાની વૃત્તિ જ રમતી હોય છે.

મન મેલા તન ઊજરા,
એક પાંવ દો ધ્યાન,
મેરે મન કોઈ સાધ હૈ,
બડી કપટ કી ખાન.

## કાગડો

ગુજરાતના લોકસાહિત્યમાં કાગડાની એક કથા છે.

એક શેઠ પોતાની પેઢી પર ચોપડો લઈને નામું લખવામાં રોકાઈ રહ્યા હતા. બાજૂમાં જ એમનો નાનો દીકરો રમતો હતો. એ વખતે સામેના મકાન પર એક કાગડો ઊડતો ઊડતો આવીને બેઠો. કાગડાને જોઈને

બાળકના આનંદનો પાર રહ્યો નહિ. પોતાના આ આનંદમાં પિતાને પણ ભાગ લેતો કરવા માટે બાળક બોલી ઊઠયો : ' બાપા, કાગડો !'

બાળકના શબ્દો સાંભળીને બાપાએ ચોપડા માંથી ઊંચું જોયું અને બોલ્યા : 'હા બેટા, કાગડો.'

પણ કાગ–દર્શનનો આનંદ લૂંટવામાં બાળકને સંતોષ થતો ન હતો. તે ફરીથી બોલ્યો : 'બાપા, કાગડો !' બાપાએ ફરીથી જવાબ દીધો : 'હા બેટા, કાગડો.'

અને પછી તો 'બાપા કાગડો' અને 'હા બેટા, કાગડો'એ શબ્દોની પરંપરા ચાલી. આ વખતે શેઠના મનમાં કોઈ નવો જ વિચાર આવી ગયો. તેણે ચોપડાનું છેલ્લું પાનું ખોલીને તેના પર પિતા–પુત્રના આ શબ્દો લખવાનું શરૂ કરી દીધું. જેટલી વાર એનો દીકરો બોલ્યો 'બાપા કાગડો' અને જેટલી વાર પોતે જવાબ આપ્યો 'હા બેટા, કાગડો' એટલી સંખ્યામાં તેણે આ સંવાદના શબ્દો ચોપડામાં લખી નાખ્યા અને તેની નીચે તે દિવસની તારીખ પણ નોંધી લીધી.

આ વાત પર અનેક વરસો વહી ગયાં. દીકરો જુવાન થયો. બાપો ઘરડો થયો. શરીરની શક્તિઓ પણ ક્ષીણ થઈ ગઈ. શ્રવણ શક્તિ પણ કમ થઈ જવાના કારણે ઘરડા બાપે તેના યુવાન દીકરાને એક વાત ફરીથી પૂછી જોઈ. પુત્ર જરા કંટાળાથી બોલ્યો: 'બાપા, તમને એક વાર તો કહ્યું ને?'

આ વખતે ડોસાએ પેલો જૂનો ચોપડો શોધી કાઢયો. અને તેનું છેલ્લું પાનું ખોલીને એના દીકરાની સામે ધરી દીધું. ચોપડાનું લખાણ વાંચીને દીકરાની આંખ ઉઘડી ગઈ અને ભીંજાઈ પણ ગઈ. તે જ વખતે યુવાન પુત્ર વૃદ્ધ પિતાનાં ચરણોમાં ઢળી પડયો.

કાગડો કશી મહેનત કર્યા વગર તૈયાર માલ પર બેસનાર પ્રાણી છે એવી એક બાલવાર્તા છે. એક હતો કાગડો અને એક હતી કાબર. બંનેએ મળીને એક ખેતર પોખવાનો વિચાર કર્યો. બંને પોતાની ચાંચો વડે ખેતર ખેડવા મંડી પડયાં. જમીન ખેડતાં કાગડાની ચાંચ ભાંગી પડી. કાગડો બોલ્યો : 'કાબર બાઈ, તું જમીન ખેડતી રહે હું મારી ચાંચ ઘડાવીને આવું છું.'

જમીન ખેડાઈને તૈયાર થઈ ગઈ, વાવણી કરવાનો વખત આવ્યો એટલે કાબર કાગડાને બોલાવવા ગઈ. કાગડો કહેવા લાગ્યો :

જા રે કાબરબાઈ આવું છું.
ચાંચુડી ઘડાવું છું,
ઠાગો ઠૂગો કરૂં છું, તે પછી આવું છું.

કાબરબાઈ પાછી ખેતરે આવી, ખેતરમાં વાવણી કરી તેને તૈયાર કરી લીધું, કાપણી કરવાનો વખત આવ્યો ત્યારે ફરી તે કાગડાને તેડવા ગઈ. કાગડો ફરી બોલ્યો :

જા રે કાબરબાઈ આવું છું.
ચાંચુડી ઘડાવું છું,
ઠાગો ઠૂગો કરૂં છું, તે પછી આવું છું.

કાબરે તો કાપણી કરી દાણાનો ઢગલો તૈયાર કરી લીધો ત્યારે કાગડો આવી પહોંચ્યો અને અર્ધો ભાગ પડાવી લીધો.

કચ્છી લોકસાહિત્યમાં કાગડાના મરણની એક પિરોલી (સમસ્યા) આમ છે :

ચતુર ને ચોરાંઠીઓ, પાછો થયો પુરખ,
બારણ વારો નાંયકો, રૂઅણ વારા લખ.

–ચતુર ને ચોરટો એવો એક પુરુષ મરી ગયો. એને બાળવાવાળો કોઈ નથી રોવાવાળા લાખ છે. કાગડો મરી જતાં બધા કાગડા ભેળા થઈને કોલાહલ કરી મૂકે છે.

બાળકની નજર સૌથી પહેલાં કાગડા પર પડે છે. કવિ દલપતરામે કાગડાની ચાલાકી પરથી બોધ લેવાનું એક બાલકાવ્ય લખ્યું છે–

બેઠો માળો બાંધવા, ભાળો કાળો કાગ,
બે પાંખાળો બોલતો, નહિ રૂપાળો રાગ.
કોઈ લઈને કાંકરો, ચોંપે હણવા ચહાય,
ચિત્તમાં ચેતી ચતુર તે, જલદી ઊડી જાય.

કાગડાની આ ચાલાકી વ્યક્ત કરીને કવિ બાળકોને કહે છે કે તમને કોઈ ઘા કરવા આવે તો તમે આ કાગડાની માફક ચેતી જજો અને ઘાને ચુકાવી જજો !

કાગડાની ધીરજ અને ચતુરાઈની એક બીજી વાત છે–

ઊંડું પાણી કૂજતું ઉપર લેવા કાજ,
કંકર નાખી કાગડે, પાણી પીધું આજ.
ધીરજ ને ચતુરાઈથી કામ કઠણ જે હોય.
જલદી પાર મુકાય છે, ભલે કરી સૌ જોય.

શ્રી મેઘાણીજીએ 'કેદીનું કલ્પાંત' નામે એક ગીત લખ્યું છે. આ ગીતમાં એક કેદી લીમડાના ઝાડને વિનંતિ કરે છે કે ઓ ઊંચી ઊંચી ડાળવાળા લીમડા, તું એક કાગડા મારફત મારી ઘરવાળીને એક સંદેશો પહોંચાડજે !

ઊંચી ઊંચી ડાળવાળા લીમડા હો ભાઈ,
ઊંચી ઊંચી ડાળ વાળા લીમડા,
મારે તું વિના ન કોઇની સગાઇ રે,
જેલનાં જીવન એવાં.
લાખ લાખ પાંદ તારી આંખડી હો ભાઈ,
લાખ લાખ પાંદ તારી આંખડી,
મારા ગામ તણી સીમડી કળાય રે,
જેલનાં જીવન એવાં.
મહીસાગર તીર મારાં ખોરડાં હો ભાઇ,
મહીસાગર તીર મારાં ખોરડાં
એની ઓસરીએ ચાંદની ચળાય રે,
જેલનાં જીવન એવાં;
ઘરની ધણિયાણી મારી ફાતમા હો ભાઈ,
ઘરની ધણિયારી મારી ફાતમા,
એ તો ખેતરે ગઈ કે કૂબા માંય રે,
જેલનાં જીવન એવાં.
કાસદ કરી મેલ એક કાગડો હો ભાઇ,
કાસદ કરી મેલ એક કાગડો,
મને એક વાર હળી મળી જાય રે,
જેલનાં જીવન એવાં.

કાગડા અને ઘુવડને અનાદિકાળથી વેર છે. દિવસના સમયમાં કાગડા કોઈવાર ઘુવડને જોઈ લે છે તો તેને ચાંચો મારી મારીને હેરાન પરેશાન કરી મૂકે છે.

## કોયલ–બુલબુલ

કોયલ તો લોકસાહિત્યનું અને સમસ્ત સાહિત્ય-જગતનું એક માનવંતુ પંખી છે. સૌને ઠગી જનાર કાગડાને આ કોયલ ઠગી જાય છે. કાગડાના માળામાં એ યુક્તિથી કાગડા–કાગડીને ઠગીને પોતાનાં ઈંડાં મૂકી આવે છે. આ ઈંડાંને કાગડી સેવે છે, બચ્ચાં બહાર આવે છે, મોટાં થાય છે અને કોયલ તેને ઉઠાવી જાય છે.

દીકરી સાસરે જાય છે ત્યારે તેને ભર્યા ભાદર્યા વનમાંથી ઊડી જતી કોયલની ઉપમા લોકસાહિત્ય આપે છે–

આંબો મહોર્યો ને લીંબે ઝડ પડી રે,
જાંબુડો લહેરકે જાય કોયલ ચાલી સાસરે.

આ ગીત એવા કરુણ ધ્વનિથી બહેનો ગાય છે કે પથ્થર હૃદય પણ એ સાંભળીને પલળી જાય છે.

હિંદી ભાષાના માનવંતા કવિ માખનલાલ ચતુર્વેદી સત્યાગ્રહની લડત દરમિયાન જબલપુરની જેલમાં હતા. એ વખતે મધરાતના સમયે જેલના એક ઝાડ પર અચાનક એક કોયલ ટહુકી ઊઠે છે. કવિ તેને પૂછે છે:' અરે આ અર્ધી રાતે તું કોનો સંદેશો લઈ આવી છે ?

કયા ગાતી હો ? ક્યું રહ રહ જાતી હો ?
કોકિલ બોલો તો !
કયા લાઇ હો સંદેશા ? કિસકા હે
કોકિલ બોલો તો !
ઊંચી કાલી દીવારોં કે ઘેરે મેં,
ચોરોં ડાકુ બટમારોં કે ડેરે મેં,
જીને કો દેતે નહીં પેટ ભર ખાના,
મરને ભી દેતે નહીં તડપ રહ જાના.
કયા હુઈ બહાવરી, અર્ધ રાત્રિ કો
ચીખી કોકિલ બોલો તો !
કયા દાવાનલ કી જ્વાલાએં, હૈં
દેખી કોકિલ બોલો તો !

ગુજરાતના મહાકવિ નાનાલાલ તો વળી નવી જ રીતે કોયલને બિરદાવીને લડાવે છે–

ઊંચા આકાશ ઊંચી વાદળી, અલી કોયલડી!
કંઇ ઊંચા તારા રણવાસ,
મીઠડું ટહુકજે રે અરી કોયલડી!
વાગે વસંતની વાંસળી, અલી કોયલડી,
કંઇ જામે રસિકના રાસ,
મીઠડું ટહુકજે રે અલી કોયલડી!

લોકસાહિત્યનું એક જૂનું ગીત છે–

અલી કોયલડી, શ્યામ છતાં તું,
વિશ્વને પ્રિય શાથી થઇ?

ઉર્દૂ ભાષાનું લોકસાહિત્ય કોયલના દર્દને બિરદાવતાં કહે છે–

રસીલા રાગ છેડા
આમ કે બાગોં મેં કોયલને,
ન હો જબ કોઇ દીવાના,
તો ઉસકા દર્દ કયા જાને?

અને બુલબુલ ઉપર તો ઉર્દૂ સાહિત્ય આફ્રીન છે.

બુલબુલ કો ગુલ મુબારક,
ગુલ કો ચમન મુબારક,
હમ બેકસોં કો અપના,
પ્યારા વતન મુબારક!

## પોપટ–તોતો

કચ્છી લોકસાહિત્યમાં પોપટની એક બાલવાર્તા છે. એક પોપટ એની માની રજા લઈને કમાવા માટે નીકળી પડે છે. એક આંબાના ઝાડ પર જઈને બેસે છે ત્યાં એક ગાયોનો ગોવાળ પોતાની ગાયો સાથે પસાર થાય છે, પોપટ તેને કહે છે :–

ભા ગોંઈયેં વારા ગોઆર, મૂંજી મા કે ચોંજ,
મૂંજ પે કે ચોંજ! પોપટ ઊંઞેઓ નાંય,
પોપટ ભુખેઓ નાંય, પોપટ આં મેંજી ડાર તેં.
સરોવર જી પાર તેં 'ચ્યુ ચ્યુ' તો કરે.

–ભાઈ ગાયોના ગોવાળ મારી માને કહેજે, મારા બાપને કહેજે – પોપટ તરસ્યો નથી, પોપટ ભૂખ્યો નથી, પોપટ આંબાની ડાળ પર સરોવરની પાળ પર 'ચ્યુ ચ્યુ' કરે છે.

ગોવાળ કહે : 'હું તારી માને નથી ઓળખતો, તારા બાપને નથી ઓળખતો પણ એક ગાય તને જોઈએ તો આપું'.

આ રીતે પોપટ ગાય, ભેંસ અને બકરાં ઘેટાં મેળવી લે છે. તેને વેચીને જે પૈસા એકઠા થાય છે તે તેની માતાને જઈને આપે છે. દીકરાની કમાણીથી મા રાજી રાજી થઈ જાય છે.

ફારસી ભાષાના લોકસાહિત્યમાં તોતાનો એક કિસ્સો છે. એક માણસે એક તોતાને ભણાવવા માંડયો. એને એક જ વાકય બોલતાં શીખવી દીધું : 'દર ઈં ચે શક?' અર્થાત્ એમાં શો શક?

પોપટને પઢાવી તૈયાર કર્યો અને તેને વેચવા માટે તે બજારમાં લઈ ગયો. એક ગ્રાહકે આવીને પોપટની કિંમત પૂછી. પેલા માણસે પોપટનાં વખાણ કર્યાં એને કહ્યું : 'આ પોપટની કિંમત એક સો દિનાર છે.' આ સાંભળીને ગ્રાહકે પોપટને પૂછી જોયું :' તું સો દિનારને લાયક છો?

પોપટ બોલ્યો – દર ઈં ચે શક?

ગ્રાહક તો પોપટના શબ્દો સાંભળી ખુશ થઈ ગયો. સો દિનાર આપીને તે પોપટને પોતાને ઘેર આવ્યો અને તેની સાથે વાતો કરવા લાગ્યો. પણ પોપટનો તો એક જ જવાબ હતો. દર ઈં ચે શક? આખરે કંટાળીને તેને ખરીદનાર બોલ્યા : 'હું પણ કેવો મૂર્ખ કે તારા માટે સો દિનારે આપ્યા?'

તોતો બોલ્યો : 'દર ઈં ચે શક?' એમાં શો શક?

## પારેવું

કચ્છનું લોકસાહિત્ય પારેવાની આંખોને સાજનની આંખો સાથે સરખાવતાં કહે છે :–

પારેવે જીં રત્તિયું, સર જીં પાંસરિયું,
ઘાટે કસૂંબે ઘૂંટ યું, સાજન જયું અખિયું.

–પારેવાની આંખો જેવી લાલ અને સરના સોટા જેવી સીધી, ઘાટા કસૂંબાથી ઘૂંટેલ હોય એવી લાલ મારા સાજનની આંખો છે.

[ અનુ. પૃ. ૩૦૫

# હૈડાં હલબલાવતું સાહિત્ય

કાનજીભાઈ બારોટ

આપે દિવાળી અંકમાં 'લોકસાહિત્યમાં પક્ષીઓ' વિષે લખવાનું જણાવ્યું પણ સંશોધન કરનાર હોય તો એક એક પંખી વિષે પુસ્તક ભરાય એટલું સાહિત્ય મળે તેવું મને લાગે છે. જોડકણાં, કહેવતો, વાર્તાઓ, દુહાઓ, છંદો, લોકગીતો અને ભજનોમાં અપાર ભર્યું છે. પણ હું તો થોડાક હલબલી જવાય તેવા દુહાઓમાં પંખી વિષે લખી મોકલું છું. આપે લખ્યું કે ઓઢા ને હોથલના દુહા આપે લખ્યા છે પણ રત આવે જો ન બોલાં તો હૈડાં ફાટે ને મરાં,

કોટે મોર કણુકિયા, વાદળ ચમકી વીજ;
રૂદાને રાણો સાંભર્યો, આવી અષાઢી બીજ.

અષાઢી બીજે વાદળમાંથી વીજ ઝબૂકી ને ગઢને કાંગરેથી મોરલે ગળક દીધી. ત્યારે વિરહીણી કુંવરને હૈડે રાણો ચડી આવ્યો ને ત્યાં રાણાને શું થયું હશે?

સાણે વીજું સાટકે, નાંદે અમારા નેસ;
કુંવર બચ્ચું કુંજનું, બેઠી બાળે વેશ.

ગિરના નાંદીવેલા ડુંગરે નેસ નાખીને પડેલા રાણાએ કુંવરના બાપે જ્યાં પડાવ નાખેલો એ સાણા ડુંગર ઉપર વીજળીને સબકારા લેતી જોઈ. આહાહા! જેની મા ઈંડામાં બચ્ચાંને મેલીને વહી ગયે ઈંડું ફોડીને બહાર નીકળેલું કુમળું કુંજનું બચ્ચું જેવું નોધારૂં બનીને બેઠું હોય એવી મારી કુંજના બચ્ચાં જેવી કુંવરનું શું થયું હશે?

ભાઈ! મોરલાની ગળક તો માથાં ફેરવી નાખે હો! બરડા ડુંગરની પાસે મોડપર ગામ છે. ઈ ગામે મોરલાને બોલતા સાંભળીને રબારીના જુવાનો ગાંડા થયા. એક બે નહિ પણ સાત સાત જુવાનો. મોર પિચ્છના એમણે ગુચ્છા બનાવ્યા. ચોરણાની પછવાડે ભરાવ્યા. પછેડીની પાંખો બનાવી પછી ગઢ ઉપર ચડીને એક સાથે "ક્રી...યો! ક્રી...યો!" કરતા ઊડવા જતાં પડીને મરી ગયા. સાતે યના પાળિયા છે.

ચલાળા રેલ્વે સ્ટેશનના લીંબડા માથે મોરલો બોલતાં આધેડ વયનો અંધ બાવો એની સામે "ટેહૂ...ક...! ટેહૂ...ક...!" કરવા માંડયો'તો. આપે ઓઢા ને હોથલના દુહા આલેખ્યા છે એટલે હવે જાવા દઉં એને. પણ;

ગર મોરાં, વન કુંજરાં, આંબા ડાળ સુવા;
સેણ કવચન, જનમ ભોમ, વીસરશે સુવાં.

ઈ કેમ ભૂલાય? રૂપે વડો મોર પણ હંસ કાંઈ ઓછો રૂપાળો છે? પાછો મોતીનો ચારો ચરનારો ને નીર ક્ષીર નોખા પાડી જાણનારો. તયેં જ આપણા લોકોએ આતમને હંસની ઉપમા આપી હશે ને?

હંસલા હાલુ હાલુ થયા, પાંખડિયું પસારે;
આ સરોવર સારો નહિ, નવું નિહાળયે.

શરીરરૂપી સરોવર સુકાતાં નવું સરોવર નિહાળવા ઊપડયા :

હંસા પ્રીત કાહેકી, વિપત પડયે ઊડ જાય;
સાચી પ્રીત સેવાળકી, જળ સાથે સુકાય

ત્યાર હંસને કોઈકે કહ્યું :

હંસા સાયર મનાવી લે, ઢૂંકડું છે ત્યાં ધોડય;
જેસુ સારા દીસીએ, તેસું તાણી મ ત્રોડય.

વળી કોઈ કોચવાયેલો હંસ કહે છે :

હંસકુ સરોવર ઘણા, પુષ્પ ઘણા ભમરેશ.
સજ્જનકું સજ્જન ઘણા, દેશ હોય કે પરદેશ.

દુહાગીર હલામણ જેઠવાને પણ હંસની ઉપમા આપે છે :

બગલા બાર હજાર, માન સરોવર મળ્યા;
[એમાં] કોટાળો કિરતાર, હંસ ન ભાળું હલામણો.

ત્યારે વળી નાગસિયાને પણ કોઈ એવી ઉપમા આપે છે.

કોટડિયું લેવા કજુ, હંસા ... ક હુવા;
ના'વે નાગસિયા, ઢાળો પાવરના ધણી.

ત્યારે વીસળદેવ વાઘેલાની રાણી નેત્રમદે તળાજા ગોલણ વાળાને હંસ જેવો ગણી કહેવરાવે છે:

વીસળ વારી જીવ દાં, મળી હું ખીર માન;
ગોલણ હંસ સમો ગણાં, કરો જૂજવા કાન.

ગોલણને રાણી નેત્રમદેએ હંસ સમો તો ગણ્યો પણ ઈ વાતમાં તો સુગરી (સુગૃહી)ના માળાની રચના પણ ગુંથાયેલી છે. નેત્રમદે ગોલણને કહે છે:

સુઘરિયું સગા, કોડે માળા કરતિયું;
ગૂંથ્યો ગોલણિયા, ધન્યો તળાજા ધણી.
ગોલણ માળો ગૂંથિયો, મન ગુંથાણો મોય;
નર અવરાસુ ન હોય, નેડો નેત્રમ હુંદો.

સુઘરી જેવો જ સુંદર માળો ગૂંથી આપનાર ગોલણવાળાની ચતુરાઈથી નેત્રમદેનું મન ગોલણવાળામાં ગુંથાણું. હવે બીજા સાથે નેત્રમદેથી નેડો થાય નહિ.

આ સુગરી વાંદરાને વરસાદમાં ભીંજાતા જોઈ ઉપદેશ દેવા ગઈ કે અમારા જેવાં ઘર બાંધીને બેસતા હો તો ભીંજાઓ તો નહિને! આમ તો બેઠા બેઠા ટોલા જ માર્યા કરતા હો છો?

અંગ હાલે આળસ કરે, મોટી ખોટ વાનરા;
તરણે તરણે સુઘરી, આદરતી જ ઘરાં.

પણ જેનું નામ વાંદરા એને ઉપદેશ હોય? જે ખાજાણા તે સુઘરીના માળા લઈને પીંખી નાખ્યા.

ત્યારે પંખીનાં તો રૂપ રંગ ને માયા અજબ છે. સાવરકુંડલા પાસે હાથસણી ગામના આપા સુરા ખુમાણને કુંજડાં દેખી એવી કરૂણા ઉપજતી કે પોતાના ચણાના ખેતરમાં કુંજ્યુંના ઘેરા બેસે એને ઉડાડતા નહિ, બીજા કોઈ ઉડાડે તો કહેતા કે "બાપા? ભલે ચરે, ઈતો પરદેશી પંખી કહેવાય. એનાં બચલાંને દરિયાના બેટમાં રાખી આવ્યાં છે. એને ઉડાડાય નહિ, ચરવા દયો." એમ કહીને ભજન ઉપાડતા:

મેરામણ માયાળુ રે બચ્ચાં મેલ્યાં બેટમાં
ઈરે પંખી ઊડીને ચાલ્યાં અંકાશ
આઠ આઠ મહિને રે આવી બચ્ચાં ઓળખ્યાં.

આપો સુરો આકાશમાં કુંજડાંની હારો દેખી ઊંચા હાથ કરી એને બોલાવતા કે: "આવો! આવો! આ મારા ખેતરમાં ચરો. હું તમને નહિ ઉડાડું, આવો."

કુંજ્યું બેટમાં બચ્ચાં મેલીને ઊડી આવે છે ને આઠ માસે જઈને પાછાં બચ્ચાંને ઓળખે છે એવી માન્યતા સાથે કવિ શ્રી કાગે કુંજડીના દુહા કહ્યા છે:

કુંજે વાદળ વીંધિયાં, ઊડી ને ઊપડિયું;
બચલાં મેલ્યાં બેટમાં, પાપી પેટડિયું.

એવી રીતે આવેલાં કુંજની ઉપર શિકારી બંધૂક લાંબી કરે છે ત્યારે કુંજને વાચા આવે છે:

વીર શિકારી સાંભળજે, અમ દુઃખની દાડડિયું;
પોટા પરદેશણ તણા, જોશે વાટડિયું.
નો'તી અમ બચ્ચાંતણી, આંખ્યુંય ઊઘડિયું;
જાવા દેને જીવતી, એની જોવા મુખડિયું.
ડોકડિયું લાંબી કરી, કકળે કુંજડિયું;
ઊડીને પાછા આવશું, પછી ચીરજે ચામડિયું.

આ દુહા વાર્તા વચ્ચે સાંભળી ટીંબલાના કાઠી દરબાર જેઠસુર વાળાએ પ્રતિજ્ઞા લીધી કે "હવે કુંજ તો શું પણ કોઈ જનાવર ઉપર બંધૂક નહિ ચલાવું."

એક દુહાગીર ભલામણ કરે છે કે:

પાણીપંથા પવંગા, ઈ રેઢી રૈન નહોય;
(જેમ) કુંજ કોટા સજ્જણા, એને જોખા હોય.

બાપૈયા વિષે તો વણપાર દુહા છે. થોડાક જોઈએ:

મે મે કરતા અમે, બાપૈયા જેમ બોલાવીઆ;
નજર વિનાનો નેહ, બાંધે નહિ બરડા ધણી.

મેહ ને ઉજળીનો એક દુહો તો બહુ જાણીતો છે. પણ છતે પિયુએ વિયોગ વેઠતી વિરહણી વરસતા મેઘ સાથે 'પિયુ! પિયુ!' એમ બાપૈયાને બોલતો સાંભળી રોષ કરીને કહે છે :

પિયુ પિયુ કયા કરત હૈ, પિયુ હમારી પાસ;
વાણીડાનાં રૂણ ચૂકવશું (તઇ') પિયુ મિલનકી આશ.

'પિયુ! પિયુ! શું માંડયો છો? પિયુ તો મારી પાસે જ છે, પણ વાણિયાનાં કરજ ચૂકવાશે ત્યારે વિયોગ ભાંગશે, સમજ્યો?

બાપૈયો ચાડ કરીને બોલવા માંડયો : 'પિયુ! ત્યારે વિરહીણી કહે છે :

બાપૈયા થાને મારશાં, ન લે પિયુરો નામ;
આધિ રૈનરો ઊઠિયો, છોડ હમારા ધામ.

આ બધાં તો મેઘ મહારાજની છડી પોકારતાં પંખીડાં :

બાપૈયા કોયલ બોલિયા, તલખ્યાં મોરાં તે;
ઓતર ખંડથી આવ્યની, મોંઘાસૂલા મે,

પંખીમાં ય પોપટ આડો આંક :

જે નર રૂપે આગળા, તે નર નગણાં ન હોય;
પોપટ પાળે પાંજરે, કાગા ન પાળે કોય.

કાગડા કોઈ ન પાળે પણ કાગડા અને બગલા અંગે એક કવિએ ભારે જુક્તિ કરી છે.

ઉડા ઉડાયા ઉડ ગયા, ઉડા કબુદ્ધિ કગ્ગ;
પેથલરાય રાઠોડરે, ભલે પધાર્યા બગ્ગ.

પૃથ્વીરાજ રાઠોડનાં બીજાં રાણી ચંપાદે પતિને સફેદ વાળે શરમાતા જોઈને કહે છે કે ચપળ કાગડા જેવી કાળાવાળવાળી જુવાની ગઈ. હવે બગલા જેવી ધીમી સફેદવાળ વાળી આધેડ વય ભલે આવી.

---

પૃ. ૩૦૨થી ચાલુ]

પારેવાની સાદગી અને એની રસિકતાનું વર્ણન કરતાં હિંદી લોકસાહિત્ય કહે છે :–

પટ પાંખેં ભખ કંકરી, સફ્ફર પરેવી સંગ,
સુખી પરેવા જગત મેં, એકો તૂંહિ વિહંગ.

–વસ્ત્રોમાં જેની પાસે માત્ર પાંખો છે, ભોજનમાં જેને કાંકરી જ બસ થાય છે એવા હે પરેવા! જગતમાં તું જ એક સુખી વિહંગ છે.

## બાજ

તૂ રાહીન હૈ પરવાઝ હૈ કામ તેરા,
તેરે સામને આસમાં, ઔર ભી હૈ.

તું તો બાજ છે. ઉડ્ડયન એ જ તારું કામ છે. તારી સામે એક બીજું આસમાન પણ છે, હિંમત હારતો નહિ.

## ચામાચડી

ચામાચડી ઊંધે સુખે, રહી કિસ કારન રોય?
ગાડયો ધન બિસર ગઇ, અબ જોવત હૈ સોય.

## ચકવો–ચકવી

ચકવો અને ચકવી આખો દિવસ સાથે રહે છે પણ રાત પડતાં એક બીજાથી જુદાં પડી જાય છે અને આખી રાત એકબીજાને પોકારતાં રહે છે, એમ કહેવાય છે.

એક શિકારીએ ચકવા–ચકવીને પકડીને રાતે એક પાંજરામાં પૂરી દીધાં. આ ઘટના એમને માટે નવીન હતી. ચકવી બોલી :

અરિ મિલંતે દુઃખ ગયા, ભઈ સુખ કી રૈન
જો સુખ કાને ના સુના, સો સુખ દેખા નૈન

રાત પડતાં વિરહ દુઃખમાં રડતી ચકીને કવિ કહે છે :

ચકવી રૈન પડે મત રોએ,
અપને પિયા સોં પ્રીત લગા કે,
પાંખ મેં પાંખ પિરોએ,
ચકવી રૈન પડે મત રોએ.

રાત પડતાં ચકવીના વિયોગમાં રોતા ચકવાને ચકવી કહે છે: 'ચાલો આપણે કોઈ એવી ભૂમિમાં જઈએ જ્યાં રાત જ પડતી ન હોય.

ચકવી ચકવેકો કહે, રૈન પડે મત રોય,
ચલ ચકવા વહાં જાઈએ, જહાં રૈન ન પડતી હોય.

# પુરાણોમાં પંખીની ઉત્પત્તિ

નરોત્તમ પલાણ

જગત તથા જીવનની ઉત્પત્તિ વિશે ભારતીય પૌરાણિક પરંપરાને એનું આગવું દૃષ્ટિ બિંદુ છે :– આદિકાળમાં એક માત્ર બ્રહ્મ તત્ત્વ હતું, તેને વિસ્તાર પામવાની ઈચ્છા થઈ અને જગતનો આવિર્ભાવ થયો. સૂર્ય અને ગ્રહોથી વીંટળાયેલી પૃથ્વી ઉપર જીવસૃષ્ટિના સર્જન અર્થે બ્રહ્મા પ્રગટયા, ચારેબાજુ અંધકાર અને ધુમ્મસથી આવૃત્ત પૃથ્વી ઉપર બ્રહ્માએ પ્રજાપતિનું આહ્વાન કર્યું. આ પ્રજાપતિઓમાંથી કશ્યપ નામના એક પ્રજાપતિ દ્વારા પંખીસૃષ્ટિની ઉત્પત્તિ દર્શાવવામાં આવી છે.

ઋગ્વેદ અને મહાભારત, કશ્યપને સપ્તર્ષિમાંના એક ગણાવે છે. ભાગવત કશ્યપના માતાપિતા તરીકે કર્દમ કન્યા કલા તથા મરીચિઋષિના નામો આપે છે. આ કશ્યપને તેર સ્ત્રીઓ હતી, તેમાંથી વિનતા અને તામ્રા નામની સ્ત્રીઓથી અનુક્રમે અરુણ, ગરુડ તથા ક્રૌંચી, ગૃધિકાની ઉત્પત્તિ થઈ.

વિનતા પ્રાચેતસ દક્ષ પ્રજાપતિની કન્યા હતી, કશ્યપની તેર સ્ત્રીઓમાંથી કદ્રૂ નામની સ્ત્રી દ્વારા નાગપુત્રોનો જન્મ થયો, (નાગપુત્રો પેટે ચાલનારા જીવોના પ્રતિનિધિ છે.) પોતાની શોકના પુત્રોથી બળવાન પુત્રોની વિનતાએ માગણી કરી અને બે ઈંડાનો તેને પ્રસવ થયો. કુતૂહલ ખાતર એક ઈંડાને વિનતાએ પ્રથમથી ફોડી નાખ્યું એટલે અધૂરા શરીરવાળા અરુણનો જન્મ થયો. આ અરુણ રાત અને દિવસની સંધિ વચ્ચેનો જીવ છે. પક્ષીશાસ્ત્રના 'અજંઘય વર્ગ'ના સંધ્યા સમયે ઊડનારા પક્ષીઓનો આમાં સમાવેશ થઈ શકે. (પંખીવિદો ચામાચીડિયાને આદિ પંખ માને છે.)

યોગ્ય સમયે બીજા ઈંડામાંથી ગરુડનો જન્મ થયો, જે સર્વશક્તિમાન પંખીરાજ, વિષ્ણુભક્ત અને નાગપુત્રોને પરાજિત કરનાર નીવડયો. ગરુડનો પ્રથમ ઉલ્લેખ 'સુપર્ણ' તરીકે ઋગ્વેદમાં મળે છે. મહાભારતમાં એની કથા વિસ્તારથી નિરૂપાયેલી છે. ગરુડ વીરતાનું પ્રતીક છે, શ્રીકૃષ્ણ ગરુડધ્વજ હતા, વિષ્ણુના વાહન તરીકે ગરુડની અનેક માનભરી કથાઓ પૌરાણિક–સાહિત્યમાં જોવા મળે છે. રામાયણમાં ગરુડથી ગીધ આદિ પક્ષીની ઉત્પત્તિ થયાનું સૂચન છે.

પ્રજાપતિ કશ્યપની બીજી પત્ની તામ્રા પણ પ્રાચેતસ દક્ષ પ્રજાપતિની દીકરી હતી, જેના દ્વારા ક્રૌંચી તથા ગૃધિકાની ઉત્પત્તિ કહેવાયેલી છે. ક્રૌંચીનો અતિ મહત્ત્વપૂર્ણ પ્રથમ ઉલ્લેખ રામાયણમાં પ્રાપ્ત છે. તપશ્ચર્યામાંથી વાલ્મીકિ ઋષિની આંખ ખૂલી અને કામમોહિત ક્રૌંચમિથુનમાંથી એકનો વધ થતો નિહાળ્યો. પ્રિય વિયોગે બીજું પંખી પણ પ્રાણ ત્યાગ કરે છે અને દામ્પત્યજીવનના પરમ આદર્શરૂપ રામ–સીતાની કથા આદિ કવિને સ્ફુરે છે. પાછળથી ક્રૌંચ દ્વારા જલચર પંખીઓની ઉત્પત્તિ થઈ.

ગૃધિકાનો પ્રથમ ઉલ્લેખ રામાયણમાં છે, ગૃધિકાના પુત્ર ગીધરાજ જટાયુ, પૌરાણિક સાહિત્યમાં એક મહાન અને અમર પક્ષી તરીકે અનેકવાર ઉલ્લેખ પામે છે. (મહાભારત આદિપર્વમાં અરુણના પુત્ર તરીકે સંપાતિ, જટાયુ તથા શ્યેન (બાજ પક્ષી)ની ઉત્પત્તિ કહેવાયેલી છે.) પાછળથી આ ગૃધિકા દ્વારા ગીધવર્ગના પક્ષીઓ સમડી, શકરો, બાજ વગેરે ઊંચે ઊડનારાં પંખીઓની ઉત્પત્તિ થઈ.

આમ પુરાણોના મત મુજબ અર્ધ શરીરધારી અરુણ, વિશાળકાય ગરુડ, જલચર ક્રૌંચ અને ગીધ-પંખીસૃષ્ટિના આદિપૂર્વજો છે. પુરાણકારોએ કલ્પેલી પંખીઓની આ ઉત્પત્તિને પક્ષીશાસ્ત્રીઓ તથા પ્રાપ્ત પ્રાચીન શિલ્પો અનુમોદન આપતાં જણાય છે. સાંચી ભરહૂત તથા મથુરાથી પ્રાપ્ત અર્ધ મનુષ્ય, અર્ધ પંખી શરીરધારીનાં–શિલ્પો પ્રખ્યાત છે. સાંચીના સ્તૂપ ઉપર પોતાના પંજાથી અને ચાંચથી નાગને ભીડી રહેલા ગરુડનું એક અપૂર્વ શિલ્પ જોવા મળે છે. પાંખોવાળા સિંહનું અંકન તો ઘણી જગ્યાએ પ્રાપ્ત છે. મહાભારત ભીષ્મ-પર્વમાં આવતો 'ભારુણ્ડ' નામના પંખીનો ઉલ્લેખ

[ અનુ. પૃષ્ઠ ૩૦૯

# ગુજરાતના લોકસાહિત્યમાં પક્ષીઓ

ડૉ. હરિભાઈ ગૌદાની

ગુજરાતના લોકસાહિત્યના દરેક અંગોમાં પક્ષીઓ વણાયેલાં છે. લોકસાહિત્યમાં મુખ્યત્વે પક્ષીઓને સંદેશવાહક શુભ શુકન આપનારાં ગણ્યા છે. ખાસ કરીને લગ્નના લોકગીતોમાં તો પક્ષીઓને ઘણે ઠેકાણે વણી લેવામાં આવે છે.

## મોર–પોપટ–પારેવાં

સવારના ત્રણ વાગવાનો સમય થયો હોય અને અષાઢ–શ્રાવણ મહિનાના જાગરણ કરનાર સ્ત્રીઓની આંખો ઊંઘે ઘેરાતી હોય ત્યારે સ્ત્રીઓ એક જગ્યાએ બેસી કે ઊભા રહીને ગાવાનું છોડી શેરી (પડ) જગાડવા નીકળે છે. અને શેરી, પોળ, ચોક, ચકલા વિગેરેમાં ફરતા ફરતા ઓળખીતાના ઘર પાસે જઈ ગાવા માંડે છે કે:

આંબલે–ઘૂમે પોપટડા ને ટોડલે ઘૂમે મોર,
મારા વીર રે પારેવાં લ્યો.
મેં નાનુભાઇ વારીયા, મારા વીર રે પારેવાં લ્યો.
લાંબીમાં શું મોચો, મારા વીર રે પારેવાં લ્યો.
લાંબી નેવા ભાંગે, મારા વીર રે પારેવાં લ્યો.

આ લોકગીતમાં મોર, પોપટ અને પારેવાંને વણી લેવામાં આવેલ છે.

લગ્નને ગાડે પલોંઠી વાળીને સ્ત્રીઓ બેઠી હોય અને ગાડું એકધારું હાલ્યે જતું હોય ત્યારે લગ્નનું ગીત ગાડા હાર્યે હાલતું હોય તેમ લાગે છે. એવે સમયે ગાડામાં બેઠેલી સ્ત્રીઓ ગાય છે કે:

મોર જાજો ઊગમણે દેશ, મોર જાજે આથમણે દેશ,
વળતાં જાજે રે વેવાયોને માંડવે હો રાજ.'

આ ગીતમાં મોરલાને સંદેશાવાહક ગણ્યો છે.

લાંબા વાના (તિથિ)ના લગ્ન લેવાયાં હોય ને હર રાતે વરરાજાને ઘેર ગીત ગવાતાં હોય ત્યારે વરરાજાને ખુશી કરવા ગવાય છે કે:

મોર મોતી ચણે, ઢેલ્યું ઢૂંગે વળે,
ઢેલ્યું ઢૂંગે વળે, કિયા ભાઇને ગમે,
કિયા ભાઇને ગમે, કઇ વહુને ગમે,
નાથાભાઇને ગમે, ગગુ વહુને ગમે.

સૌરાષ્ટ્રની મોટા ભાગની ધૂડી નિશાળમાં ઈ. સ. ૧૯૨૬ પહેલાં નિશાળના મહેતાજીઓ બાળક પાસે સરસ્વતી અંગેનું જોડકણા જેવું લોકગીત ગવડાવતા અને એ ગીતમાં સરસ્વતીના વાહન મોરનો ઉલ્લેખ થતો.

સરસ્વતી સરસ્વતી તું મોરી માતા,
પહેર્યાં પટોળાં ઘેવર ખાતાં,
ટીલી ટબકી ચડે સિંદોર,
માતા આગળ બેઠા મોર,
મોર ગયા ચણવા,
માતાજી બેઠાં ભણવાં.

કૃષ્ણ ભક્તિ અંગેના રાસોમાં મોર પક્ષીને વણી લેવામાં આવ્યું છે અને તેની સાથે કોયલને પણ વણી લેવામાં આવી છે.

વનમાં બોલે છે ઝીણા ઝીણા મોર
કોયલ રાણી કલોલ કરે રે લોલ.
મારો વ્હાલો ગોકુળિયાનો વાસી
જાદવ્ રાય ક્યારે આવે રે લોલ.

લોકસાહિત્યમાં મોર પછી બીજું સ્થાન પોપટનું ગણાય. એક લોકગીતમાં પોપટના રંગનું વર્ણન થયેલ છે.

લીલો પોપટ પાંજરે રે.
લીલી તો કમખાની કોર,
હૃદય્ કમળમાં રામ રમે.
લાવજો રે એ લીલાં ફૂલ.
હૃદય કમળમાં રામ રમે.

એક લગ્ન ગીતમાં વરરાજાને પરદેશી પોપટ

બનાવ્યો છે. અને પરદેશી પોપટ કન્યાને ભીડાવી ગયો એવું વર્ણન થયેલ છે.

એક આવ્યો'તો પરદેશી પોપટો,
એની રમતાં'તાં માંડવા હેઠ, ધૂતારો લૂંટી ગયો.

પોપટ પછી લોકસાહિત્યમાં ત્રીજું સ્થાન લોકોની સદાય નજરે પડતાં ચકલાનું ગણાય.

લોકસાહિત્યમાં બાળકોનાં જોડકણા, બાળગીતો દુહાઓ અને લગ્નગીતમાં ચકલો ચકલીને વણાયેલ સાંભળવા મળે છે :

ચકલી બેઠી ચડીને છાપરે
એને જોવાં છે, ચકલાનાં રૂપ,
બેઠી ઈ તો છાપરે.
ચકલો ઘોડે ચડીને આવીયો
ઇ તો, મન ઝાઝેરી લાવીયો
ચકલી બેઠી ચડીને છાપરે

એક વાંઝિયા રાજાના મહેલમાં ચકલી માળો બાંધી રહી હતી ત્યારે તેના પતિ ચકલાએ ચકલીને કહ્યું :

ચકલો ભણે ચકલીને
તું સામે છાપરે ચાલ્ય,
જ્યાં બાળક એલે ખેલ
કોઈ ભરભર મૂઠડીએ.

એલી ચકલી! અહીંયા વાંઝિયાને ઘરે આપણને ચણ નહીં મળે અને આપણાં બચ્ચાં ભૂખ્યાં રહેશે એના કરતાં આપણે સામે છાપરે માળો બાંધીએ એને ઘેર ઘણાં બાળકો છે. એ બાળકો મૂઠીઓ ભરી ભરીને અનાજ વેરશે એનાથી તારું, મારું અને તારાં બાળકોનું પોષણ થશે.

નબળી જમીનમાં ચકુમકુ નામે ઘાસ થાય છે. આ ઘાસને સૌરાષ્ટ્રના કંઠાળ્ય વિસ્તારમાં ચકલીનો મોલ કે ચકલીના બાજરાને નામે ઓળખાવવામાં આવે છે ચકલીના મોલ સબંધી એક લોકગીત કંઠાળ્યમાં પ્રસિદ્ધ છે. ચકલીના મોલમાં એક બેન ઝીંઝવો વાવે છે અને ઝીંઝવે ચડી એનો ભાઈ એની ભાભીને તેડીને પાછો ફરતો હોય એ દૃશ્ય જુએ છે :

ચકલી તારા મોલમાં મેં ઝીંઝવો વાવ્યો!
ઝીંઝવે ચઢી જોઉં છું કોઈ માનવી આવે.
લીલી પીળી ઘોડીએ ત્રાંસોભાઈ આવે
ઘૂઘરીયાળી વેલમાં નાની વહુ આવે
કાચ ભરેલું કાપડુ ઝબકાવતી આવે
ખોળામાં બાવન બેટડો ધવરાવતી આવે
હાથમાં ખારેક ટોપરાં ચવરાવતી આવે
ચકલી તારા મોલમાં....

લોકસાહિત્યમાં ચકલા પછીનું સ્થાન કદાચ બગલાનું આવે. ગોર્યોના વ્રત કરતી છોકરીઓ બગલાને સંબોધીને ગાય છે કે :

બગલું આવે ને ઊડી જાય રે,
ચરકી લૂગડાં બગાડતું જાય રે,
હાર્યે ઓલી પૂરકીને લેતું જાય રે,
બગલું આવે ને ઊડી જાય રે,

લોકગીતમાં બગલાને ધોળામાં ધોળી વસ્તુ સાથે સરખાવવામાં આવે છે, ભવાઈના એક લોકગીતમાં ગવાય છે કે :

ધોળું ધોળું ધોતિયું ને તીથી ધોળો બગ્ગ,
તીથી ધોળો વાછરડો, ગધેડો ધોળો ધફ્ફ,

ગામડામાં હૂગડકતી રમતાં જુવાનિયાંઓ બોલે છે કે :

કાંકણહાર્ય કુંડલાની બાય
બગ્ગલ બેઠી આંબા ડાળ્ય.

હૂગડકત્તીના આ શબ્દોમાં માથા ઉપર લાલ ટોપચાવાળી અને આખા કાળા શરીરવાળી કાંકણહાર્યનો ઉલ્લેખ કર્યો છે આ કાંકણહાર્ય પક્ષી બગલા જેવું હોય છે તેની સાથે હૂગડકત્તીમાં બગલાને પણ વણી લેવામાં આવ્યું છે :

લોકસાહિત્યમાં બાળકોના અમુક જોડકણામાં હોલાને સ્થાન આપવામાં આવ્યું છે.

ઘૂઘ્ઘૂ ઘૂ, મોટી ફૂઈ
ડો ડો દે, શેકી ખાઉં.

કીડીના લગનના લોકગીતમાં પણ હોલાને સ્થાન આપવામાં આવ્યુ છે :

ચાલો કીડીબાઈની જાનમાં
હોલા પારેવાને નોંતર્યા

ઘોયે ઘરચોળાં પેરીયાં,
ને ચાંચડે સજ્યા હથીયાર.
માંકડે મોળીયાં બાંધીયાં,
ને તેતરે ઝાલી તરવાર,
ટીટોડી ચડીશંડ ડીંબલે,
ને જુવે જાનુંનીવાટ,
ઉંડા કેડામાં જાન ઉતરી,
ને સાંસો લૂંટે છે જાન
ચાલો કીડીબાઇની જાનમાં રે.

આ લોકગીતમાં હોલું, કબુતર, તેતર અને ટીટોડીને વણી લેવામાં આવ્યાં છે.

હોલા પછી લોકસાહિત્યમાં કાગડાનું સ્થાન અગત્યનું ગણાય છે. કાગડાને મહેમાન આવવાની આગાહી કરનાર કવચિત શુભશુકન આપનાર અને કયારેક ડાહ્યું અને ચકોરપક્ષી ગણવામાં આવ્યું છે, કયારેક કાગડાને શોકવાણી ઉચ્ચારતું પક્ષી ગણવામાં આવે છે. રામ સુવર્ણમૃગ મારીને પાછા ફર્યા ત્યારે રાવણ સીતાજીને હરી ગયો હતો એટલે પંચવટીમાં રામલક્ષ્મણે બાંધેલ મઢી સૂની દેખાતી હતી;

સૂની મઢીને સૂની ઓશરી હો બઉચરી,
મઢીએ કળેળે કાગ.

લોકસાહિત્યમાં કાગડા પછી સમળીનું સ્થાન ગણાય. સમળીને સૌરાષ્ટ્રની અમુક લડાયક કોમ શક્તિ-રૂપ માને છે. સમડી અંગેના કેટલાક દુહાઓ સૌરાષ્ટ્રના લોકસાહિત્યમાં જોવા મળે છે.

ભવાયાની રમતમાં જ્યારે વડછડનાં ગીત ગવાતાં હોય ત્યારે તેમાં સમળી સમસ્યારૂપે આવી જાય છે :

અભામંડળમાં ઘર કરું,
ને વળી તરીયાની ઘોડયે તરું,
પણ શોક્ય બચ્ચાને ખાઇ જાય,
ઈ કોને જઈને વાત કરું.

સમળી આકાશમાં તરે છે. અને ઊંચા ઝાડવા ઉપર માળો બાંધે છે, પણ ઈ ઝાડવા ઉપર કયારેક નાગણી પહોંચી જાય છે અને સમળીના ઈંડા કે બચ્ચાંને ખાઈ જાય છે એની ફરિયાદ કોને કરવી ? આ સમસ્યા સમળી અંગે છે.

સમળી પછી લોકસાહિત્યમાં કૂકડાનું સ્થાન ગણાય છે.

કૂકડો વહેલો વહેલો બોલી મનુષ્યને જગાડે છે. ત્યારે ઘણી સાસુઓ જાગીને એની વહુવારુઓને હુકમ કરે છે કે વહુ ઊઠો.. ખાધા વન્યા હાલશે તો લોટ દળ્યા વિના હાલશે. આ બાબતમાં એક વહુ કહે છે કે :

કૂકડો બોલે છે કૂક, સાસુને ઊપડી છે ચૂંક :
વહુ વહેલેરી ઊઠ, ઘંટી નીચારણે લૂંછ.

ગુજરાતમાં ગરબીમાં ગવાય છે કે :

મા બહુચરનો મરઘો બોલે રે
મરઘો માજમ રાત,
માના વહેલા દરવાજા ખોલે રે,
મરઘો માજમ રાત,

ઉપર જણાવેલ પક્ષીઓ ઉપરાંત લોક-સાહિત્યમાં સારસડાની જોડ, ચકવો ચકવી, મેના, હંસ, હંજપક્ષી, કાળીયો કોશી, સૂડો, ઢેલ, ઘૂઈ, ગીધ, ગરૂડ, બાજ, દિવાળીનો ઘોડો (ચકલાની એક જાત), તેતર, કુંજ વિગેરે ઘણાં પક્ષીઓ આવી જાય છે ને એનું લોકસાહિત્યમાં ઘણું સ્થાન છે.

---

પૃ. ૩૦૬થી ચાલુ]
પંખી વિકાસની એક આશ્ચાર્યકર શૃંખલા જેવો જણાય છે. આ પંખીને એક શરીર ઉપર બે માથાં હોય છે, હાલ આવું પક્ષી હયાત નથી પણ તક્ષશિલાથી પ્રાપ્ત એક શિલ્પમાં આ પક્ષીને જોઈ શકાય છે. ભાવનગર પાસેના શિહોર ગામના બ્રહ્મકુંડમાં ઉપલી વિશ્રામિકામાં પણ આ ભારુણ્ડ-પંખીનું શિલ્પ જોવા મળે છે.

પુરાણોમાં પંખીની ઉત્પત્તિ ઋષિકન્યા દ્વારા બતાવી છે પણ ઘણીવાર વિનતા, તામ્રા જેવું નામ આદિ જીવસૃષ્ટિના એક 'તત્ત્વ' રૂપમાં પ્રયોજાતું હોય તેમ પણ લાગે છે. તથ્યપૂર્ણ હકીકતોને કથા દ્વારા રજૂ કરવા જતાં પણ આવું બન્યું હશે. એટલું સ્પષ્ટ છે કે પુરાણો જ્ઞાનનો વિશાળ ખજાનો છે, ધર્મ-કથાની સાથે અનેક શાસ્ત્રો અને વિજ્ઞાનની મૂળભૂત માહિતી એમાં સંકલન પામેલી છે.

# લોકસાહિત્યનાં લાડકવાયાં

હેરસુરભાઈ ગઢવી

માનવીને બ્રાહ્મ મુહૂર્તે ઊંઘના ઘારણમાંથી ઉઠાડે છે પક્ષીઓ. વહેલી સવારે સાડાત્રણને ટકોરે કોકિલનું કુજન ચોથા પ્રહર પહેલાં છડી પોકારે છે ત્યાં કોળિયો કોશી 'ક્રાંચી...પૂ'ના પોકારે-સીમ વગડો ગજાવતો શહેરોનાં ઝાડવાંનાં ઝૂડમાં રાતવાસો કરતાં પક્ષીઓને કહે છે કે 'ઊઠો! જાગો! તમારા સૂર—શરણાઈઓના કલશોરથી અરૂણને આવાહન કરો.' એટલે જ તુલસીદાસજીએ પ્રભાતીના મીઠા લહેકે ગાયું હશે :

જાગીએ રઘુનાથ કુંવર પંછી વન બોલે
પ્રાતઃ ભાનુ પ્રગટ ભયો, રજનીકો તીમિર ગયો
ભૃંગ કરત ગુંજગાન, કમલન દલ ખોલે.
—જાગીએ રઘુનાથ કુંવર.

અને જડ ચેતન જાગી જાય ત્યાં પંખીઓની સુમધુર લહેરોમાં પોતાના કર્કશ અવાજથી પોતાનું મહત્ત્વ પરાણે સિદ્ધ કરતા કાગડા ધરાહાર આપણું ધ્યાન ખેંચી જાય છે. કુળથી કબાડ પણ લક્ષણે ચતુર ને ધૂર્ત. ઘડામાં નીચે પડેલા પાણીમાં કાંકરા નાખીને પાણી ઊંચું લાવીને પી જવાની કવિતાઓ કવિઓને મુખે રચાવી ગયો. "કંકર નાખી કાગડે પાણી પીધું આજ."

ખબર નથી કે ગંદા માંસ કરતાં કાગડાને ખીર ને રોટલી વધુ ભાવતાં હશે કે કેમ! પણ ઋષિ બનીને, પૂર્વજનો અવતારી બનીને શ્રાદ્ધના સોળ સોળ દિવસ ખીર રોટલીનાં ભોજનનો અધિકારી બની ગયો છે :

કોયલ કેરી ના ચખે, શ્રાદ્ધ કાગનો જોગ;
ભાગ્ય બીના કહાંસે મિલે, બડી વસ્તુનો ભોગ!

છતાં માનવીએ કાગડા જેવાં કરાં કરાં કરતા કાગોલિયા જેવો વંશ વિસ્તાર પસંદ નથી કર્યો :

કાંઉ ઝાઝાં કાગોલિયાં, કાંઉ ઝાઝા કપુત;
હકડી તો ધીડી ભલી, હકડો ભલો સપુત.

પણ રંગ ઉપરથી પરખવા જતાં રખે ભૂલ ખાતા!

ધોળા બધલા હંસ નહિ, કાળા બધા નહિ કાગ;
ભલા બુરા પરખાય છે, વખત વખતના રાગ.

ત્યારે કાગડાની સાચી પરખ તો :

કાગ ધૂર્ત છે પંખીમાં, પશુમાં શિયાળ ગણાય;
નરમાં નાયક ધૂર્ત છે, માલણ નારીમાં ગણાય.

આ કાગડા ઉપરથી આગમ ભાખતાં ભડલી કહે છે :

રાતે બોલે કાગડા, દી એ રૂએ શિયાળ;
ભડલી કહે ભડને, નક્કી પડશે કાળ.

જો જો ભરમાઈ જાતા! અજવાળી રાતના કાગડા તો બોલે ય ખરા ને નજીકમાં ઊડે ય ખરા. ને શિયાળ ધોળે દિવસે સીમમાં રૂએ પણ ખરાં. પણ આ બેયનો મેળ ને દુકાળનો મેળ થઈ જતાં ભડલીને નામે આવાં ઘણાં આગમ બની ગયાં છે.

કાગડા પછી કાંકણહારને જોઈએ તો આ પક્ષી બહુધા નિશાચર છે. રંગે મેલું ને માથે લાલ ટોપકું. સીમ વગડા ને નદીકાંઠાનું વાસી, એને વિષે કહેવાય છે કે ઊડતાં ઊડતાં બોલે તો વરસાદ આવે. આપણા પ્રેમી રબારી રાણાને કુંવર પોતાના વિયોગની કથની કહેવરાવે છે:

રાણા જોને રાત, પૃથ્વીને પોરો થિયો!
ન સૂવે નીંદરમાંય, હૈયું કાંકણહારનું,

કાંકણહારને રાતની ઊંઘ ન હોય, જેવી વિરહીણી સ્ત્રીને નીંદર ન હોય એમ:

ન સૂવે રાજા, ન સૂવે મોર,
ન સૂવે રેન ભમંતા ચોર;
કબુ ન સૂવે કાંકણહારી,
ન સૂવે પ્રેમ વળુંધી નારી.

હવે જુઓ રાતના જંપ લેતાં મીઠું કણ-કણ્યા કરતા કુંજની ઉપમા :

સૂતેલ સખ કર્યે, કણકણતું કુંજાંજી,
મારયું મધરાતે, પાદર તારે પોરહા.

નદીના પૂરમાં તણાઈ ગયેલ પોતાની ચારણ્યના વિરહમાં ચારણ કહે છે કે હે પોરસાવાળા! નદીના કાંઠે રાતવેળા જંપી જઈને ઊંઘનાં સુખે કણકણતા કુંજને મધરાતે કોઈ મારે ને કુંજની જે દશા થાય એવી જ મારી દશા થઈ છે.

કોકિલની તો શી વાત કરવી? બીજાં ઘણાં મધુર ગાયક પક્ષીઓ છે. પણ કોણ જાણે કોકિલનો સંસ્કાર લોકહૃદયમાં એટલો પ્રિય છે કે સુંદર કંઠવાળી નારીને કોકિલકંઠી જ કહી છે:

ભૃ-ભમરા, સૂરકોકિલા, કંઠ કપોતન સાર;
ખંજન જેવી ચપળતા, સો ખગ કહીયે ચાર.

ભમરો ઊડનારો ખરો પણ પક્ષી નથી. જ્યારે ભમર ભમરા જેવી, સૂરકોકિલા જેવો, ડોક હોલા-કપોત જેવી અને ચપળતા ખંજન પક્ષી જેવી. એક ભમરો અને ત્રણ પક્ષીઓ વડે નારીસૌંદર્યનું અપરૂપ ચિત્ર આલેખ્યું છે.

ગરૂડ આપણે ત્યાં હિમાલય તરફ હોવાનું કહે-વાય છે. બાકી તો વિષ્ણુનું વાહન એટલે કોણ એને નથી પીછાનતું? જ્યારે ગીધ પક્ષી વગર રાજપુત યુગનાં તમામ યુદ્ધો અલેખે જાય. જેતપુરના ચાંપરાજવાળાની વીરતાનું સપાખરૂં ગીત જુઓ:

રગતાળાં પૂરવાળાં ખાળાં નાળાં વહે રોગા,
પશુ પંખી વાળાં ટોળાં ધરાણાં પંજાળ;
પંખણિયું માંસલોળા, ગમેવા હિલોળા પેઠા,
માથે શૂરા અપસરા, રોપે વરમાળ.

વીર મોખડાજી ગોહિલનો ઉધોર છંદ જુઓ:

ગ્રીધણ અમખ ચરખી ગુડ,
ભરતી ભવાની ભ્રેકુંડ.
સિંધુ રાગ લાગા સૂર,
પળચર અસખચર ભ્રખ પૂર

જુઓ બીજું શૌર્ય ગીત :

પલ્લા ઝાટકે કો'ક દી વેર કરવાં પડે,
નાળ ગોળા તણો પાર નાવે;
જે સમે ગિધાડયું ધાય ને શકત્યું જમે,
એ સમે ધાય રજપૂત આવે.

શરાતનનો શણગાર એટલે ગીધ અને સમળા.
માથે પગરણ માંડતી, ગિરનારી ગરજાવ,
માંસ ભ્રખવા ટોળે વળી, ઊતરી અપસરાવ;

કાંકણહારની જેમ ઘુવડ પણ રાતનું રાજા. પણ દિવસે છુપાતું ને લપાતું પડયું રહે એટલે જ કહ્યું છે :

ચાતક ચકવા ચતુર નર, પ્રતિદિન ફરે ઉદાસ;
ખર ઘુવડ ને મુરખ નર, સુખે સુવે નિજ વાસ.

આ ચકવાનું સમરણ થતાં ફરી પોરસાવાળાના દુહા કહેતા ચારણની વિરહાવસ્થા યાદ આવે છે :

ઊડી મન અંબર ચડે, ચકવાજી સદાય;
કફરી રાત કળાય, પો' ન ફાટયો પોરહા.

ચકવા ને ચકવી રૈનવિજોગી ગણાય છે. રાત પડે ને કોઈના ઘરમાં ભરાઈ વિજોગ ભાંગવા સવાર-ની વાટ જોયા કરે. એમાં એક દી કોઈના શયનગૃહમાં વળામાં છુપાઈને સૂરજને ટાંપતું બેઠું હશે. ત્યાં તો—
મારૂ ઠેક પલંગ ચડી, કંચવા મેલ્યા દૂર;
ચકવારે મન આનંદભયો, જાણ્યે ઊગ્યો સૂર.

એ જ રીતે ચકોર પક્ષી ચંદ્રનું ચાહક. કેવું ધ્યાન લાગી જતું હશે ચંદ્રને જોતાં ચકોરનું! પ્રવીણ-સાગરમાં કહે છે તેવું :

મોર કી ધ્યાન લગી ઘનઘોર સેં,
ચંદ્રકી ધ્યાન ચકોર લગી...

ત્યારે ટીંટોડીની તો અથોક કથાઓ છે. સાગરને કવરાવેલો ને ભગવાનને એનાં ઈંડાં બચાવવાં પડેલાં એવી ભગતડી :

ટીંટોડીનાં વાલે ઈંડાં ઉગાર્યાં
માંજારી કેરાં બાળ
એવા રામ થિયા રખવાળ.

ઈસરદાનજીએ પણ મેનાની સાખીઓ જોડી છે જે 'ભજ મેનાજી રામો નામ હરે' એમાં પણ યાદ આપી છે કે :

મહાભારત ભરહીકે ઈંડે, ખોયણ દર વકરો છે;
રામ રામ કર પંખી ટેરે, ઘંટા ટૂટ પરો છે.

તેતર તો પાળેતુ પંખી. એનો શિકાર પણ થાય. ગાય ત્યારે ગાઉ ગાઉ સાથે સંભળાય. પણ કીડીના દર કોર્યા-ફોળ્યા કરે.

પાપીનું ધન પ્રલે થાય,
કીડી સંચે ને તેતર ખાય.

જુઓ એનો એક બીજો દુહો :

તેતર પણ ટાંપે નહિ, બીતાં કૂરે બાજ;
રામ સરીખું રાજ, કીધું તેં તો કુંભડા.

કોઈ લોભિયું નહિ, કોઈ કંજૂસ નહિ. કોઈની જુલમજહાંગીરી નહિ એવું રામ જેવું રાજ્ય સ્થાપ્યું.

'પારેવાં-કબુતરને કેમ વિસરી શકશું ? એક જ દુહામાં એને વર્ણવીએ:

પ્રીત ભલી પારેવડાં, રૂપે રૂડો મોર,
પ્રીત કરીને પરહરે ઈ માણસ નહિ પણ ચોર.

પ્રીત પારેવાંની પણ ચતુર સુજાણ પોપટ. એની તો અઢળક વાતો છે. કોઈ રાજાનો રાજમહેલ, કોઈ શ્રેષ્ઠીની હવેલી કે કોઈ પંડિતનું ઘર 'પોપટ વિના ખાલી ન હોય.

પલટી ગયેલ અબુધ પ્રેમીને એની પ્રેયસી કહે છે કે:

પોપટ હોય તો પઢાવીએ, સૂડાને ન હોય સાન;
મધ દરિયે મેલી કર્યાં બાનરા ! કેનાં બાન ?

બાનરાની પ્રેયસીને અપશુકન થયાં હશે ભેરવ-ચીબરીનાં ? જો કે રાતનો એનો કાતીલ અવાજ કૈંકનાં કાળજાં કંપાવે છે. ખાસ કરીને તો અપશુકનિયાળ માન્યતાથી. પણ એને શક્તિ સ્વરૂપે પણ બિરદાવવામાં આવેલ છે:

તું કલકલી કરે, ત્રણેય ભુવન ત્રહત્રહિયાં;
મોર્યે થાને મા, ભવ જીતેવા ભેરવી.

મેના તો રાજ દરબારથી માંડીને બાળક સુધીનું કલ્પનાનું અને મધુર ગીતનું પ્યારું પંખી. કોણ જાણે કોણે એને પોપટ હારે સોંઢાડી દીધી તે આજની ઘડી સુધી મેના-પોપટનું જુગલ જ ગણાય છે. એને પોપટી નહિ ગમી હોય? પણ ભક્તોએ મેનાને 'આતમ રૂપ ઓળખી છે. જેમ હંસને ઓળખ્યો તેમ. ઈસરદાસજીએ આતમને ઉદ્દેશીને મેનાજીની સાખીઓ રચી છે. અને સંત શીરોમણી દાદા મેકરણે પણ મેનાને ઉદ્દેશીને ભજનો ગાયાં છે:

મારી મેના રે બોલે ગઢને કાંગરે રે

આગળ જતાં દાદા મેકરણ કહે છે કે:

મેના ને મેકરણ બેઉ એક છે જી
એને તમે જુદાં નવ જાણો રે

મોરને તો ગઢના કાંગરેથી મોભારે ને મોભારેથી હૈયે ટાંકયા પછી પણ માનવીને સોધરી ન વળી ત્યારે હાથ વીંછળી નાખ્યા છે. અસહાય બાપડાં !–

મીઠાં બોલે મોર, ગહકી છૂપ્યો ગોખમાં
(પણ) જુવતીનાં શાંજોર ! વિહારી નામ વગોવશે.

સમળીની એક રસિક વાત છે. આમ તો વીરકાવ્ય-કથાઓમાં એને શક્તિ સ્વરૂપ વર્ણવી છે. પણ એની ચીલઝડપ ઉપર શૂરવીરો વારી જતા. મૂળરાજ સોલંકીએ આકાશમાં માંસ ઉલાળીને અધરોઅધર સમળા ઉઠાવી જાય એવી હેવાઈ કરેલી. પછી મૂળરાજના મામા સામંતસિંહે ઉછાળેલું લીંબુ આકાશમાં રહે ત્યાં સુધી મૂળરાજને ગાદીએ બેસવા કહેલું. પછી લીંબુને ઉછાળવામાં આવ્યું ત્યારે પેલી સમળી એ લીંબુ અધરઅધર ઉપાડી ગયેલી.

એ જ મૂળરાજે કચ્છના લાખા ફુલાણીને રોળી અને રાખાયશને રણમાં ઘાયલ કર્યો. લાખા ફુલાણી માથે ભમતી સમળાએ એની આંખો કાઢવા ઝપટ મારી ત્યારે રાખાયશે પોતાના આંતરડાં ફેંકીને લાખા ફુલાણીની આંખો ઠોલતી અટકાવેલી.

પણ ચાલો હવે માનવીએ જેને અભક્ષ નહિ, વનસ્પતિ નહિ પણ મોતી ચૂગતો કલ્પ્યો છે તે હંસની સાથે બે ઘડી ગોષ્ટિ કરીએ. હંસને શારદા અને સરસ્વતીનું વાહન કલ્પ્યો છે.

વીસ હથ્થાં હંસવાહિની
માતુ દિયો સુ સુમત

પણ સંતોએ ભક્તોએ તો આતમાને જ હંસની ઉપમા આપી છે.

એવો હંસ રાજા હાલ્યો રે
કેમ તો છોડી કાયા :રાણી !

જળેલ ખોળિયામાથી થાકેલ માનવીએ હંસને આરજુ કરી:

નવાં કલેવર ધરો હંસલા
ભગવી કંથા ગઈ ગંધાઈ
સાફ ચદરિયાં ધરો હંસલા !

આહોહો ! અસંખ્ય ભજનોની હારમાળા હાલી આવે છે :

જૂનું તો થયું રે દેવળ જૂનું તો થયું,
મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું.

પણ હજી હંસ સાથેની ગોઠડિયું અધુરિયું છે ને હંસ માંડયો હાલવા :

હંસા રાણા ! રહી જાવ આજુની રાત,
એજી મારે કરવી છે દલડાની વાત...હંસારાજા !

ડોર લાગી જાય છે ભજનોની

ચંદા સૂરજ દોઉ મારગ ડોલે
આસન અદ્ધર જમાયા,
ગગન મંડલ પર હંસા ઉડત
ભ્રમર ગુફામેં સમાયા.

પણ જીવડો જ્યારે સંસારના લલો પતોમાં પડવા માંડે છે ત્યારે હંસા માટે પણ સાવચેતીના સૂર ઉચ્ચારવા પડયા છે :

હંસા સાયર સેવીએ,
જેની જળ બરોબર પાળ;
ઓછો રાજા ન સેવીએ,
એના ઉચાળા અંતરિયાળ.

o o o

તારૂં શુદ્ધ સ્વરૂપ સંભાળ હંસા ! માનસના વાસી
માન સરોવરનો તું વાસી મોતીચારો ચરનાર
ભૂલી ભાન થયો દાદુર સંગે શંખલાનો વીણનાર

હંસો સરોવર છોડીને હાલી નીકળે છે એ માનવીથી સહન નથી થયું. મેળ સાંધવા ફરી ફરી હંસને મનાવે છે :

હંસા સાયર મનાવીએં, કરીએં હાથો જોડ;
જેનાથી રૂડા લાગીએં, એથી તાણી મ ત્રોડ.

હંસની પ્રીત માનવીથી કેમ છોડાય?

હંસલા જેવી હાલ્ય, કોટાળી કુંવર તણી;
બાળું બીજાની ચાલ્ય, ડગમગતાં ડગલાં ભરે.

આટઆટલું મનાવતા છતાં :

ઈ ભેણાં ઈ ભંગડા, ઈ ઝાંપો ઇ મોડ;
હંસા હેડી હલ ગઈ હવે લોકાંય ભેળા લોક
હંસ હેડી હલ ગઇ, તૂટી હૈયાની ઓથ;
વહેલું મળજો મોત, જીવ્યું જીવાય નઇ.

પંખીઓમાં ય ભગત થોડા નથી. એમાં હોલો-ભગત સરટોચ. તુંહી તુંહીના અખંડ જાપ જપનારો. બાલજીવનથી સમાજમાં આ હોલો મઢાતો આવે છે. ગામડામાં દાદા દાદી બાળકને કાંધોલે ચડાવીને પૂછે:

"મારા ઘર ઉપર કોણ બેઠું ?"
બાળક જવાબ આપે: "હોલો રાણો."
"ચાંચ કેવી ?" જવાબ 'કાળી'
"પગ કેવા ?" જવાબ 'કાળા'

દાદા કહેશે કે "ઊતર હોલા રામ દુહાઈ". અને હોલોને છોકરાં પછી સામ સામા ઘૂઘવાટા કરે એ હોલામાંથી જ માનવીએ શ્રદ્ધાને પકડી:

ન હોય તો નભે નહિ, પ્રથ્વી પાવરરા;
'કો'ક–કો'ક' કાનાણા, હોલો ભાખે હમીરીઆ.

# દેશજીવન અને સાહિત્યમાં બગલું

ખોડીદાસ ભા. પરમાર

ઋતુએ ઋતુની અણુસારની સંવેદના, માણસ કરતાં પંખીજગતમાં અગાઉથી થઈ જાય છે. આમ તો માનવ એ નિયંતાનું શ્રેષ્ઠ સર્જન છે. આંતરસ્વરૂપનો આવિષ્કાર તેને તત્ત્વરૂપની સાથે એકતાર બનાવી દેતો હોય છે, જેને પાંચપાંચ ઇન્દ્રિયના પંચ પરમેશ્વરી બલાક્ષ હોય, છતાંય આ માનવીમાં કોઈકને જ છઠ્ઠી ઇન્દ્રિયનું સંતર્પણ મળ્યું હોય છે. આમ નિયંતાએ માનવીને બધું જ આપ્યું, પણ છઠ્ઠી ઇન્દ્રિયની આગવી આશ્ચર્યકતાથી તેને વંચિત રાખ્યો છે. અને આ છઠ્ઠી ઇન્દ્રિયનું આશ્ચરૂપ તિર્યંકયોનિને આપીને નિયંતાએ વિરાટપ્રકૃતિની રહસ્યમયી લીલા સાથે જીવવા તેને ચેતવણી આપી દીધી છે.

સહેજે પંખી માત્ર પ્રકૃતિનું સંતાન, પ્રકૃતિમાં જ જન્મી, પ્રકૃતિમાંથી પોષણ મેળવી, પ્રકૃતિની લીલા વચ્ચે જ વિલય પામી જાય છે. એટલે જ પંખી પોતાની એક સંતર્પક સૂઝદ્વારા પ્રકૃતિના આવતલ રૂપને જાણી પ્રમાણી શકે છે. આમ પ્રકૃતિના લાડકવાયા પંખીઓ ઋતુએ ઋતુની અસર સંવેદના અનુભવવામાં શક્ત–અશક્ત હોવાથી ઋતુ ઋતુ પ્રમાણે સ્થાન ફેર પણ કરી જાણે છે.

ભારત પ્રકૃતિપરાયણ દેશ અને તેના માનવી પ્રકૃતિસ્થ હોવાથી દેશકાળની પરિસ્થિતિનો તાગ મેળવવા આપણો દેશ્યમાનવી–ખેડૂત પક્ષીજીવન જગતના વર્તારા પરથી આવતી સાલની એંધાણીઓ નક્કી કરવા માંડે છે. આમ ખેતીપરાયણ ખેડૂતને તેના જીવનનો આધાર વર્ષા હોવાથી ઊનાળના ઉલાળથી જ તે પ્રકૃતિમાંથી વર્તારો ગોતવા માંડે છે. સહેજે વર્ષાની આગાહીની ગંધ મોરલો આપે છે. તો તેની વરસવાની નિશાનીઓ બગલાં પૂરી પાડે છે.

ઊનાળાનો જેઠ અધુહારે ત્યારથી અંકાશીટોપને માથે રૂના પોલ જેવી ખડાઉ ખેંચાવા લાગે છે, તે અશાડના આરંભે કાળી ઘટાટોપ વાદળિયુંમાં વીજ ચમકવા લાગે છે ત્યારે મેઘ મંડાશે કે નહિ તેની વાટ જોતી વેળાએ જો ઘોર વાદળિયુંમાં બગલીઓને ઊડતી ખેડૂતો જુએ તો હરખી ઊઠે છે, કારણ કે ચોમાસાની શરૂઆતમાં બગલીઓ ગર્ભધારણ કરતી, સંવનનમાં રાચતી, શ્યામ ઘોર વાદળામાં ઉજ્જવળ રેત જેવી ઊડતી દેખાય છે. આ જોઈને ખેડૂની અનુભવવાણી નીકળે છે, કે હવે મેવલો આવ્યો, 'કાં તો ત્રણ ઘડી, ત્રણ પોર, કે ત્રણ દિવસમાં.'

આમ ખેતીપ્રધાન દેશમાં વર્ષાની એંધાણીઓ મોર અને બગલા જેવા પંખીઓ આપી જાય છે. આ રહ્યું તેનું દેશ્ય ગીત.

ઊંચી બગલાની ડોકડિયે કુણ હીંચશે?
હીંચશે અહાડો મેઘ, પાલર પાણી નાખશે.*

બગલીઓ પછી તો સાંઠીકા કરગઠિયા વીણીને ઝાડની ટોચે માળો બાંધે છે – ઇંડા મૂકીને સેવે છે, ત્યાં ચોમાસુંય વરસીને નદીનાળા છલકાવી દે છે. પાણી ઠરીને ઠામ થાય છે ત્યાં બગલીબાઈના બચ્ચાં–પોટા થઈ જાય છે. શરદના સ્વચ્છ આકાશ નીચે લહેરાતાં નદી તળાવડાના કાંઠા બગલાંથી છવરાઈ જાય છે. અને જળના જીવ પણ જળમાં ઉછરીને શેલારા દેતાં હોય, તેને આ બગલાં પકડી પાડે છે. અને બચ્ચાંને ચણ ચવરાવવા આવાગમનના ફેરા શરુ કરી દે છે:

"બગલું આવે ને ઊડી જાય રે,
બગલું આંટા ફેરાં ખાય રે."

બગલાનું રૂપ ઊજળું દૂધ જેવું છે, પણ તેનાં આહારભક્ષ જીવનો છે, તેથી જ કહેવાયું હશેને?

---

* જુઓ આંજણાંના લોકગીત. સંપાદક નિરંજન સરકાર. લોક. સા. મણકો. ૫. પૃષ્ઠ ૨૭૪.

"બગલાં કહે અમે બાપડા,
અમારી ડોકે વાંક,
હાથ પડ્યું માછલું ઓડે,
એમાં અમારા શું વાંક ?"

અહીં બગલાના રૂપ વિરુદ્ધનું કાર્ય વર્ણવ્યું છે, જેમાં બાહ્ય દેખાવ અને આંતરસ્વભાવનો મેળ જરાય નથી. એક પગે અને અર્ધમીંચી આંખે તળાવડામાં તપતાં તપસી જેવા લાગતા બગલાં માછલી જોઈને તરત પકડી લે છે તેથી કવિએ કહ્યું છે :

'મન મેલાં તન ઊજળાં, બગલાં સુંદર રૂપ,
તેથી તો કાગા ભલા તનમન એક જ રૂપ."

આવો શ્વેતરંગી અને ઢાંગી બગ ગ્રામજીવનમાં કવનમાં તળાવ નદીએ અને સમાજમાં જોવા મળે છે. દેશજ માનવી માનવનું પારખું કરે છે તેથી દેખ્યું કહેનારા હોવાથી માનવજીવનમાં જે ઢોંગી ધૂતારા ઊજળા થઈને ફરે છે તેને દેશ્ય સમાજમાં બગલાનું પ્રતીક રૂપ અપાય છે તે ખરેખર સાદૃશ્ય છે.

દેશ્ય જીવનમાં બગલાને માત્ર ઊજળો ઠગ જ નહિ, પણ બહારથી આંબાઆંબાડી દેખાડીને, કૂડ કરીને ભોળવી જનાર જમાઈના પ્રતીક રૂપે પણ લેખ્યો છે. જેમકે :

આંગણે આસોપાલવના ઝાડ કે
બગલાં બેસી ગયાં રે લોલ,
બગલાં ઊડી ગયા અંકાશ કે
પગલાં પડી રહ્યાં રે લોલ.
દાદે મારે દેશ જોયો પરદેશ કે
દીકરી દઈ દીધી રે લોલ.
દીકરી હવે ન કરીએ વિચાર કે
ભાગ્ય તારાં લઈ ગયાં રે લોલ.

આમ ઉજળો લેબાસ જોઈને દીકરી તો દીધી પણ એ તો બગલા જેવો રાશી નીકળ્યો. તેથી આ પ્રતીક ગીતમાં જોઈએ છીએ તેમ પવિત્ર આસોપાલવ જેવા કુટુંબમાંથી બગલા જેવો ધોળો પણ ધૂતારો દીકરી લઈ ગયો, તેના હાથના થાપાની નિશાની તે સાસરે મૂકતો ગયો. (તેના દેખાવથી દીકરીના મા-બાપ રાજ દુઃખી થાય જ ને ?) આમ દેશ્ય સાહિત્યમાં બગલાને ધૂર્ત અને લુચ્ચો કહ્યો છે. જાજી પળાજણથી ઉછેરેલી કન્યાને આવા બગલા જેવો ધણી મળે ત્યારે માબાપ બહુ દુઃખી થાય છે. તેથી દેશજ સાહિત્યમાં આવા કાવ્યોનાં ગીતો વાર્તા વગેરે ઘણા મળે છે. જેમ કે:

બગલું આવેને ઊડી જાય રે,
ઓલી ગંગડીને લઈ જાય રે,
હાય મારું ઘર ખાલી થાય રે.

આ ઉપરાંત બાળવાર્તાઓમાં વર્ણીત "સોનબાઈ અને બગલાંની વાર્તામાં બગલો ગામ તળાવનું નદી પાણી પી જાય છે. સોનબાઈના વીરના ઢોરને તરસે મારે છે. ત્યારે સોનબાઈનો ભાઈ કહે છે :

"જળ મૂકોને આળક બગલાં,
જળ મૂકોને ચાલક બગલાં...

ત્યારે બગલો કહે છે તારી બહેન સોનબાઈને મારી સાથે પરણાવ તો જળ પાછા દઉં. તેનો ભાઈ સોનબાઈને બગલા સાથે પરણાવે છે. સેનાબાઈ દુઃખી થાય છે. અહીં બગલાને પનારે પડેલી બહેનને છોડાવવા કુટુંબીઓ પ્રયત્ન પણ કરે છે. (અહીં કદાચ બગલો એ "ટાટેમ" તરીકે પણ પ્રયોજાયો હોય તેવું બને ખરું) એ સિવાય "કાગડો અને બગલો" વાર્તામાં સૌને સૌનો ધંધો મૂબારકની વાત બગલો કરે છે.
"કરતા હો સો કીજીએ, ઔર ન કીજીએ કગ
માથું રહે શેવાળમાં, ઊંચા રહે બે પગ."

ઉપરાંત "બગલો અને બ્રાહ્મણ", શિયાળ અને બગલો, કરચલો અને બગલો વગેરે ઘણી બાળવાર્તાઓમાં બગલો વર્ણવાયો છે. પણ તેની છાપ તો ધોળા ઠગ તરીકેની જ છે.

બગલું જળચર પર જીવનાર પંખી છે. મોટા ભાગે નદી તળાવે ફરતાં આ પંખીની ખાસિયત, તેનું રહેઠાણ અને તેની ટેવથી લોકો જાણકાર છે. બગલાનો સ્વભાવ ઝઘડાખોર નથી તેથી જ કહેવાયું છે કે,

અમે બગલાં કહેવાઇએ, અમારી ડોકે વાંક,
સૌના કજિયામાં સૌ સમજો, અમે કજિયાનારાંક.'

સહેજ બક જાતિના તો ઘણા પંખી છે. પણ ગ્રામ લોકો આવા થોડાંક જ પંખીને પિછાને છે. જેવા કે ગાય બગલું, જેને લોકો ઢોરબગલી પણ કહે છે. જે કદમાં નાનું અને ચોમાસાની ઋતુમાં સીમ, જળાશય, અને કોઈ કોઈ વાર તો ફળીમાં બાંધેલી ગમાણ સુધી જીવાત ખાવા આવે છે. આ બગલું જ લોકોમાં વધારે જાણીતું છે. એ ઉપરાંત મોટા બગલાને પણ તેઓ જાણે છે. જેમ કે "ઢોંક બગલા તો મોટા ઢોલા" વળી રાતા બગલાં જે પરદેશી પંખી છે તેને કચ્છમાં "હંજ" અને કાઠિયાવાડમાં "રાતા બગલા" કહે છે. તેનું તો છોકરાઓને વરત બનાવી દીધું છે. જેમ કે:

'રાતાં બગલાં રણે ચડયાં,
પાણી દેખી પાછાં વળ્યાં,
એક બગલાનો ભાંગ્યો હોઠ,
લાવ્યા રે લંકાનો લોટ."

સહેજ સૌંદર્યદર્શનમાં બગલાં જળસ્થળનું નમેરું રૂપ છે. તેનો સફેદ રંગ, ડોકનો વળાંક અને વિવિધ પ્રકારનું હલનચલન અને જળ ડખોળતાં તેમાં પડતી જળવલ્લરીમાં તે શોભી ઊઠે છે. એટલે બગલાં વગર નદીતળાવના સૌંદર્યમાં તો ઓછપ એટલી ઓછપ જ લાગે.

બગલું જળની અને જમીનની જીવાત ખાઇને પાણી અને મોલનું રક્ષણ કરે છે. પણ આમ બગલું જળસ્થળની જીવાત ખાતું હોવાથી દેશજ લોકો તેને આભડછેટવાળું ગણે છે. તેથી તેને કલાકારીગરીમાં બહુ સ્થાન નથી મળ્યું. આમ છતાં પહાડી કલમના ચિત્રોમાં વર્ષાની આગાહી આપતાં ઘનઘોર વાદળમાં બગલાની પંક્તિઓને ચિતારાયે બહુ જ મનોહર રીતે રજૂ કરી છે.

દેશ્ય જીવનમાં મર્યાદિત પ્રકારની પણ બહુ જ સૌંદર્યદર્શી રંગભાવનાની ઓળખ આપવામાં આવી છે. તેમાં ધોળા રંગની પરખ માટે કાં તો દૂધ અથવા બગલાને વિશેષ પસંદ કરવામાં આવ્યું છે.

"લાવજો રે એક ધોળું ફૂલ;
હૃદય કમળમાં રામ રમે,
ધોળા પ્રભુજીના ધોતિયા,
ધોળી રે બગલાની પાંખ.'
હૃદયકમળમાં."

વળી ધોબીની ધોણયનો ઊજળો રંગ કેવો તો "બગલાની પાંખ જેવો." આમ ધોળા રંગની ઊજળાશને બગલાની પાંખ સાથે સરખાવવામાં આવે છે. એ રીતે બગલાના રંગના વખાણ થાય છે પણ કરતુકનાં તો નહિ જ. તેથી બહારથી ઊજળાં પણ અંદરથી મેલા સાધુને પણ "બગ ભગત" કહેવાય છે. આમ બગલાનું રૂપ નહિ પણ સ્વભાવ જ મોટા ભાગે વગોવાયો છે.

દેશજ માનવે પોતાના બાળકને જ્ઞાન સાથે ગમ્મત આપવા માટે પશુપંખીને કેન્દ્રમાં રાખી તેનો સ્વભાવ, ટેવ, રૂપ અને ખાસિયતના લક્ષણો પકડીને વાર્તા, ગીતો કહેવતો વગેરે જોડયું છે. અને તેને માનવી સાથે મીંડવ્યું છે, કારણ કે બુદ્ધિશાળી માનવ કહે કાંઈક અને કરે કંઈક, તેથી બાળકબુદ્ધિ આ બહુ ન જાણી શકે, તેથી ગામસીમ અને તળાવના જાણીતાં પંખીઓ દ્વારા તેની રચના કરી, બાળભોગ્ય રીતે તેને પંખી અને માનવસમાજને માંડવીને બહુ જ સુંદર રીતે પરિચય આપ્યો છે. આમ બગલાને પણ તેણે વિવિધ રીતે વર્ણવ્યો છે. પણ અંતે તો બગલું કહે છે:

"બગલા કહે અમે બાપઠા,
અમારી ડોકે વાંક,
હાથ પડયું માછલું ઓડે,
એમાં અમારો શું વાંક?"□

---

□ ખોડીદાસ ભા. પરમારના આગામી પ્રકાશન "દેશ્યજીવન અને દેશજસાહિત્યમાં વર્ણિત પંખીઓ"માંથી.

# લોકસાહિત્યમાં ચકલી

જશવંત શેખડીવાળા

ગામને માથે હજી હમણાં જ રાતનાં અંધારાં ઊતર્યાં છે. ચોતરફ શાંતિ પથરાતી જાય છે. ઘરના આંગણામાં, લીમડા નીચે, નાનામોટા કેટલાય ખાટલા ઢળાઇ ગયા છે. ઘરનાં અને પાડોશનાંય ઘણાંબધાં છોકરાં ખાટલા ખૂંદે છે. હળુ હળુ પવન વાય છે. લીમડાની આછી ઘટામાંથી અજવાળિયાની છઠ–સાતમના ચાંદાનું શીળું અજવાળું નીતરે છે. ભૂરા આકાશમાં અગણિત તારલિયા મલકે છે. બાપુ ચોકમાં ગામલોકો સાથે વાતોના તડાકા મારવા ઊપડી ગયા છે, અને બા ઘરકામમાંથી પરવારી આંગણામાં ઢાળેલા એક ખાટલા પર બેસી નિરાંતે છીંકણીના સડાકા મારે છે.

ત્યાં કોઈ એક બાળકનો કાલો, મીઠો, લહેંકાભર્યો અવાજ સંભળાય છે : 'બા વારતા કહો !'

'હા, વારતા કહો !' 'બા, વારતા કહો !' ખાટલા ખૂંદતાં છોકરાં એકીસાથે કલશોર કરી મૂકે છે : 'બા, વારતા કહો !'

અને બા, છીંકણીનો એક વધુ સડાકો મારી, છોકરાંની ઉત્સુકતા જેટલી જ પ્રસન્નતા દાખવી, વાર્તા શરૂ કરી દે :

'એક હતો ચકલો અને એક હતી ચકલી. ચકલો લાવ્યો ચોખાનો દાણો; ચકલી લાવી દાળનો દાણો. અને પછી તો ચકલીએ ચૂલા પર ખીચડી રાંધવા મૂકી દીધી. ચકલાને ખીચડીની દેખભાળ રાખવાનું કહી ચકલી કૂવે પાણી ભરવા ચાલી...'

બધાં બાળકો મુગ્ધ બની એકધ્યાને વાર્તા સાંભળવા માંડે. નીતરતી રાતમાં બાને મુખે ચકલા–ચકલીની વાર્તા આગળ વધતી જાય. બાળકો સામે એક નવી જ અદ્ભુત રોમાંચક સૃષ્ટિ ખડી થઈ જાય. તેમાં ચકલા અને ચકલીની સાથે રાજાનો મોતિયો કૂતરો, ખુદ રાજા, દરબારીમંડળ અને ગ્રામવિસ્તારના ભાતભાતનાં બીજાં કેટલાય પાત્રો ચાલ્યાં આવે. ચકલાની લુચ્ચાઈ, ચકલીનું ભોળપણ, રાજાનાં શાણપણ અને ન્યાય સૌ કોઈને આશ્ચર્ય અને આનંદમાં ગરકાવ કરી દે. વાર્તા કહેતાં બા અને વાર્તા સાંભળતાં બાળકો પ્રસન્ન થઈ જાય.

કંઈ કેટલાય કાળથી ગુજરાતભરની બાઓ દાદીમાઓ અને તેમનાં બાળકો ચકા–ચકીની વાતનો આવો આનંદ અનુભવતાં રહ્યાં છે. પરંતુ ચકા–ચકીની આ વાર્તા કોણે ક્યારે લખી હશે તે કોઈ જાણતું નથી. વર્ષોથી–બલ્કે પેઢીઓથી આ લોક કંઠે રમતી રહી છે. કચ્છ, સૌરાષ્ટ્ર, તળગુજરાત સર્વત્ર એ જાણીતી છે. વસ્તુતઃ, એ એક લોકવાર્તા છે; અને લોકવાર્તા, લોકગીતોની જેમ, લોકસાહિત્યનું એક આકર્ષક અંગ છે. આ લોકસાહિત્ય પ્રકૃતિની ગોદમાં વસેલાં ગામડાંમાં જન્મ્યું છે અને કૃષકો, પશુપાલકો, શ્રમિકો વગેરે દ્વારા સર્જાયું છે, સચવાયું છે, પ્રચાર–પ્રસાર પામ્યું છે. લોકબોલી એનું માધ્યમ છે અને લોકજીવન એનો વિષય છે. એમાં લોકોનાં લાગણી, કલ્પના, શ્રદ્ધા, આદર્શ, વિચાર, સમસ્યાનું નિરૂપણ થાય; તેમ લોકોનાં ઘર, કુટુંબ, સમાજની નાની મોટી પ્રવૃત્તિઓનું પણ આલેખન થાય. એમાં માનવી અને એના સમાજની સાથે એમની આસપાસનો સમગ્ર પ્રાકૃતિક પરિવેશ–ખેતર, વગડો, ઝાડછોડ, પશુપંખી તળાવ, નદી, ડુંગર, વન બધું જ સ્થાન પામે. આવી સ્થિતિમાં ઘર, આંગણ, ફળિયું, ખેતર, વગડો સર્વત્ર સતત નજરે પડતી ચકલી લોકસાહિત્યમાં ન દેખાય તો જ નવાઈ ! અન્ય પંખીઓની સાથે ચકલીને ય આપણા લોકસાહિત્યમાં સ્થાન મળ્યું છે. અનેક લોકગીતો–લોકવાતાઓમાં ચકલી, એક યા બીજા રૂપે, ડોકિયાં કરતી રહે છે.

ચકલી ઘર–આંગણનું અને ખેતર–વગડાનું સૌથી વધુ પરિચિત પંખી છે. ચકલી નાના–મોટાં સૌની નજરે પડતું પહેલું પંખી છે. બાળકોને સાંભળવા મળતી પહેલી વાર્તામાં કદાચ એટલે જ ચકા–ચકીને સ્થાન મળ્યું હોય. બાકી, મોરના જેવું તેનામાં મોહક રૂપ નથી, કોયલ જેવો તેની પાસે મધુર કંઠ નથી, પોપટ જેવી તેની પાસે માણસથી સ્પષ્ટ બોલી નથી. મોર, કોયલ, પોપટ જેવાં માનીતા પંખીઓની તુલનામાં ચકલી અણમાનીતી છે, દયાપાત્ર છે અને તુચ્છ છે, કંટાળાજનક પણ છે. લોકજીવન અને લોકસાહિત્યમાં મોર, કોયલ, પોપટને મળ્યું છે તેવું–તેટલું માન અને મહત્ત્વ ચકલીને મળ્યું નથી. પરંતુ ચકલી જેવા સર્વવ્યાપી પંખીની સાવ ઉપેક્ષા પણ થઈ શકે નહિ. એટલે લોકસાહિત્યમાં લોકગીતો અને લોકવાર્તાઓમાં–વારંવાર નહિ તો પણ અનેકવાર ચકલીનું નિરૂપણ થતું હોય છે. કોઈવાર તે નાનકડા મૂર્ખ, ચતુર યા દયામણા પંખી તરીકે જ રજૂ થાય છે; તો કોઈવાર તે પિયેર છોડી સાસરે સિધાવતી લાચાર દીકરીનું યા ભાઈનું ભલું ચાહતી વહાલસોઈ બહેનનું પ્રતીક બની આવે છે. ક્યારેક તે કોઈ નિરાધાર દુઃખી વિધવા બાઈની અથવા પરપુરુષને જોઈ મલકારા કરતી ચંચલ યુવતીની દ્યોતક બની રહે છે. ક્વચિત્ તે ગજા વગરના ડંફાસિયા માણસનું સૂચન કરે છે. 'હાલરડાં'થી માંડી 'રાજિયા' સુધીનાં લોકગીતોમાં અને 'કહેવત'થી માંડી 'બાળવાર્તા' સુધીનાં ગદ્યસ્વરૂપોમાં ચકલી એક યા બીજે રૂપે વ્યાપેલી છે, એ સ્પષ્ટ છે.

ગુજરાતી ઘરમાં નાનકડા બાળકને પોઢવા માટે ઘોડિયું હોય છે. બાળકને તેમાં સુવાડી ઊંઘાડી દેવા માટે તેની માતા, દાદીમા કે મોટીબહેન હાલરડાં ગાય છે. ઘોડિયાને માથે લાકડાની ચકલીઓ હોય છે, અને હાલરડામાંય 'ચરકલિયાં' આવે છે:

હાંલ વહાલ ને હલકલિયાં,
ભાઇને ઘોડીએ રમે ચરકલિયાં;
ચરકલિયાં તો ઊડી ગયાં,
ભાઇનું રાજ રે લેતાં ગયાં!
હાલો રે હાલો!

ગૌર્યમાનું વ્રત કરતી નાનકડી બાળાઓનાં કાલાંઘેલાં ગીતોમાં ય ચકલી અવારનવાર આવતી રહે છે. સાસરેથી વહુને તેડી આવી રહેલ ભાઈને જોઈ હરખાતી બહેન ચકલીને સંબોધી ગાય છે:

ચકલી તારા ખેતરમાં મેં ઝીંઝવો વાવ્યો!
ઝીંઝવે ચડી જોઉં ત્યાં કોઈ માનવી આવે!

છાતી કૂટવાનું શીખવા માટે છોકરીઓ જે 'દેદો કૂટવાનાં ગીતો' ગાય છે તેમાં પણ ચકલી આવે છે:

હાય ચકલી, ચીંચી કરતી, હાય હાય!
હાય ચકલી, નેવે મૂકી, હાય હાય!

બાળકો અને કિશોરોનાં કાન–મનમાં રમી રહે તેવાં કેટલાંક બાળલોકગીતોમાં ચકલો રમૂજી રૂપમાં રજૂ થાય છે, 'કીડીબાઈની જાન'માં નામના એક ગીતમાં તે રસોઈના પરખંદા તરીકે આલેખાયો છે:

હાલો કીડીબાઈની જાનમાં!
રે ખાશું ચોખા ને ખાંડ!
મોટે પંખીડે વિવા આદર્યો!

× ×

વઇ બેઠી વડાં કરે,
રે કાબર સીંચે તેલ.–હાલો.
ચકલો તે આવ્યો ચાખવા,
રે મીઠું થોડેરું થાય.–હાલો.

'પરભાવનાં પાપ' નામના એક લોકગીતમાં ચકલાના પૂર્વભવના પાપની વાત થઈ છે. ઘરાકનું કાપડ ચોરતો દરજી બીજા જન્મમાં 'ખિલકોડી' થયો, પતિ સાથે રોજ 'ધડાકા' લેનારી સ્ત્રી 'વડવાંગડ' બની અને કૂડકપટભર્યાં તોલમાપ રાખતો વાણિયો 'ચકલો' સર્જાયો!

ધનુષ્ય બાણ લઇ અરજુન ચાલ્યા,
સામા મળિયા ચકલાભાઈ.

કો' ચકલા તમે નુગરા કે સુગરા?
સત્ય વચન સંભળાવો રે ભાઇ!

પેલા જુગમાં વાણિયા હતા,
ઓછું અદકું આલતા, ભાઇ!
તેનાં અમને પાતક લાગ્યાં,
તેણે સરજ્યા ચકલા, ભાઈ!

બાળલોકગીતોની જેમ બાળલોકવાર્તાઓમાં પણ ચકલી અનેકવાર જોવા મળે છે. સૌરાષ્ટ્ર પ્રદેશમાં પ્રચલિત આવી ઘણી વાર્તાઓને સ્વ. ગિજુભાઈએ તેમનાં 'બાળવાર્તા'નાં પુસ્તકોમાં સંગ્રહી છે. તેમાંની 'ચમારે મારી ચકલી' 'કાણી ચકલી' 'સૂપડકન્ના રાજાની વાર્તા' 'તિલોકનું ટીપણું ને ત્રીજો રખેવાળ' 'ટગ ટગ જોસ ત્યારે તે વળેં જ ખાવી'તી ના?' વગેરે વાર્તાઓમાં ચકલી આવે છે.

'ચમારે મારી ચકલી'માં કોઈ ચમાર યા મોચીએ મારેલી ચકલીનું ચકલો–દેડકો, વીંછી, વટાણા વગેરે મિત્રોની મદદ લઈ–જી રીતે વેર લે છે, તે વર્ણવાયું છે. 'કાણી ચકલી'માં કણબીની જાળમાં સપડાયેલી એક ગરીબ કાણી ચકલીની વ્યથા–કથા રજૂ થઈ છે. ત્યાં થઈ પસાર થતા દયાળુ પશુપાલકો ચકલીને છોડવાના બદલામાં ગાય, ભેંસ, બકરી, ઘોડો, ઊંટ આપવા તૈયાર થાય છે, પણ હઠીલો કણબી ચકલીને છોડવા તૈયાર થતો નથી. છેવટે ચકલી ત્યાં થઈ પસાર થતા 'ચાર ગંજેરી'ને આજીજી કરે છે:

ગંજેરી દાદા, ગંજેરી દાદા!
રંગ છાછું!
સબ મિલે ખાઇ, ફાંદની રંગ છાછું;
કાની મેં ચિડિયા, ફાંદની રંગ છાછું!

'ગંજેરીદાદા', ચકલીને નહીં છોડવાની હઠ લઈ બેઠેલા એકરગિયા કણબી પર 'મારો સાલેકો!' કહી હુમલો કરે છે. બીધેલો કણબી કાણી ચકલીને તુરત છોડી દે છે.

'સૂપડકન્ના રાજાની વાર્તા'માં સૂપડા જેવા કાનવાળા રાજાની કથા નિરૂપાઈ છે. વનમાં શિકારે ગયેલો રાજા કોઈ શિકાર ન મળતાં, ભૂખનો માર્યો, એક ઝાડ પર 'માળામાં શાંતિથી' બેઠેલાં ચકલાંને 'પકડી ગળાં મરડી નાખી શેકીને' ખાઈ જાય છે. 'રાજાને તો આથી મોટું પાપ લાગ્યું અને તેથી તરત જ રાજાના કાન સૂપડા જેવા થઈ ગયા.' રાજા જેવો રાજા ગરીબ બિચારાં ચકલાંને મારી–શેકી ખાઈ જાય, પછી એની આવી દુર્દશા ન થાય તો બીજું શું થાય!?

'તિલોકનું ટીપણું ને ત્રીજો રખવાળ'માં કણબીના ખેતરમાં પાકેલી જુવારનાં કણસલાં ચોરી જતા મારકણા ચોર લોકોના ત્રાસમાંથી એને ઉગારવા ચકલીનું રૂપ ધરી આવતા 'ખેતરપાળ' દેવની કરામતની વાત કહેવાઈ છે. ખેતરપાળ ચકલીનું રૂપ ધરી કણબીનું ખેતર સાચવે છે. રાત્રે જુવારનાં કણસલાં ચોરવા માટે

ખેતરમાં પેઠેલા ચોરને એ ટપારે છે:

એ ફરતા ખરતા નખોરા!
તિલોકનું ટીપણું ને ત્રીજો રખેવાળ!

રોષે ભરાયેલા ચોર પોતાને ટપારનાર ચકલીને પકડી, મારી, શેકીને ખાવા માંડે છે. પણ ત્યાં તો ચકલી બોલે છે:

એ ચાવતા ખાવતા નખોરા
તિલોકનું ટીપણું ને ત્રીજો રખેવાળ!

આ ચકલી નહિ પણ કોઈ 'ભૂતબૂત હશે' એમ માની બીધેલા ચોર 'કણસલાં ને પછેડીઓ ને બધું મૂકીને નાસી ગયા. પછી તો ચોર કોઈ દિવસ આવ્યા જ નહિ.' આમ, ચકલી બની ખેતરપાળ ચોરના ત્રાસમાંથી કણબીને ઉગારી લે છે.

'ટગટગ જોસ ત્યારે તે વળે જ ખાવી'તી ના?' વાર્તામાં ચકલીની મૂર્ખાઈ અને ચતુરાઈ બેઉ વર્ણવાઈ છે. એક ચકલી એક ભેંસ પર રોજ ચરકે છે. ભેંસ એને કહે છે–તું મારી પર રોજ ચરકે છે, તો મને તારા પર એકાદ વાર તો ચરકવા દે! ચકલી તેને તેમ કરવાની રજા આપે છે. પરિણામે ભેંસ તેના પર પોદળો કરે છે! ચકલી તેમાં દટાઈ જાય છે. પોતાને એમાંથી બહાર કાઢવા માટે તે એક વાંદરાને વિનંતી કરે છે. વાંદરો તેને બહાર કાઢે છે, પણ પછી તેને ખાઈ જવાની ઇચ્છા પ્રગટ કરે છે. ચકલી તેને કહે છે–પહેલાં મને પાણીથી ધોઈ સાફ

ફરી દે, તડકામાં સૂકવી દે, પછી નિરાંતે ખાજે ! વાંદરો તેમ કરે છે. ચકલી ઊડીને ઝાડની ડાળી પર જઈ બેસે છે. વાંદરો તેના તરફ ટગર ટગર તાકી રહે છે. ચકલી કહે છે : 'ટગ ટગ જોસ ત્યારે તે વહે' જ ખાવી'તી ના ?'

આ બધાં બાળ લોકગીતો અને વાર્તાઓમાં ઘણે ભાગે ચકલીની કોઈ હળવી બાજુ રમતિયાળ રીતિમાં પ્રગટ થાય છે. પરંતુ પિયેર છોડી સાસરે જવા નીકળતી વેળાએ વડીલોની વિદાય લેતી દીકરીનું નિરૂપણ કરતાં લગ્નગીતોમાં અને ભાઈ પર વહાલ વરસાવતી બહેનના હૃદયભાવનું નિરૂપણ કરતાં સાંસારિક લોકગીતોમાં ચકલી એક ગંભીર, મર્મસ્પર્શી, વ્યંજનાત્મક રૂપક યા પ્રતીક તરીકે રજૂ થાય છે. તેમાંય આ લગ્નગીતોમાં ચકલીનું રૂપક અત્યંત વેધક બની રહે છે. (ચકલી અને સાસરે જઈ રહેલી દીકરી બેઉ સરખાં–તુચ્છ, ત્રાસ રૂપ અને ઉપેક્ષિત !) તેમાં, 'વહુ' બની હમેશને માટે ઘર છોડી જઈ રહેલી દીકરીનાં દુઃખ, લાચારી, પ્રાયશ્ચિત્ત ભાવ, ક્ષોભ વગેરેનો હૃદ્ય અનુભવ થાય છે. એમનાં પાઠાંતરો પણ ઘણાં મળે છે:

> ચોરીમાં ચરકલડી રે બોલે;
> દાદાજી અરથ ઉકેલો !
>
> ........................
>
> સંપત હોય તો દેજો દાદા મોરા;
> હાથ જોડી ઊભા રે'જો !

* * *

> ટોડે તે બેઠી ચરકલડી રે, દાદા વેણ સુણી સુણી લેજો.
> અમારા દાદાજીને હાથીડા ઝાઝા તે બાને સાસરે દેજો.
> સંપત હોય તો દેજો દાદા મારા, ઝીબલડીએ જશ લેજો
> ઝીબલડીએ જશ લેજો દાદા મારા, હાથ જોડી ઊભા રે'જો.

* * *

> અમે રે લીલા વનની ચરકલડી
> ઊડી જાશું પરદેશ જો !
> આજે રે દાદાજીના દેશમાં;
> કાલે જાશું પરદેશ જો !

* * *

> દાદાને આંગણ આંબલો, આંબલો ઘેરગંભીર જો.
> એક તે પાન મેં ચૂંટિયું, દાદા ગાળ ન દેશો.
> અમે રે ઊડણ ચરકલડી, ઊડી જાશું પરદેશ જો
> દાદાને વહાલા દીકરા, અમને દીધાં પરદેશ જો.

'આણું' વિશેના લોકગીતોમાં પણ ચકલીનું રૂપક આવું જ હૃદ્ય બન્યું છે. સાસરીમાં રહેતી અને પિયેરમાંથી 'આણું' લઈ આવતા વહાલસોયા ભાઈને ઝંખતી લાગણીશીલ યુવતીના મનોભાવ તેમાં સરસ અભિવ્યક્તિ પામ્યા છે :

> ઉનાળે આણાં મેલજો રે, વીરડા !
> ઉનાળે કાંતુ કાંતણાં.

* * *

> મરું તો સરજું ઊડણ ચરકલી;
> જઈ બેસું રે વીરાને ઓશીસે !
> જઈ બેસું રે વીરાને ટોડલે !

* * *

> જો રે મરીને સરજું ઊડણ ચરકલી;
> જઈ બેસું વીરાને ટોડલે !
> જો રે મરીને સરજું કૂવાનો પથરો ;
> સાથે ધોવે રે વીરડો ધોતિયાં !

* * *

> જો રે સરજી હોત ચરકલડી;
> મારા વીરને ભાલે બેસી જાત જો !
> જો રે સરજી હોત વાદળડી;
> મારા વીરને છાંયો કરતી જાત જો !

કોઈ લોકગીતમાં ચકલી લાડ, ચાંચલ્ય યા સ્વચ્છંદની પણ દ્યોતક બની છે. કરસનજીનાં આણાં ઝંખતી છતાં મોંએ આનાકાની કર્યા કરતી રાધાનું નિરૂપણ કરતા એક ગીતમાં 'નણદી'ને ચકલી કહેવામાં આવી છે :

> નણદી તે ઊડણ ચરકલડી રે,
> ઊડી જશે પરદેશ વા'લા !

એક વિનોદી લગ્નગીતમાં વેવાઈ પક્ષની સ્ત્રીની એને ચંચળ ચકલી કહી, મજાક ઉડાવાઈ છે :

મારે માંડવડે ચકલી મલકારા મારે !
મારે માંડવડે રાધાવહુ મલકારા મારે !
કિયા ભાઇને દેખી એ મલકારા મારે ?
કા'ના ભાઇને દેખી એ મલકારા મારે !

આવી ચંચલ ચકલી એક ગુજરાતી કહેવતમાં ગજાહીન ડંફાસિયા માણસનું રૂપક બની રજૂ થઈ છે: 'ચકલી નાની ને ફૈડકો મોટો.' કચ્છી બોલીમાં પણ તે રૂપાંતરે પ્રચલિત છે: જિરકલી નિંઢી ને ફૂડકલો વડો.' પારસીઓમાં એક કહેવત યોજાય છે–'વહેમીને સિર ચકલી બેઠી.' કેટલાક ગુજરાતી રૂઢપ્રયોગોમાં પણ ચકલી ઘૂસી ગઇ છે ! –'ચકલાંનો માળો ચૂંથવો' (ગરીબને દુઃખ દેવું), 'ચકલાં ચૂંથવાં' (નજીવા કામમાં ખાલી માથું મારવું) ચકલી ભટ (ગરીબ બ્રાહ્મણ) વગેરે. ચરોતરનાં કેટલાંક ગામડાંમાં વરસાદ અને વિધવાના ભાવિ વિશે આવી મતલબનો એક દુહો કહેવાય છે–જો ધૂળમાં ચકલી ન્હાતી જોવા મળે તો આછો વરસાદ વરસે અને જો વિધવા સ્ત્રી મેંશ આંજવા માંડે તો નક્કી ફરીવાર કોઈનું ઘર માંડી દે :

એકલ ફોરી વરસા વરસે, ધૂળમાં ચકલી ન્હાય;
રાંડેલી જો મેંશ આંજે તો નિશ્ચે નાતરે જાય !

નાનકડી ચકલી લોકસાહિત્યનાં વિવિધ ગદ્ય–પદ્ય સ્વરૂપોમાં આજસુધી કેવી ઊડતી રહી છે, તે આ બધું જોતાં સ્પષ્ટ સમજાશે. *

---

* આ લેખમાંનાં ઉદ્ધરણ અંગે લેખકને ઝવેરચંદ મેઘાણી સંપાદિત 'રઢિયાળી રાત' 'ચુંદડી' 'ઋતુગીતો', ગિજુભાઈ સંપાદિત 'બાળવાર્તા' 'બાળ-લોકગીતસંગ્રહ', રમેશ પાઠક સંપાદિત 'લગ્નગીતો', રંભાબહેન ગાંધી સંપાદિત 'લગ્નગીતો અને લોક-ગીતોની ગૂંથણી', ગુ. રા. લો. સા. સમિતિ દ્વારા પ્રકાશિત 'ગુજરાતી લોકસાહિત્યમાળા–મણકો ત્રીજો', જમશેદજી નશરવાનજી પીતીત સંપાદિત 'કહેવતમાળા', ગૂજરાત વિદ્યાપીઠ દ્વારા પ્રકાશિત 'સાર્થ ગુજરાતી જોડણીકોશ' વગેરે પુસ્તકોની તેમ જ માતુશ્રી રઈબા-બહેન અને પત્ની શ્રી. રેવાબહેનની મદદ મળી છે. લેખક આ સૌનો આભારી છે.

---

## બાપૈયો

પપૈયા પ્યારા, કબકો વેર ચિતારો. – ટેક.
મૈં દુખિયારી, સૂતી ભવનમેં …
પિયુ પિયુ શબ્દ પુકારો – પપૈયા. ૧
દાઝયા દિલપેં, લૂણ લગાવો, …
હૈયે કસ્વત સારો — પપૈય.. ૨
કંઠસેં પિયુ પિયુ, રટન કરી સદા …
અગ્નિમેં ક્યું જારો — પપૈયા. ૩
વૃક્ષકી ડાલી ડાલી ઉડો
મધુર વચન ઉચારો. — પપૈયા. ૪
મીરાં કહે પ્રભુ, ગિરિધર નાગર,
હરિચરણે ચિત્ત ધારો — પપૈયા. ૫

# હિંદી લોકગીતોમાં કાગડો ને કોયલ

ડૉ. નરેશ પંડયા

સૂર્યોદયનાં પ્રથમ કિરણો, સંધ્યાની લાલિમા રંગ્યું આકાશ ને ગાતાં ઝરણાં જોઈને આદિ માનવ નાચી ઊઠયો હશે. તો વળી, ગર્જના કરતાં તે વીજળીના કડાકા બોલાવતાં વાદળો જોઈને એ એકલો–અટૂલો માનવી કોઈના સાથની ઝંખનામાં ખોબામાં મોઢું મૂકીને રડી પણ પડયો હશે. એટલે પ્રકૃતિનું કોમળ–કઠોર ને સુંદર–કુરૂપ વૈવિધ્ય સૃષ્ટિના આરંભથી જ મનુષ્ય સાથે જોડાયેલું છે. પ્રકૃતિના પ્રાંગણમાં જ ઊછરેલો માનવ પ્રકૃતિ અને તેનાં વિવિધ અંગોને પોતાની ભાવાભિવ્યક્તિમાં બહુ સ્વાભાવિક રીતે જ સ્થાન આપી દે છે. પક્ષીસમાજ પ્રકૃતિનું જ એક મુખ્ય અંગ છે. માનવજીવનમાં એ પક્ષીસમાજ એવો ઓતપ્રોત થઈ ગયો છે કે કદાચ એક ને બીજા વિના જીવવું દોહ્યલું લાગે. તેથી જ, જનસમુદાયની સંપત્તિ સમા લોકસાહિત્યમાં પણ વિવિધ પંખીઓને સ્થાન મળ્યું છે. ભારતીય લોકસાહિત્યમાં પંખીઓએ અડધું સ્થાન રોકયું છે એમ કહેવું અતિશયોક્તિભર્યું નહીં લેખાય. વસ્તુત: માનવહૃદયના ભાવોદ્રેકમાં પંખીઓ સક્રિય રહ્યાં છે. આપણા આદિકવિ વાલ્મીકિએ બાણથી વીંધાયેલા–ખંડિત થયેલા ક્રૌંચ–યુગલની વેદના 'मा निषाद...'માં વ્યક્ત કરીને પક્ષીનું સાહિત્યિક મહત્ત્વ સિદ્ધ કરી દીધું છે.

ભારતીય લોકસાહિત્યમાં હિંદી લોકસાહિત્યનો ફાળો વિશેષ હોય એ સ્વાભાવિક છે, કેમકે હિંદી લોકસાહિત્ય એની વિવિધ ઉપભાષાઓમાં ને બોલીઓમાં પથરાયેલું પડયું છે. પશ્ચિમી હિંદીની કનૌજી, બુંદેલી, હરિયાણી, વ્રજ અને કૌરવી બોલીઓ, પૂર્વી હિંદીની અવધી, બઘેલી ને છત્તીસગઢી બોલીઓ, રાજસ્થાની ઉપભાષાની મારવાડી, જયપુરી, મેવાતી ને માલવી બોલીઓ, પહાડીની પશ્ચિમી પહાડી ને કુમાયૂંની–ગઢવાલી બોલીઓ તથા બિહારી ઉપભાષાની ભોજપુરી, મગહી ને મૈથિલી બોલીઓ છે. આમ જોઈએ તો, એ દરેક બોલીના સાહિત્યમાં કલરવ કરતાં પક્ષીઓને સાગરમાં સમાવવાં મુશ્કેલ છે. તેમ છતાં એટલું સ્પષ્ટ છે કે, આ સમગ્ર લોકસાહિત્યમાં સ્વભાવભેદ પ્રમાણે પક્ષીઓને પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને ક્ષુદ્ર એમ ચાર વર્ણમાં વહેંચી નાખવામાં આવ્યાં છે. દાણા ચણતાં કબૂતરનાં જોડાંને સુખી દામ્પત્યજીવનના પ્રતીક તરીકે હિંદી લોકસાહિત્યમાં સ્થાન મળેલું છે. સંદેશવાહક તરીકે પણ કબૂતર, હંસ, પોપટ અને કાગડાને લોકસાહિત્યમાં વિશેષ મહત્ત્વ મળેલું છે. તેમ છતાં, હિંદી લોકગીતોમાં કાગડો કદાચ મોખરાનું સ્થાન ભોગવે છે. પુત્ર જન્મ પર ગવાતાં ગીતોને 'સોહર' કહેવાય છે. સમાજમાં કન્યાજન્મ આનંદનો વિષય નથી રહ્યો. તેમ છતાં, અધિક પુત્રજન્મ પણ વ્યંગ્યને પાત્ર નીવડે છે, કેમ કે પુત્રજન્મ પર પીયરપક્ષે ભેટ આપવાની હોય. એવી વેદનામાં વહુ કાગડાને કહે છે:

તેં તો ઉડી ઉડી કાગ સુલાખને,<br>
તૂ તો ઉડી મેરે પીહર જા<br>
મેર કહિઓ બાબુલ સમુઝાય—<br>
તો ધીય યે માંગત પીઅરી<br>
લાલી નિત નિત જન્માંગી પૂત,<br>
તો કહાં તે લામેં પીઅરો<br>
મૈં તો મરૂંગી જહર બિસ ખાય,<br>
તો બાબુલને બોલે મોસે બોલને...

તો વળી, સાસરામાં દુ:ખી બહેન પીયર જવાની ઈચ્છામાં છાપરે બેઠેલા કાગડાને કહે છે:

હમરૌ વીરન જો આવૈ તો કૌઆ ઉડી જઈઓ<br>
હમારો ભૈયા જો આવૈ તો કૌઆ ઉડી જઇઓ<br>
દૂધભાત ભૈયાકું ખલાઉં, લડુન કે મૈં ભોગ લગાઉં<br>
તેરી સોને ચોંચ મઢાઊંગી, કાગા ઉડી જઈઓ...

અહીં સ્પષ્ટ થાય છે કે, કાગડો ને કાગવાણી શુભ અને અશુભ પ્રકારની મનાતી આવી છે. પરોણા

આવવાની સૂચના:કાગડો આપે છે અને એટલે લોક-ગીતોમાં કાગડો ઉડાડવો, કાગડો બોલ્યો કે સંદેશવાહક તરીકે કાગડાનો ઉલ્લેખ થયેલો છે. વિવાહનાં ગીતોમાં તો કાગડાને વારંવાર વિનંતિ કરવામાં આવી છે કે, શુભ બોલુ રે કાગા, શુભ બોલુ. પૂર્વી પ્રાન્તમાં એવી પણ લોક-માન્યતા છે કે, જો કાગડા ખાદ્ય સામગ્રી વહેંચી વહેંચીને ખાય તો શુભ છે. એક ગામડાની ગોરી તો પોતાના તકવાદી પતિ વિષે કહે છે :

ટેઢી ટુપિયા લગાયે કુરતા ખાદી કૌ સિમામેં,
હો હમારે બાલમા...
મોટર કૌ પરમિટ મિલ્યૌ, રાસનકા લૈંસંસ
સૈયાં નેતા કા ભયે, બનિ ગયે કૌઆ હંસ

તો અસહ્ય વિરહમાં પણ પત્ની બોલી ઊઠે છે.

ઉડ જા બૈરી કાગા રે મેરા રાજા ઘર નાંયે...
હુઆ સવેરા કાગા બોલો હમને ધરી ચાકચારાજી
સાસ હમારીને રોટી કર લી હમને ચૂન સમેરોજી

તો વળી, રતિક્રિયા માટે ઉતાવળી નારી નિરાશામાં બોલી ઊઠે છે :

'બોલે નહીં રાત બેરી સખી,
બતરાને નહીં રાત બેરી સખી
સાંજ હુઈ મૈંને સેજ લગાઇ,
જોલોં આ ગઈ સાસ બેરી સખી...
તૌનુ સોય ગયે આપ બેરી સખી
ઉંગલી પકડ મૈંને ઉનકો જગાયા.

તૌનું બોલ ગયો કાગ બેરી કાગ
હોય હોય ગયો ભોર, બેરી સખી

ભાઈબહેનનો સ્નેહ તો જાણીતો છે, પણ ખાલી હાથે બહેનના સાસરે જતા ભાઈને લીધે બહેનની પરવશતા વ્યક્ત થઈ જાય છે :

હરો હરો ગુબરા પીઅરી હૈ માટી,
રનાઆંને મહલ લીપાઓ
મહલત ઉપર કાગા જો બોલૈં,
કાગા કે બચન સુહાઉનેં...

ઉડૌ ન કાગા તુમ્હૈં દિહું ધાગા,
સોનવા મઢઇયો તોરી ચોંચ
જો રે બીરન ઘર આવૈ રે રૂપા મઢઇયોં તોરી પાંખ
કાગા વિચારે જનોં ન પાયે બીરન ઠાઢે હૈં દુઆર...

તો વળી, કાગડો હોળીનાં ગીતોમાં આવે છે :

મોરી નથુની કૌઆ લૈ ભાગો,
મોરા સૈયાં અભાગા ના જાગૌ
ઉડી ઉડી કૌઆ પલિંગ ચઢી બૈઠો;
હો પલંગ કો રસસબ લૈ ભાગો

વળી, બાળરમતમાં કાગડો આ રીતે આવે છે:

કાહૂકે મૂંડપૈ ચિલ મદરા, કાઆ પાદ તઉ ન ઉડા
મૈં પાદૂ તો ઝટ્ટ ઉડા...

ફૂઅડ બાઈના વર્ણનમાં પણ કાગડો આવે છે:

કુહર આઇ ઘરમેં નારિ ધન્ય ભાગ્ય તેરે ભરથાર
સૂદ સાદ રખ્ખે નહીં ઘરકી
આલે મેં હૈ પડી અંગરખી
રોટી ટુકડે જહં તહં પડે કૌવે ઉડ આંગનમેં ગિરે

તો વળી, એક ગ્રામીણ નાયકા ઘરનાં આંગણે ઊભા ચંદનના ઝાડ પર બોલતા કાગડાને કહે છે :

કી કાગ નહરસે આવા કી હરિજી પઠાવા
કાગ કૌન સંદેશ તુમ લાયો તબ:બોલિયા સુહારન?

ને કાગડો ઉત્તર પણ આપે છે :

નહીં હમ નૈહર સે આવા ના હરિજી પઠાવા
આજુસે નવયેં મહીના હોરિલ તારે હોઈ હૈં

આમ પુત્રપ્રાપ્તિના શુભ સમાચાર સાંભળી નાયિકા કોઈની નજર લાગવાની બીકમાં રહે છે : 'ચુપ રહો કાગ, તૂ ચુપ રહો, બૈરિનિ ના સુને'

એવી જ રીતે એક રાજસ્થાની નાયિકા દેટલીય તમન્ના સાથે કહે છે:

ઉડજ્યા રે કાગ, ગિગન કા વાસી
ખબર તો લ્યાવ મ્હારે રાજન કી

—અને જ્યારે પ્રિયતમ ઘેર પાછો ફરે છે, ત્યારે એક રાજસ્થાની નાયિકા કહે છે :

સાજન—સાજન હૂં કરું, સાજન જીવ જડી
સાજન ફૂલ ગુલાબકો, નિરખૂં ઘડી—ઘડી।
કાગ ઉડાવત ધણ ખડી, આયો પીવ ભડક્ક,
આધી ચૂડી કાગ ગલી, આધી ગઈ તડક્ક

એક નાયિકા આજીજી ભર્યા કંઠે કહે છે :

જા ઉડી જા રે કાગા, ઉડીજા,
લા પ્રીતમ કી લા રે ખબરિયા
તોરી સોનેસે ચોંચ મઢાઉંગી,
તોરે પાયન મેં ડારૂંગી છલ્લા
તોહિ રુચિ રુચિ ખીર ખિલાઉંગી,
તોરે પાયનમેં ડારૂંગી છલ્લા...

—ને વિરહ વેદનાથી પીડાતી નાયિકા બોલી ઊઠે છે.

'કાગા। નૈન નિકારિ લૈ, પિયા પાસ લૈ જાય,
પહેલે દરસ દિખાય કે, પીછે લીજો ખાય!

એવી જ રીતે મિલનરાત્રીનો આનંદ માણતી નવવિવાહિતા તો ફરિયાદ કરે છે : "સોવત નિંદિયા જગાઈ હો રામા, ભોરહિ ભોરે" કોણ જાણે બ્રાહ્મ-મુહૂર્તમાં જાગીને આ કાગડા કયા મંત્રોચ્ચાર કરતા હશે? છતાં, લોકો કેવી કાકલૂદી કરે છે :

બૈઠી સગુન મનાવતિ માતા,
કબ ઐહૈં મેરે લાલ કુશલ ઘર,
કહહુ કાગ! ફુરિ બાતા, દૂધ ભાત કી દોતી દૈહૌં,
સોને ચોંચ મઢૈહો.

પરંતુ, મનુષ્ય કેવો સ્વાર્થી છે કે, "જબ લગ કાગ, સરાધ પખ, તબ લગિ તવ સનમાન!"

પરંતુ, પ્રેમની વ્યથા હાડોહાડ જગાવવામાં કોયલની 'કુહૂકુહૂ' પુકાર વધુ જોર જમાવી જાય છે. કોયલનો મદભર્યો કંઠ સામાન્ય માનવીને પણ ડોલાવી મૂકે તો પ્રેમીજનોનાં હૈયાંની વેદનાનું પૂછવું જ શું? સાચું છે કે,

કૌઆ કાસોં લેત હૈ, કોયલ કાકો દેત,
મીઠો વચન સૂનાય કે, સબ કો બસ કરી લેત.

લખનૌના એક 'સોહર'નાં ગીતમાં પ્રેમી—પ્રેમિકા આનંદમાં લીન થઈ, પ્રેમિકા એવો ભાવ પ્રકટ કરે છે કે પોતાનું અડધું અંગ શ્રીકૃષ્ણ જેવું શ્યામ રાખશે ને અડધું શરીર અરુણ વર્ણનું...

ન્હૈ જાવૈ જલ માછરિ જલવા ડરાઇ હમ લૈવ
જો તુમ જલવા ડરૈબો તો હમ બન કોયલ હોવ
તો તુમ હોવો બન કોયલ,
લસવા લગાઇ હમ દેવ....
જબ તુમ અગિયા લગૈબો,
આધા જરબ, આધા લાલ...

પરંતુ, પતિ જ્યારે કોયલ જેવી 'કાળી' કહે ત્યારે પત્ની દુઃખી હૈયે સૂર્ય ભગવાનને મનાવીને પણ નવમે મહીને પુત્ર પ્રાપ્ત કરીને આનંદ—ગૌરવથી કહી ઊઠે કે,

રાજા હમ તૌ કારી કોઇલિઆ,
તિલરી નાહીં સોહઈ
રાજા હમરે પલંગ મતિ બૈઠો,
સાંવર હોઈ જાબેઉ રે...

એવી જ સીતાની વેદના એ સાસરે રહેતી દરેક સ્ત્રીની વેદના છે, ફરિયાદ છે, સીતા પોતાની સખીઓને કહે છે કે:

જબ હમ રહે જનક ઘર રાજા રે જનક ઘર
સખિયા સોને કે સુપેલિયા

પછોરીં મૈં મોતિયા હલોરીં
જબ હમ પરલીં રામ ઘર રાજા દશરથ ઘર
જરિ બરિ ભઇઉં હૈ કોઇલિયા ત
જરકે ભસમ ભઈઉં!

અહીં સાસરાના દુઃખને કેવી માર્મિક રીતે વ્યક્ત કરાયું છે કે, બળી બળીને કોયલ જેવી થઈ ગઈ છું, રાખ થઈ ગઈ છું! એવી જ રીતે પુત્ર-વિહોણી પત્ની કેવી સરખામણી કરે છે કે :

એક સૌ અમવા લગવલીં સવા સૌ જામુન હો,
અહો રામા તબહું ન બગિયાં
સોહાવત યક રે કોઇલિ બિનુ...
પલંગ પર સેજિયા ડસવલો'ત ફૂલ છિતરઇલીં હો
અહો રામા તબહૂં ન સેજિયા
સોહાવત એક બલમ બિનુ...

વિવાહનાં ગીતોમાં પણ કોયલ સ્થાન પામી છે. એક પુત્રી પોતાના પિતાને પૂછે છે કે, હે પિતા! કોના વિના આંગણું સૂનું, કોના વિના આંબાવાડિયું સૂનું, કોના વિના દ્વાર સૂનું ને કોના વિના તળાવ સૂનું? ત્યારે પિતા કહે છે:

ધિયા બિનુ સૂન અંગનવા યે બેટી,
કોઈલરિ બિનુ લખરાઉં
પૂત બિનુ સૂન દુઅરવા યે બેટી,
હંસ બિનુ પોખરા હમાર...

મિથિલા પ્રદેશની એક નવપરિણીતા પતિની પ્રતીક્ષા કરી કરીને થાકી જાય છે, નિરાશ થઈ જાય છે. આખરે પતિ આવે છે ને કહે છે કે કોયલની મધુરવાણી સાંભળવામાં મોડું થઈ ગયું. એટલે એ નાયિકા કોયલને પત્ર લખે છે જેના ઉત્તરમાં કોયલ કહે છે કે તું પણ એવી મીઠી બોલી બોલીને તારા પ્રિયતમને કેમ મુગ્ધ નથી કરતી–

કી હો દુલહે રામા અમવા
લુભાને કી ગયે બટિયા ભુલાઇ
કબસે રસોઇયા લિહે હમ બૈઠી
જોવઉં મૈં એકટક રાહ,
દુલહિન રાતી ન અમવા લુભાને
ના ગયે બટિયા ભુલાઈ.
બાબાકે બગિયા કોઇલિ એક બોલૈ
કોઇલિ સબદ સુનૌં ઠાઢ
ચિઠિયા એક લિખિ પઠઈન દુલહિન
દિહૌ કોઇલરિ દેઈ કે હાથ
તનિ એક બોલિયા નેવરતિઉ
કોઈલાર પરભુ મોર જેવને ક ટાઢ
ચિઠિયા એક લિખ પઠઈન કોઇલરિ
દિહૌ દુલહિન દેઇકે હાથ

એસઇ બોલિયા તુ બોલિ ક દુલહિત
દુલહે ન લેતિઉ બિલમાય.

પરંતુ, બીજી એક નાયિકા તો કોયલને આજીજી કરી, પોતાના પ્રવાસી પ્રિયતમને પત્ર દ્વારા કહેવડાવે છે કે, હવે તારી પ્રિયતમા વિરહ–વિષનું પાન કરીને પ્રાણ ત્યજી દે છે.

સુનુ–સુનુ કોયલ એહિ ઠાં આઉ,
મધુમય ખટરસ ભોજન ખાઉ
કરુ ગય કાજ હમર યહિરાતિ,
વિનતિ કરુઅ તોહર કતભાંતિ
પાંખિ મઢાએબ મોતિક રેખ,
અહંક બનાએબ સુંદર ભેખ
લય લિય લય લિય લિખલહુ પાંતિ,
બિતય ચહય પિક આધી રાતિ
કહબ બુઝાય સુનબ પહું બાત,
કથિલય કૈલહું કામિનિ કાત,
ઓ ધનિ મરત વિરહવિષ ખાય,
તિનસૌ પૈસઠિ રાતિ બિતાય,
સતત નયન સં નીરક છોર,
ચલુ-ચલુ મરઇ છ લિય ગૈ કોર,
જં નહિ જાઇબ આજુક રાતિ,
કામિનિ દેતિહ જીવત સાતિ...

વિવાહનાં ગીતોમાં કન્યા વિદાયનાં ગીતો કરુણતા વધુ જન્માવી જાય છે. લાડલી બેટી ઘરમાંથી વિદાય લે ત્યારે સ્વાભાવિક રીતે જ પિતા વ્યગ્ર હૈયે પૂછી બેસે કે:

અરે અરે બેટી પિયારી રાની!
તોરી બોલ ભલી, તોરી વચન ભલી
ઐસન બપૈયા ઘર છોડિ કે બેટી!
કહવાઁ ચલી, બેટી! કહવાઁ ચલી.

અને ભારે હૈયે પુત્રી ઉત્તર વાળે:

જૈસે બનાકી કોઇલિયા,
ઉડિ બાગાં ગઇ, ફુલવરિયાં ગઈ
તૈસે બાબા ઘરા છોડ કે,
અબ મૈં સસુરે ચલિ, સસુરિયા ચલી.

પોતાનાં આંગણે વિવાહ-મંડપ રોપાયો હોય તો એની ખુશીમાં કાળી કોયલને પણ આવકાર આપી, નોતરાં દેવાનું કામ સોંપાઈ જાય છેઃ

અરી અરી કારી કોઈલિ
તારે જતિયા ભિહાવન રે
કોઇલરિ બોલિયા બોલઉ
અનમોલ ત સબ જગ મોહે રે
અરી અરી કારી કોયલિયા
આંગન મોરે આવહુ રે
આજુ મોરે પહિલા બિયાહુ
નેવત દૈ આવહુ રે...
કોઈલરિ એકુ ન નેઉતેઉ
વીરન ભઈયા જિનસે મૈં રૂઠિઉં રે...

એવી જ રીતે, એક વિવાહગીતમાં માતા પુત્રને સાસરે જવાનું કારણ પૂછે અને પુત્ર માતા-પિતાની સેવા કરવાનો આદર્શ રજૂ કરી માતાને ખુશ કરે છે. એ ગીતનો પ્રારંભ છેઃ

કોઇલી જે બોલે અમવા કેરા બગિયા,
ભૌંરા બોલ લે કચનાર જી
દુલરઈતા દુલહા સસુરજી કે બાગયા,
હાથે ધનુષ મુખ પાનજી.

પતિ-પત્ની એકમેકની પસંદગી પોતે જ કરી લે છે ત્યારે મુરાદાબાદી લોકગીતમાં 'કોયલ' આ રીતે સ્થાન મેળવી લે છેઃ

મોરે પિછરવાં બાંસ બસેરી
કોઇલી લીન્હ બસેર
છોડઉ ન કોઈલી મોરા પિછવરવા
જાવ નંદન બન લેઉ
મંડવન મંડવન ઘૂમૈ દૂલહે રામ
બાપ કોઇલ હમ લેખ
કોઇલી બેટે ન માટી કી મિલ હૈં
ના ચઢિ હાટ બિકાયેં
કોઇલી તો હોઈ હૈં સમધીજી કે
મંડયેં જિન ઘર કન્યા કુવાંરિ
ગલિયન ગલિય ઘૂમૈ દુલહે રામ
કૌન હૈ સસુર દુવાર...

કેટલાક પ્રદેશમાં પ્રથમ રાત્રિમિલનના સ્થાનની દિવાલ પર વિવિધ પક્ષીઓનાં ચિત્રો બનાવવાનો રિવાજ છે. એ વિષે એક મિથિલ લોકગીતમાં પ્રશ્ન કરાયો છે કે ક્યાં કાળી કોયલ કૂજે ને ક્યાં મોર ટહૂક્યો ?—

કહમહિ બોલલ કારી રે કોયલિયા,
કહમહિ બોલલ મજૂર રે
આમ ડારિ બોલલ કારિ રે કોયરિયા,
દુઅરહિ બોલલ મજૂર રે...

તો, એક રૂપગર્વિતા નાયિકા નાયકની છેડ-છાડથી છંછેડાઈ પોતાના ધન-ઐશ્વર્યના અભિમાનમાં કહે છેઃ

મંં રાજા રાનીકી બેટી,
કહો જુરમાના કરાય દઉંગી...
બાગ લગાઉં, બગીચા લગાઉં,
વામેં બસાઉં કોયલિયા જી.
કુહૂકૂ બોલી સુનાય દઉંગી...

ઋતુઓના રાજા વસંત પધારે ત્યારે કોઈ પણ ઊર્મિલ હૈયું બોલી ઊઠેઃ

માહ મહીના લગ્યો હૈ, કોઇલ કૂક રહી વનમેં
ઘરઘર બંધે બસંત, ફૂલિ રહી સરસોં ખેતનમેં

વસંત જેવું જ વૈવાહિક જીવન હોય, પતિ-પત્ની એકમેકમાં લીન હોય ત્યારે પત્ની પોતાની ન્યોછાવરી વ્યક્ત કરે કે,

નૈનો કે મામલે હૈ, ઔર ભઈ તોબા હી તોબા
તેરી ઉડાઇ મૈં તો એસી ઉડી રે બાબા
જૈસે પતંગ બિચ ડોર, ભઈ તોબા હી તોબા.
તેરી નચાઇ મૈં તો એસી નાચી હાં જાની પ્યારે
જૈસે જંગલ બિચ મોર રે, ભઈ તોબા હી તોબા
તેરી ભટકાઇ મૈં તો ઐંસી ભટકી હાં જાની
જૈસે ચન્દા બિના ચકોર, ભઈ તોબા હી તોબા
તેરે બુલાઇ મૈં તો એસી બોલી હો
જૈસે કોયલિયા કરતી શોર રે, ભઈ હોબા હી તોબ।



[અનુ. પૃ. ૩૩૪

# જનજીવનનો સાથી કાગડો

જયમલ્લ પરમાર

કગવા ! આજરે જનકપુરમાં
રઘુવીર પધારે, ઊડી જા ને...

કાગડો, કાળો કાગડો, કકળાટથી માથું પકાવી દેતો કાગડો ઠેઠ રામાયણ–મહાભારતના કાળથી, કોણ જાણે શા કારણે, પણ પ્રિયજનના આગમનનો સંદેશવાહક કલ્પાયો છે. રામની રાહ જોતાં સીતાજી ફળિયામાં બેઠેલા કાગને આતુરતાથી રામ–આગમનના સંદેશા રૂપે ઊડી જવાનું કહે છે. આજે યે શું શહેરમાં કે શું ગામડાંમાં, સવારને પહોર પાણી ભરતી કે વાંસણ માંજતી બહેન ફળિયામાં કાગડાને આવી બેસતો જોઈને, હાથમાં લીધું કામ પડયું મૂકીને હાથ ઊંચો કરતી લાંબે લહેકે બોલી ઊઠવાની કે 'ઊડી...બેસજે કાગડા...મારો ભાઈ આવતો હોય તો–' હાથ ઊંચો થાય, કાગડો ઊડી બેસે, નાની બહેન રાજી થઈ માને શુભ સંદેશો આપે અને રઢ લઈને તે દિવસે જમણ કરાવે.

પછી તો એ કાગડો બાળકનો જ સંદેશવાહક નથી રહેતો. સાણા ડુંગરામાં પોતાની પ્રિયતમા કુંવર માટે ઝૂરતો રાણો રબારી કુંવરના જૂનાં રહેઠાણોમાં જઈ જઈને સૂનાં ઝૂંપડાંમાં જઈને ઝૂરે છે:

કાગા જમત હે આંગણે, અનખન પથારા;
સાણા ! સાજણ કયાં ગયાં, મેલીને ઉતારા ?

સૂનાં પડેલાં ઝૂપડાં માથે ઊડતા કાગડા અસ્ત-વ્યસ્ત ચીજ વસ્તુઓ ચાંચુથી ઠોલી રહ્યા છે. રાણો ડુંગર સાણાને કહે છે: હે ભાઇ સાણા ! આ ઊતારા છોડીને સ્વજનો ક્યાં ચાલ્યાં ગયાં ?

સાણો ડુંગર ભમી ભમીને રાણો નાંદીવેલે પોતાના નેસમાં આવ્યો. વિજોગ વસમા થયા. ઝૂરતા રાણાએ કાગડાને જોયો ત્યાં રઘવાયો બનીને પૂછે છે:

કયાંથી આવ્યો કાગ, વનરાવન વીંધે કરે;
કહેને કેડાક પાર, કિયે આરે કુંવર ઊતરી ?

કાગડો 'કાકા' કરીને પડઘો પાડે છે. ત્યારે રાણો કહે છે કે:

પાતળ પેટાં ને પીળ રંગાં, પસવને પારે;
કુંવર કુંપો કાચનો, ઊતર્યાં કયે આરે ?

હે ભાઈ કાગ ! પાતળા પેટવાળી, ચંપકવરણી, હરણથી પણ સુંવાળા ગિરના પશુ જેવી મુલાયમ, કાચની પૂતળી જેવી કુંવર કયે કાંઠે ઊતરી છે?

ફરી કાગડે 'કાકા' કર્યું ત્યારે રાણો કહે છે કે હવે તો છેલ્લો સંદેશો કુંવરને આપી દેજે કે:

ગર્ય લાગી ગૂડા ગળ્યા, પેટે વધ્યો પીયો;
કાગા ભણજે કુંવરને, રાણો ચાંચઇ રિયો.

કુંવરને કહેજે કે રાણાને તો ગિરનું પાણી લાગ્યું છે. હાથ પગ ગળી ગયા છે, પેટ વધી ગયું છે. હવે તો રાણો સદાને માટે ચાંચઈમાં રહી જશે. હવે મેળાપ નહિ થાય.

લગભગ સરેરાશ પક્ષી આમિષભોગી હોવા છતાં આમિષભોગી કાગડાને બિચારાને તુલસીદાસજીએ તરછોડી કાઢયો છે :

વાયસ પાલિય અતિય અનુરાગા.
હોાંહ નિરામિષ કબહું કિ કાગા ?

આસાજીએ તો એને નીચ વર્ણનો જ કહ્યો છે. કોયલનાં ઈંડાં સેવી એનાં બચ્ચાંને પાળી પોષીને મોટાં કરે છે તોય:

સવરણ કવરણ ન હોય,
ભલે કવરણ ઘર ઉછર્યો કરણ;
કોયલ કસદ ન હોય,
ભલે દસદે પાળી દાદવા।

ત્યારે એ જ કાગડાને સૂરદાસજી જુદી રીતે જુએ છે. કૃષ્ણના વિરહમાં વ્રજની ગોપીઓ સાથે

કાગડાને પણ અન્નનો ત્યાગ કરતો દર્શાવ્યો છે.

વાયસ બલિહી ન ખાત

પણ ગ્રામ સન્નારીઓનો કાગડો તો અતિ પ્યારૂં પંખી છે. ભાત ભાતના સંદેશાવાહક કાગડાને કલ્પ્યો છે. એટલું જ નહિ પણ આ કુરૂપ કાગડાને અલંકૃત કરતી કેવી પ્રેમભરી વાણીમાં પૂછે છે!:–

બેઠી સગુન મેનાવતિ માતા
કબ ઐહે મેરે લાલ કુશલ ઘર
કરહુ કાગ કુરિ બાતા!

ત્યારે બીજી નારી કહે છે ભાઈલા! મારો સંદેશો પહોંચાડીશ તો:

દૂધ ભાતકી દોની દૈહોં
સોને ચોંચ મઢૈહોં

કાગડા સાથે સંદેશા મોકલી મોકલીને કાગડાને ઉડાડીને એક પંજાબી વિરહીણી કહે છે:

મેં બન્દી દા જેતું સાંઈ,
કહીં તાં આવીં ફેરા પાંઈ;
મિહર કરીં તે મુખ દિખલાઈં,
મેં કાગ ઉડાં દીં થકિકયાં વે.

હવે તો તારા વિયોગના બુરખો ખોલ! કે ને માટે શરમાય છે? તું માલિક ને હું ચાકર બસ! કાગડાને ઉડાડી ઉડાડીને થાઈ ગઈ છું. હવે તો આવીને તારા દિદારનાં દર્શન કરાવ!

ત્યારે રાજસ્થાની રમણી કહે છે:

ઉડજ્યારે કાગ, ગિગનકા વાસી
ખબર તો લયાવ મ્હારે સાજનકી

ઉત્તર પ્રદેશની વિરહીણી એને લોકસંગીતમાં ઝુલાવ્યો:

જા ઉડિ જારે કાગા ઉડિજા,
લા, પ્રીતમકી લા રે ખબરિયાં!
તોરી સોનેસે ચોંચ મઢાઉંગી
તોહ રૂચિરૂચિ ખીર ખીલાઉંગી

લા, પ્રીતમકી લારે ખબરિયાં
જા ઉડિ જારે કાગા, ઉડિજા!

પ્રાંતપ્રાંતની વિરહીણીઓ આ સંદેશવાહક કૈં કૈં કાકલુદીઓ કરતી રહી છે:

खिंवै निमाणी आंखडी, बोले काग निलज्ज,
सो कोसां साजन वसै, सो किम आवे अज्ज?

હે નિર્લજ્જ કાગડા, તું બોલીને વધાઈ તો આપે છે, પણ સો કોશ દૂર બેઠેલ પ્રીતમ આજે ક્યાંથી આવી શકે?

કાગડાને એ વિનવણી કરે છે:

कगवा दिउं वधाइयां, प्रीतम मिलवै मुज्झ
काढ कलेजा आपणो भोजन दिउंलि तुज्झ.

હે કાગ! મારો પ્રીતમ મળશે એવી વધાઈ દે તો મારું કલેજું કાઢીને એનાં ભોજનિયાં રાંધીને તને પીરસું.

પણ કાગડાને તો કલેજા કરતાં આંખો વધુ ભાવે. કોઈ પણ મડદું ખાતાં એ આંખોને જ પહેલાં ઠોલે. પરવશ બનેલી પ્રિયતમા એથી કહે છે કે:

कागा चुनचुन खाइयो, सब मांस जाओ खाइ,
(पर) दो नयनां मत खाइयो, (मोहे) पिया–मिलनकी आस.

હે કાગડા, મારાં અંગેઅંગને ખાઈ જજે, પણ એ આંખ ન ખાતો. એ આંખથી તો મારે મારા પિયુ નીરખવાની આશા છે.

પણ પિયુ કેમ કરીને નીરખે? પિયુ તો દૂર વસે છે. આંખોને ય ઓળઘોળ કરતી એ બોલે છે કે:

कागा नयन निकास दूं, पिया पास ले जाओ,
पहले दरस दिखलायके, पिछू लिजो खाय.

હે કાગડા! મારી આંખો પણ કાઢી દઉં. એને મારા પિયુ પાસે લઈ જા. એક વાર, બસ એક જ વાર પિયુનાં દર્શન કરી લઉં પછી તું તારે લહેરથી આંખોને પણ ખાઈ જજે.

આ બધી વિરહિણીઓના વિલાપ વચ્ચે એકાદ

વિરહિણીને સુખદ ઘડી સાંપડી ગઈ અને કવિએ કલ્પનાને બેહદ છલકાવી દીધી :

काग उडावण धण खडी, आयो पीव भडक्क,
आघी चूडी काग गल, आधी गई तडक्क.

પ્રિયતમ માટે વધાઈ લેવા કાગડાને એક સ્ત્રી ઉડાડે છે, ત્યાં એના પ્રિયતમ આવ્યાના સમાચાર મળતાં હાથ પર લોહી અનહદ ચડી જાય છે, હાથની ચૂડીના કટકા થઈ જાય છે, કાગડાને ઉડાડવા ઉગામેલ હાથમાં અર્ધી ચૂડી રહી જાય છે અને અર્ધી ચૂડી કાગડાની કોટે પરોવાઈ જાય છે!

પણ આપણો બાળકની મધુર કલ્પના અને પિયાઘેલીની આ દર્દભરી કલ્પનાઓ સામે આપણે ત્યાં બાળકને એક જુદી જ કલ્પના મળે છે. બાલ્યાવસ્થામાં જ વાતો, ટુચકાઓ, કહેવતો વગેરેમાં આવા પડઘા પડયા કરે છે કે 'જોયો નહિ તો કાગડા જેવો! લુચ્ચો છે એ તો કાગડા જેવો! આંખ જો ને કાગડા જેવી! એ કાગડો તો વાણિયાના મોઢામાંથી યે દહીંથરું કાઢી આવશે. ઈ કાગડો કોરટમાં આવે એવો નથી!'

પછી તો વાર્તાઓ મળે છે : 'હંસની ચાલ્ય હાલતાં કાગડાની ય ભૂલીશ.'

દુહો પણ બોલી જાય છે કે :

કરતા હોય સો કીજિયે, અવર ન કિજે કગ્ગ;
માથું રહે શેવાળમાં ને ઉપર રહે પગ્ગ.

જૂની બાળપોથીમાં પંખીઓનાં વર્ણનમાં બાળકોને ભણાવાતું કે :

'સૌ પંખીમાં લુચ્ચા કાગડા છે.'

પછી તો કાગડાના કાળા રંગ 'પર જ તડી બોલે છે. કોયલ સાથે સરખામણી થાય છે કે :

કોયલડી ને કાગ, વાને વરતાયે નહિ;
(પણ) જીભલડીમાં જવાબ, સાચું સોરઠિયો ભણે.

મીરાંબાઈ જેવાં ભજનિક પણ એના પરથી દાખલો લે છે કે :

કોયલ ને કાગડો એક જ રંગી,
પણ કડવી છે કાગડાની વાણી રે...

કાળો કાગડો અને એમાં એનો કર્કશ ગણાઈ ગયેલો રાગ ભળ્યો; પછી તો થઈ રહ્યું. કાગડાને ધકેલી મેલ્યો ક્યાંય નીચે. લુચ્ચામાંથી એ નીચ ગણાયો, પક્ષીસમાજમાં એને નીચમાં નીચ સ્થાન અપાઈ ગયું. સંસ્કૃતમાં તો રીતસર કહેવાયું કે :

नराणां नापितो धूर्तः पक्षाणां चैव वायसः।

માણસોમાં હજામ ધૂર્ત અને પક્ષીઓમાં કાગડો.

આ બધાને અંતે કાગડાને અપશુકનિયાળ પણ માની લેવાયો અને રામને વનવાસ મૂકવા જતા લક્ષ્મણજીને સીતાજી લોકગીતમાં કહે છે કે :

પહેલી તે પોળમાં પેસતાં રે
કાળા કાગ કળેળ્યા.
લખમણ! લખમણ! ખંધવા રે
આવે શુકને નો જાયેં;
આવે શુકને જો જાયેં રે,
ફરી રામ ન મળીએ.

અપશુકન ઉપરાંત વખંભર સ્થિતિનું વર્ણન પણ કાગડા સિવાય કઈ રીતે પૂરું થાય? કોઈ ગામ, એના આવાસ, ઉતારા, નેસડાં કે ઝુંપડાંમાંથી ઉચાળા ભરીને માણસો ચાલ્યાં જાય ત્યારે એના પાછલા પથારા ફોળી ફોળીને એના ઉપર કાગડા કળેળતા હોય છે. કાંઈ જ ખાવા જેવું-જીવજંત જેવું ય બાકી ન રહે ત્યારે કાગડા એ સ્થળ છોડે છે. નાગમદેના ઉજ્જડ ઉતારા જોઈને એનો પ્રિયતમ નાગ બોલે છે:

નહિ વલોણું વાસમાં, નહિ પરભાતી રાગ;
નાગમદેના નેસમાં, કાળા કળેળે કાગ.

પોતાના પ્રેમનો વિશ્વાસભંગ કરતા બરડાના રાજા મેહને ચારણ કન્યા ઊજળીએ પણ શાપ આપેલો કે :

કળકળ કરશે કાગ, ઘૂમલીનો ઘુમટ જશે;
અંગડે લાગો આગ, રાણા તારા રાજમાં.

વેવાઈએ ફટાણાં ગાતાં પોપટને સૂરે ઉડાડવાને બદલે સ્ત્રીઓએ ગાયું કે :

મારે તે આંગણ લીંબડો,
લીંબડિયાનાં પાંખેરાં પાન,
કે લીલૂડા વનનો કાગડો;
ત્યાં બેસી કાગો રાણો વાસિયા,
જગાડયા ચારે ભાઈ.

અલબત્ત ક્યારેક બગલા સાથે તેની સરખામણી થઈ અને એના કાળા રંગની કદર થઈ ખરી :

મન મેલા તન ઊજલા, બગલા સુંદર રૂપ
તેથી તો કાગા ભલા, તનમન એક જ રૂપ.

આ અપવાદ સમા કથનની જેમ, કાબર અને પોપટની સરખામણીમાં કાગડાને અનેક વાર્તાઓમાં ઉતારી પાડવા છતાં બાળકોએ સમત્વભાવે નીરખ્યો અને :

કૂવા, કૂવા, કૂવા દેવા !
આંગણ આવ્યા કાગદેવા,
આલો પાણીડાં, ધોઉં ચાંચુડી,
ખાઉં કોદીણું, બટુક બટુક વાગે...

આ વાર્તામાં કોદીણું ખાતા કાગડાને ચાંચ ધોવા માટે અનેક સ્થળે ઘૂમતો બતાવીને પુરુષાર્થની પ્રતિમા રૂપે રજૂ કર્યો છે.

ઠેઠ રામાયણમાં પણ કાગડાના રૂપનો ભૂંડા સ્વરૂપે ઉપયોગ થઈ ગયો હતો.

ઈન્દ્રનો પુત્ર જયંત સીતાજીના રૂપ પર મુગ્ધ થઈ ગયેલો. કેમ કરીને એ રૂપનો સ્પર્શ થાય ? એણે કાગડાનું રૂપ લીધું. રામ સાથે વનવાસે નીકળેલાં સીતાજીને ચિત્રકુટમાં પગ પર એ ચાંચ મારી ગયો. રામે ઓળખ્યો. પાસે પડેલી સળીને બાણનું રૂપ આપી કાગડા પર ફેંકી. સળી અતુલ બળવેગથી બાણ પેઠે એની પાછળ પડી. ઈન્દ્ર, બ્રહ્મા, શંકર વગેરે પાસે બચવા માટે જયંતે શરણ માગ્યું, પણ ક્યાં યે શરણ ન મળતાં પાછો આવી રામના પગમાં પડયો. રામે ક્ષમા કરી બાણ તો પાછું ખેંચી લીધું, પણ એના કુકર્મની સજા રૂપે એની એક આંખ ફૂટેલી રાખી.

આ ઉપરથી આપણે ત્યાં લોકકલ્પના છે કે કાગડાને એક જ ડોળો હોય છે, જે બન્ને આંખોમાં ફેરવીને તે જોઈ શકે છે. આ કલ્પનાનું મૂળ કદાચ ઉપલો જયંતવાળો પ્રસંગ હોઈ શકે. કદાચ લોકકલ્પનામાં જ ઉપલી કથા રચાઈ હોય તો પણ ના નહિ. બીજું કારણ કદાચ એ હોય કે કાગડાની ચાંચ લાંબી અને આંખ સામે સીધી જ હોવાથી, જે બાજુ એને જોવું હોય એ બાજુ આખું માથું વાળવું પડે છે; આથી એક આંખ છે એમ મનાયું હોય.

પણ રામાયણમાં આવતા આ ક્ષુદ્ર પ્રસંગ પરથી જનતાએ કાગડાને નીચ કલ્પી લેવાનું કારણ ન હતું. કારણ કે કાગડાને રૂપે જ થઈ ગયેલ ઋષિ કાગભુશુંડીજીએ જ આખું રામમાહાત્મ્ય ગરુડજીને સંભળાવ્યું હતું. શા માટે ? લંકાની લડાઈમાં મેઘનાદના બંધપાશથી જકડાઈ ગયેલા રામના પાશ ગરુડજીએ તોડેલા તે પરથી એમને મોહ થયેલો કે રામ સર્વાવતાર છતાં આટલું યે કાં ન કરી શકયા ? હું તો ભગવાનનું માત્ર વાહન છું, છતાં એ બંધન તોડી શકયો !

ગરુડજીને અભિમાન થયું. એ અભિમાનમાંથી મૂંઝવણ ઉત્પન્ન થઇ. મૂંઝવણમાંથી બચવા માટે એ રામમાહાત્મ્ય સાંભળવા બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ મહાદેવજીનું નામ આપતાં ત્યાં ગયા. મહાદેવે એમને તળાવ–પાળે વડલા પર બેસી સૌ પંખીઓને રામમાહાત્મ્ય સંભળાવતા કાગભુશુંડીજીનું તપોવન બતાવ્યું. પક્ષીશ્રેષ્ઠ ગરુડજી પંખીસમાજમાં કનિષ્ઠ ગણાઈ ગયેલા કાગભુશુંડીજી પાસે ગયા. મોટાઈનો ગર્વ છોડીને રામમાહાત્મ્ય સાંભળ્યું ત્યારે જ મૂંઝવણનું નિવારણ થયું. કાગભુશુંડીજી રામાયણના ભક્તોમાં મહાભક્ત ગણાય છે.

જેમ કાગડા માટે એક આંખની લોકકલ્પના છે એમ બીજી લોકકલ્પના કાગડો અમર હોવાની છે. સમુદ્રમંથન પછી ચંદ્રની ઓથે જે સમયે રાહુ અને

કેતુ અમૃત પી જતા હતા ત્યારે એની પાછળ લપાઈને કાગડો પણ અમૃતના છાંટા પી ગયેલો એમ આપણે ત્યાં કહેવાય છે. આ કલ્પના વહેતી થયાની પાછળ એ કારણ ધારી શકાય કે સામાન્ય રીતે કાગડાનું આયુષ્ય ૧૦૦ વર્ષ જેટલું અંકાયું છે. આટલું લાંબુ આયુષ્ય ભોગવતો કાગડો સમકાલીન પ્રજાજનોની નજરે સહેજે મરણ પામતો ન દેખાય તેથી એના અમરત્વની વાત માની લેવાઈ હોવા સંભવ છે.

કાગડો અમર છે એ તો ઠીક, પણ એ કાગડાનું માંસ ખાવામાં આવે તો માણસ પોતે અમર થઈ જાય એમ કોઈએ કહેવાથી સુજ્ઞ અને તત્ત્વજ્ઞાની રાજા વીર વિક્રમે પણ અંતકાલે ભૂલ ખાઈને કાગડાનું માસ ખાવેલું. એથી એ બચ્યા તો નહિ પણ ઊલટા ભ્રષ્ટ થયા. સુજ્ઞ માણસો પણ ભૂલ ખાઈ બેસે ત્યારે વીર વિક્રમનો આ દાખલો અપાય છે.

લીંબડીને સમૃદ્ધ કરનાર વીર વાણિયા ભામાશાને ઠાકોર હરિસિંહજીએ કોઈની ભંભેરણીથી દગાથી જેલમાં પૂરેલા. એ સમયે સનાળીના કશીઆભાઈ નામના ચારણે એમને ઠપકાનું ગીત સંભળાવતાં વીર વિક્રમના કાગડાનો પ્રસંગ મૂકતાં ગાયેલું કે:

ખત્રી વીર વીક્રમ જ્યું, અબકો કાગ તેં ખાયો,
કબકો બતાયો જાયો અબકો કુસંગ
નાથ લીંબડીકા ! થાને નાણાંનો ખબકો નાયો,
સબકો ઠબકો આયો રાજા હરિસિંગ !

હે લીંબડીનાં નાથ ! લોકોના કુસંગને કારણે તેં ભામાશાને જેલમાં તો નાખ્યો, પણ તેથી નાણાંની છોળો તારા પાસે આવી ન પડી. ઊલટો બધાનો ઠપકો મળ્યો અને વીર વિક્રમની જેમ તેં કાગડો ખાધો.

પુરાણ કરતાં યે જૂના સમયથી કાગડાનું આપણે ત્યાં સ્થાન છે. ગૃહસ્થ લોકોએ પોતાના ભોજનમાંથી પાંચ હવિ કાઢવા એવો ધર્મવિધિ અનુસાર નિયમ છે. એમાં 'વાયસાન્ન' : કાગડાનો કોળીઓ પણ કાઢવાની ફરજ નખાઈ છે. એ રીતે કાગડો આર્યો હિંદમાં આવ્યા ત્યારનું સાથીદાર જૂનું પંખી છે.

પછી તો પુરાણ સમયના ક્રિયાકાંડના દિવસોમાં એને શ્રાદ્ધ સમયે 'વાસ' નાખવાની આજ્ઞા થઈ છે. આખું વર્ષ કાગડાને દેખીને ઉડાડી મૂકતા આપણા લોકો ભાદરવા માસમાં શ્રાદ્ધના દિવસોમાં 'કા...ગ વાસ, કા...ગ વાસ' એમ લાંબી રાડો નાખીને કાગડાને બોલાવે છે અને પિતૃઓના શ્રાદ્ધ અર્થે ખીર–રોટલી ઘર માથે નાખીને લહેરથી ખવરાવે છે. પરલોકે ગયેલા પિતૃઓ કાગડાને સ્વરૂપે આવીને શ્રાદ્ધ જમી જાય છે એવી શાસ્ત્રોક્ત માન્યતા છે. આ 'કાગ–વાસ'ને ચારણી કાવ્યોની બારમાસીમાં કોઈ ચારણ કવિએ ભાદરવા માસનું ખાસ અંગ ગણાવીને ગાયું છે કે:

પરિયાં દન સોળ ફિલૌળમેં પ્રોખત,
કાગ–રખી મુખ ધ્રમ્મ કિયા

(ભાદરવા માસમાં) શ્રાદ્ધના સોળ દિવસો સુધી લોકો પોતાના પિતૃઓને પોષવા માટે કાગ–ઋષિઓને મોઢે (ખીર નાખીને) ધર્મ કરે છે.

* * *

રામાયણ અને પુરાણો, લોકકથાઓ, કહેવતો અને ગીતોમાં આ રીતે જેને સ્થાન મળ્યું છે એ કાગડાનું સાચું સ્વપ શું ? એની સાચી પ્રકૃતિ શી ? એનું સાચું જીવન શું ?

કાગડા વિષેનાં મંતવ્યો પરથી સહેજે લાગે કે માણસજાત જાણે ગતાનુગતિક ન્યાયે ચાલનારી છે. માણસજાતે પ્રથમ તો કાગડાના કાળા રંગને વખોડી કાઢ્યો છે. ફળિયાના ઝાડ પર, આંગણાના ચોકમાં અને ક્યારેક ઓસરીના ઊંબરા સુધી આવી પહોંચતા એ કાગડાનો રંગ કોઈએ નીરખીને જોયો છે ? એનામાં બે જ રંગ છે. આખે શરીરે કાળો અને ડોક, છાતી ને ગળા આસપાસ જાણે ગલપટ્ટો પહેર્યો હોય તેવો ભૂખરો ધોળો. પણ એનો કાળો રંગ ભૂંડોભૂખ તેજહીન નથી હોતો. સવારને પહોર સૂરજનાં બાળકિરણો એ કાળા રંગ પર પડતાં હોય ત્યારે એમાંથી જાંબલી અને લીલવા રંગની ઝાંખી ઝાંય અને ચળકારા ઊઠતા હોય છે. રંગની રીતે એ કોયલના રંગથી ખરાબ નથી, કાળિયકોશીથી ઊતરતો

નથી. પણ ભગવાનની દેવચોડી ગણાઈ ગયેલી સમળી કરતાં તો ઘણો સારો છે. અલબત્ત, એનો રંગ આંખને આંજી દે એવો ભભકદાર નથી એ વાત સાચી.

એનો કંઠ? કા...કા...ના કકળાટ કરતો, કાનને પકાવી મૂકતો એનો એક જ અવાજ સૌના લક્ષ્ય પર આવ્યો છે. પણ સવારના પહોરમાં સૌ પંખીઓના ઉત્થાનની છડી પોકારતા એમના સામૂહિક કા...કા સ્વરમાં મુલાયમતા હોય છે. એ સ્વર જવા દઈએ તો પણ ઉનાળાના ખરા મધ્યાહ્‌ને લીંબડાના જૂથમાં એ "કલૂં કલૂં કલૂં કલૂંક...ટણુણુણુ ટુકનાં આવર્તન કરતો હોય છે એમાં એના ગળાની મીઠાશ હોય છે, સ્વરની વિવિધતા હોય છે, ઉનાળાના ધોમ તડકામાં યે ટૂંકા સ્વરથી શાંત આંદોલન જગાવવાની એમાં શક્તિ હોય છે. ચોમાસામાં એનાં મોટાં થતાં આવતાં બચ્ચાં ખોરાકની રાહમાં લાલ મોં ઉઘાડી જે કાલાં વેણ કાઢે છે એ તો જગત માત્રના બાળસ્વરૂપના કાલાઘેલા તોતડા શબ્દોની હરોળમાં બેસી શકે તેવાં જ હોય છે. છતાં યે એના રાગને કોયલના રાગ સાથે સરખાવીને સૌએ ઉતારી જ પાડયો છે.

એક માત્ર મહાકવિ કાલિદાસે કાગડાના કાળા રંગને અને પરભાતથી શરૂ થયા એના કકળાટને અપરૂપ કલ્પનામાં મઢી દીધેલ છે: મહાકવિ કાલિદાસ કહે છે કે:

तिमिरादिस्तमो, हन्ति शका शंकित मानसा:
वयं काकाः वयं काकाः इति जल्पंति वायसः

કાગડો તિમિર જેવો કાળો છે. ત્યારે તિમિરનો નાશ કરવાવાળા સૂર્યનો ઉદય થાય છે ત્યારે તિમિર ભેળો પોતાનો પણ નાશ ન થાય એટલા માટે કાગડો વહેલી સવારથી જ શરૂ કરી દે છે કે હું તિમિર નથી. 'હું કાગડો છું, હું કાગડો છું.'

પણ એને ઉતારી પાડવાનાં આ કારણો નજીવાં છે. ખરું કારણ એક બીજું જ છે. કાગડો આપણાં આંગણાં, ઉકરડા અને પાધરના કચરાનો ભંગી છે. જ્યાં જ્યાં ગંદકી ભાળે, જ્યાં કોહેલું અનાજ કે કીચડ ભાળે, ત્યાં કાગડો જઈ પહોચે. ગંદકી ને કોહાણને એ ખાઈ જાય. આખા પ્રદેશને સાફ કરે. આટલા ખાતર જ લોકોએ એને ભંગી બનાવીને નીચ ગણી કાઢયો છે. આપણાં મેલાં ઉપાડનાર અને શહેર–ગામ ચોખ્ખાં રાખનાર ઢેઢ–ભંગીઓને પણ જનસમાજે અસ્પૃશ્ય બનાવી દીધા છે એ જ ન્યાય કાગડા પર લાગુ પડયો છે. પણ આટઆટલી ગંદકી ખાવા છતાં કાગડાનો દેહ કદી યે ગંદો જોયો છે? ગમે એવું કોહાણ કે માંસ ખાધા પછી પણ એવું ડીલ જુઓ તો સાવ ચોખ્ખું, ચળકારા મારતું, હમણાં જ સ્નાન કરીને ચાલ્યો આવતો હોય તેવું.

એની નીડરતા અને ચાલાકીએ કદાચ માણસજાતને થકવી દીધી હોય તો યે ના નહિ. ભારે ચકોર અને ચાલાક પંખી; હિંમતવાન એટલું કે માણસના હાથમાંથી યે ખાદ્ય વસ્તુ ઉપાડી જવામાં એ પાછો ન હઠે. વાટકા, પ્યાલા તો એ ઘણી વાર ચાંચમાં ઉઠાવી જાય છે; પણ કયારેક તપેલાં સુદ્ધાં ઘસડી જવા સુધી પહોંચવામાં પાછો હઠતો નથી. રસોડા પાસે ઝપટો મારતો હોય, બજારમાં દુકાનદારોને થકવતો હોય અને રેકડીવાળાઓને રાડ નખાવતો હોય. પોતાની ધારી ચીજ ઉપાડી ગયે છૂટકો કરે. છતાં કોઈના લાગમાં આવીને માર ખાય તો તો એ કાગડો નહિ!

ચકોર તો એ એટલો બધો કે એને મારવા પાણો ઉઠાવીએ તો પણ જો એને ઉડાડવાનો આપણે ઢોંગ કરતા હોઈએ તો જાણે મનોભાવ સમજી શકતો હોય તેમ એ ઊડે જ નહિ, પણ છાનામાના એને સાચોસાચ મારવા જઈએ તે પહેલાં તો કયાં યે ઊડીને બેઠો હોય!

કોઈ કવિએ કહ્યું છે કે:

જન–જીવન કે સાથી, કૌએ!
નહિ કલ્પના કે, સ્વપ્નોં કે,
લોકોમેં રહેનેવાલે
ગાંવ–ગાંવ કે, ઘર–ઘરકે, તુમ,
પહચાને, ચિર–વાસી કૌએ!
જન–જીવન કે સાથી, કૌએ!
શુક, પિક, ચાતક, હારિલ કે સમ,
દૂર નહિ હમસે રહેતે તુમ,
કરતે કઠિન, કઠોર પરિશ્રમ,
મધુપાયી, ન વિલાસી કૌએ,
જન–જીવન કે સાથી કૌએ!

# કાગ અને પૂજા

ગોસ્વામી મોહનપુરી

બાળકને પહેલી ઓળખાણ ઘરમાં ઊડાઊડ કરતી ચકલીની થાય છે. બાળક જરા પડે-રડે ત્યાં માતા બોલી ઊઠે "જો, કીડીની મા મરી ગઈ! જો, સોનાની ચકલી ઊડી ગઈ!" દાદાના ખંભે ચડીને બાળક બહાર નીકળતું થાય કે કાગડા સાથે તેની ઓળખાણ થાય છે. પેલા પૌત્રની કથા તો જાણી છે: "બાપા, કાગડો!" "હા, બાપા કાગડો!"

સૌરાષ્ટ્રમાં બે જાતના કાગડા જોવા મળે છે: બિલકુલ કાળો કાગડો 'ગિરના કાગડા તરીકે ઓળખાય છે જ્યારે સ્હેજ દૂધિયા રંગની ડોક અને છાતીવાળો કાગડો સામાન્ય કાગડો છે. આ ઉપરાંત એક બીજી જાત જે પશ્ચિમ સૌરાષ્ટ્રની પટ્ટી ઉપર શીલ ગામની આજુબાજુ જ હાલ જોવા મળે છે તે સફેદ છાંટવાળો અને લગભગ આખો ધોળો કાગડો છે. આ 'શીલનો કાગડો' છે. ઘણા લોકો એને કોઢિયો કાગડો કહે છે.[1]

કાગડો એના કર્કશ અવાજને કારણે, એના કાળાવાનને કારણે અને મૃત્યુ સાથે તેના સંબંધની જોડાઈ ગયેલી માન્યતાને કારણે અપશુકનિયા મનાય છે. જન્મ અને લગ્ન જેવા શુભ પ્રસંગો કરતાં મૃત્યુ પછીના શ્રાદ્ધ સાથે કાગડાનો સંબંધ પ્રચલિત છે. સીતાના પગને ચાંચ મારી તેથી રામે-ઐષીકાસ્ત્ર વડે તેની એક આંખ ફોડી નાખ્યાની કથા છે. કાગડો ગાયને દુઃખ આપે છે એટલે છોકરાંવ કાગડાના ઈંડા ગાયના શીંગ ઉપર ફોડી 'ગાયના શીંગ ઠરે' એમ માને છે. આવી ઘણી કથાઓથી કાગડો આપણું લાડકું પંખી નથી એવું સામાન્યતઃ જાણવા મળે છે.

પણ કાગડો ગુણોથી રહિત, ત્યજાયેલ તથા અપશુકનિયાળ જ નથી, પ્રાચીન સાહિત્યમાં એનો ભક્ત તરીકે તથા પ્રેમનો સંદેશો લઈ જનાર માનવંતા પંખી તરીકે પણ ઉલ્લેખ થયેલો છે. રામાયણનો મુખ્ય વક્તા કાકભુશુંડી-કાગડો છે. ગરુડને થયેલી જિજ્ઞાસાના સંતોષ અર્થે આ ભગવદ્‌ભક્ત કાગ, રામના બાલચરિત્રની કથા સંભળાવે છે. રામના બાલ સ્વરૂપના આ મહાન ઉપાસક ઋષિ કદિય મૃત્યુ નથી પામતા એવી માન્યતા છે. કાકભુશુંડી પૃથ્વી અને દેવલોક વચ્ચે સદેહે આવજા કરી શકે છે, ભારતવર્ષમાં તેનું સ્થાન ગયાની કાક-શિલા, દક્ષિણનો મહેન્દ્ર પર્વત અને રામેશ્વરમ્‌નું પ્રખ્યાત ધર્મસ્થળ મનાય છે. કાકશિલા ઉપર મૂકાતી પિતૃ-અંજલિ આ ઋષિ દ્વારા પિતૃઓને હાથોહાથ પહોંચે છે અને વાસનાબદ્ધ જીવની મુક્તિ થાય છે. મધ્યપ્રદેશના ડોંગરી નદી કાંઠાના 'માડિયા' નામના આદિવાસીઓ પોતે કાકભુશુંડીના વંશજ હોવાનું માને છે. આજે પણ તેમનો ગોત્રદેવ 'કાક' નામથી ઓળખાય છે, જેનો દર વર્ષે 'કાકસાર' ઉત્સવ થાય છે. કાક દેવની 'કાકતી' નામની દેવી, ભારતના ઇતિહાસમાં પ્રસિદ્ધ કાકતીય રાજવંશની કુળદેવી મનાય છે, જેના ઈ. સ. ની દશમી સદી પછી શિલાલેખિય ઉલ્લેખો પણ છે. હાલ-આંધ્ર પ્રદેશમાં કાકતી-માતાના મંદિરો અનેક સ્થળે આવેલાં છે. જૈન લોકોમાં આ કાકતી માતા કૂષ્માંડિની તરીકે પૂજાય છે. તંત્ર-માર્ગમાં 'કાકતુંડી' નામના તાંત્રિક દેવતાની ઉપાસના હોવાની કથા 'શ્રી વિદ્યાર્ણવતંત્ર' નામના ગ્રંથમાં મળે છે.

આમ કાગડાનો ઋષિ, ભક્ત અને દેવ-દેવી સાથેનો સંબંધ પ્રચલિત હતો તથા છે, તેમ પ્રેમનો સંદેશો લઈ જનાર અનેક પ્રેમીઓના આશ્વાસન તરીકે પણ કાગડો જોવા મળે છે. 'જા ઉડી જા રે કાગા,-લા, પ્રીતમકી લા રે ખબરિયા.' જેવા લોકગીતથી માંડી "કાગા, નૈન નિકારી લે, પિયુ પાસ લે જાય, પહલે દરશ દિખાય કે, પીછે લીજે ખાય." જેવા દુહામાં અને કૃષ્ણના વિરહમાં ગોપીજનોએ અન્ન ખાવાનું છોડી દીધું તો કૃષ્ણભક્ત કાક પણ

---

(૧) આ 'શીલના કાગડા'નું જે એક મોટું કુટુમ્બ હતું તે હાલ ઓછું થઈ રહ્યું છે.

'વાયસ બલિહિ ન ખાત' (સૂરદાસ) અન્ન–ગ્રહણ કરતો નથી. કાગ બોલે તો પરદેશ ગયેલા પતિનું આગમન થાય વગેરે માન્યતાઓ પણ કાગનો 'સંદેશ-વાહક' તરીકે માનભર્યો ઉલ્લેખ જ કરે છે.

સવારના પહોરમાં કાગડો કા કા કરવા માંડે છે તે પ્રતિ એક પૌરાણિક કથા છે : જયંત નામના કાગડાએ ચિત્રકૂટમાં બિરાજમાન 'સતી સીતાના પગમાં ચાંચ મારી તેના પ્રાયશ્ચિત તરીકે કાગડાની જાત આજે પણ ચિત્રકૂટના પવિત્ર સ્થળે જઈ શકતી નથી તેની યાદ કાગડાઓ સવારના પહોરમાં કા કા કરીને તાજી કરે છે ![1]

## કાગડાનો માળો

ઝાડવાં ઉપર કઈ દિશામાં કાગડાનો માળો બંધાયો છે તે જોઈને ગામડાના લોકો ચાલુ વર્ષમાં સુકાળ છે કે દુકાળ તેનો અણસારો આપે છે. જૈન-મુનિ વિજયપ્રભસૂરિએ આ માન્યતાને આધારે 'મેઘમાળા' નામનો ગ્રંથ લખ્યો છે. આ 'મેઘમાળા'ની પૂરવણીમાં 'કાક–તરુ–ફલ–કથન' નામે દશ શ્લોક છે, જેમાં કાગડાના માળા વિશે આવી માન્યતા વ્યક્ત થયેલી છે: (૧) વૃક્ષની પૂર્વદિશામાં કાગડો માળો બાંધે તો વરસ સુકાળ, ક્ષેમ, આરોગ્ય અને સારી પેદાશ આપનારું નીવડે. (૨) વૃક્ષના અગ્નિખૂણામાં બંધાયેલો માળો દુકાળનું ચિહ્ન સમજવું. (૩) વૃક્ષની દક્ષિણ દિશામાં જો કાગડાનો માળો બંધાય તો વરસમાં મહાભયંકર અને હાહાકાર વર્તાવનાર વિગ્રહ થાય. (૪) નૈઋત્ય ખૂણાનો માળો બે મહિના સુધી વરસાદ અને પાછળથી ઝાકળ પડવાનું સૂચન કરે છે. (૫) વૃક્ષની પશ્ચિમ દિશામાં કાગડાનો માળો બંધાય તો સમય મુજબ વરસાદ ન થાય. (૬) વાયવ્ય ખૂણાનો માળો પવન સાથે વરસાદ લાવે. (૭) વૃક્ષની ઉત્તર દિશામાં બંધાયેલો માળો સારા ધનધાન્યનું વચન આપે છે. (૮) ઈશાનખૂણામાં માળો હોય તો સ્વાતિ નક્ષત્રમાં અચૂક વરસાદ થાય. (૯) વૃક્ષની મધ્યમાં કાગડો માળો બાંધે તો દુકાળ પડે. (૧૦) હવે જો રાફડાની માટીનો આશ્રય લઈ કાગડો માળો બાંધે તો રોગચાળો ફાટી નીકળે.

૧. ભારતના અનેક પક્ષીવિદોએ એવી નોંધ લીધી છે કે આખા ભારતમાં માત્ર બે જ સ્થળે કાગડા જોવા મળતા નથી : એક ચિત્રકૂટમાં. બીજે દક્ષિણના કોડાઈ કેનાલમાં.

---

પૃ. ૩૨૬થી ચાલુ]

વરઘોડો કન્યાના દ્વારે આવી ઊભે છે ત્યારે હરખઘેલી સ્ત્રીઓ આખા કાર્યક્રમનું વર્ણન ગીતમાં રજૂ કરે છે :

ઘોડા નચાવે મેરા લાડલા સમધી કે દ્વારે...
છજ્જે ઉપર મંગલ ગાયે હિલમિલ કોકિલ બૈંની
કર સોલૌ સિંગાર ચલી હૈં ચંદ્રમુખી મૃગનૈની
ઘૂંઘટ હટાકે મેરી લાડલી બન્નેકો નિહારે

પરંતુ કન્યાવિદાય વેળાના એક લોકગીતમાં પુત્રી પિતાને પૂછે છે કે મને આટલે દૂર કેમ મોકલી? પોતાની પરવશતા વ્યકત કરતાં એ પોતાને ગાય, પક્ષી, કોયલ વગેરે સાથે સરખાવે છે :

કાહે કો બ્યાહી વિદેસ, સુન બાબુલ મેરે
હમ તો બાબુલ તેરે બાગોંકી કોયલ,
કૂકત પર ઘર જાયેં
હમ તો બાબુલ તેરે ખેતોંકી ચિડિયાં,
ચુગ્ગા ચુગત ઉડિ જાયેં...
મહલ તલેસે ડોલા નિકલા તો ભાઇને ખાઈ પછાડ
આમ તલેસે ડોલા નિકલા, કોયલને કી હૈ પુકાર,
તૂ કયોં રોવે મેરી કોયલિયા, હમ તો ચલે પરદેશ.

આમ, કાગડો ને કોયલ લોકજીવનમાં, લોકોના સુખદુઃખમાં વણાઈ ગયેલાં જોવા મળે છે. એવી રીતે, મોર, પોપટ, મેના, ચાતક, કૂકડો, ચકોર, ચકલી, હંસ વગેરે પક્ષીઓ પણ હિંદી લોકસાહિત્યમાં સ્થાન પામ્યાં છે જ. અંતમાં, હજારીપ્રસાદ દ્વિવેદીના મંતવ્યનો મોહ નથી રોકી શકાતો. તેમણે યોગ્ય જ કહ્યું છે કે, પક્ષી આપણા વિનોદનાં સાથી હતાં, રહસ્યાલાપનાં દૂત હતાં, ભવિષ્યના શુભાશુભનાં દ્રષ્ટા હતાં, વિયોગના મદદગાર હતાં, સંયોગનાં યોજક હતાં, યુદ્ધનાં સંદેશવાહક હતાં અને જીવનનું એવું કોઈ ક્ષેત્ર નથી જેમાં એનો સાથ મનુષ્યને ન મળ્યો હોય.

વસ્તુ ખરીદવા ગયા. વેપારીને દુકાનમાં ન જોયો. આંધળો લૂલાને કહે : 'ઉપાડી લે એનો ગલ્લો, દાળદર ફીટી જાય.'

'અરે પણ તારો કાકો હમણાં આવશે તો ?'

'આવે નહિ. અને આવે તો યે શુકન થયાં છે એટલે વાંધો નહિ.'

બિચારે લૂલે બીતાં બીતાં ગલ્લો લીધો. વેપારી ઘરે ગયેલો ત્યાં કજિયો થતાં મોડો મોડો દુકાને પાછો ફર્યો. ગલ્લો લૂંટાયેલો જોઈને વેપારીએ પોલીસમાં ફરિયાદ નોંધાવી. પોલીસ તરફથી બે અસવાર ચોરનો પીછો લેવા દોડયા. પણ એ નીકળી ગયા ઓતરાદા. લૂલો અને આંધળો જતા હતા દખણાદા.

વાટમાં બે ગાડાખેડુઓ હટાણું કરીને જતા હતા. તેમણે કહેવાથી બન્ને તેમના ગાડામાં બેઠા. મારગમાં કાંઈ વાતચીત થતાં બે ય ગાડાખેડુઓ અંદર અંદર બાઝી પડયા. વાત વધી એટલે આડાં લઈને ઊતરી પડયા અને થોડીવારમાં સામસામા કપાઈ મૂઆ.

આંધળો લૂલાને કહે : 'હાંકી લે ગાડાં. નહોતો કહેતો કે સારાં શુકન થયાં છે?'

'પણ હમણાં તારા કાકા કો'ક આવી પહોંચશે !' લૂલો બોલ્યો.

'પોઈમાંથી કાળીદેવ્ય ત્રણ વાર નીકળી હતી ને ? ત્યારે વાંધો નહિ. હાંકી લે તું તારે.'

ભરચક ભરેલાં ગાડાંનો માલ જઈને પડખેને ગામ વેચી નાખ્યો. રોકડાં નાણાં કોથળીએ બાંધીને ઘેર આવી પહોંચ્યા. ઘેર આવીને રાંધવાની તૈયારી કરી. આંધળો પડખેને કૂવે પાણી ભરવા ગયો. વેપારીનો ગલ્લો અને બબ્બે ગાડાંના ભરચક માલના વેચાણનાં નાણાં જોઈને એની દાનત બગડી. થયું કે આંધળાનું કાસળ કાઢી નાખું તો નિરાંતે એકલો બધી દોલત ભોગવું. એ જ વખતે ત્યાંથી એરુ નીકળ્યો. મારીને એનાં રીંગણા જેવડાં બટકાં કર્યાં. રીંગણાના શાકને નામે આંધળાને ખવરાવીને મારી નાખવાનો એણે પેંતરો રચ્યો. થોડી વારે આંધળો આવ્યો. લૂલો લાકડાં લેવા ગયો ત્યાં શાકને કેટલીક વાર છે એ તપાસવા આંધળો ચૂલા પાસે ગયો.

હાંડલાની ઢાંકણી ઉઘાડે ત્યાં તો અંદરની એરુનાં ડીંડલાંવાળી ઝેરી વરાળ તેની આંખે લાગતાં તેની આખનાં રતન આડે આવી ગયેલ પડદો તૂટી ગયો અને એ બરાબર દેખવા લાગ્યો. આ શું કૌતુક એમ વિમાસણમાં પડીને આંધળાએ પાટિયામાં જોયું, તો એરુનાં બટકાં ! લૂલાની બદદાનત દેખીને એને ક્રોધ ચડયો. લાકડાં લઈને પાછા ફરતા લૂલાને એણે ઝીંકીને પાટુ મારી. પાટુ બરાબર ગોઠણ પર વાગતાં ગોઠણેથી ઝલાઈ ગયેલા લૂલાના પગ છૂટા થઈ ગયા અને બે ય પગે ઊભો થઈ ગયો. બે ય માંડયા બાઝવા. લોકોએ આવીને છૂટા પાડયા. ગામલોકોએ આંધળો કેમ દેખતો થયો અને લૂલો કેમ દોડતો થયો એનો ખુલાસો પૂછતાં આંધળો બોલ્યો : 'અરે એ તો કાળીદેવ્યનાં કામ ! મારી માડીએ પોઈમાંથી ત્રણ વાર નીકળીને સારાં શકન દીધેલાં એ ન ફળે તો થઈ રહ્યું ને !'

એથી યે આગળ વધીને કાળીચૌદશને દિવસે સર્પ, વીંછી કે આધાશીશી ઉતારવાના જપાતા મંત્રોમાં પણ કાળીદેવ્યને શક્તિભક્તોએ સ્થાન આપી દીધું કે,

કાળી ચકલી ચકચકે ને
ધોળી ચકલી ધાય,
હનુમાનજી હાક મારે ત્યાં
આધાશી ઊતરી જાય !

આટલું આટલું જનતામાં માન અને સ્થાન પ્રાપ્ત કરનાર એ દેવચકલીને જોઈ છે ? એના ઘાટનો દમામ જુઓ તો તમને પહેલી જ ક્ષણે લાગે કે ફટિલ પિયાલા જેવા સ્વભાવ ધરાવનાર માતાજીઓએ પોતાના પ્રતીક રૂપે આ પંખીને સ્થાપવામાં જરા યે ભૂલ નથી કરી. ૬–૭ ઈંચની અંદર પોતાના દેહને શમાવી દેનાર આ નાજૂક પંખીએ જાણે દેહમાં ભરચક દમામ ભરી દીધો છે. પાતળા ચળકતા પગ, તે પર ટેકવી રાખેલ દેહને એણે ઉપરના ભાગે આછા

કાળા રંગે અને ડોક, ગરદન, પેટ તથા નીચલા ભાગે ચળકતા કાળા રંગે રંગી નાખ્યો છે. એ ચળકતા રંગમાં વાદળી ઝાંય ચળકારા મારે. બન્ને પાંખમાં કાબરની પેઠે સફેદ પટ્ટા. બેઠી દડીના એ સુગઠિત ઘાટ માથે ટેકવી રાખેલ કાળા રંગની એની પૂછડી જાણે આભ ટેકવવા માટે કોઈ વીરપુરુષે ભાલો ઊભો કરી દીધો છે; નાની સરખી બે છલાંગ મારતાં જરાક નીચી નમેલ પૂછડીને, તરત જ એ ઊંચે આભ માથે ટેકવી દેવાની. જાણે કેમ પોતે માતાસ્વરૂપે આપેલ વચન પાળવા માટે અહોનિશ એ ભાલો ઉન્નત રાખવા ન માગતી હોય? એવી ઉન્નતશીલ પૂછડીના નીચલા ભાગે માતાના મઢ માથે ફરકતી નાની સરખી લાલ ધજા સમું, એક લાલ પીછું ફરકતું હોય છે. એ પીછાથી માંડીને બે પગ વચ્ચેનું એનું પેટ થોડીક છાતી સુધી લાલ રંગે રંગેલું હોય છે. આ થયો દેવચકલીના નરના દેહનો રંગ.

એની માદાનો ઘાટ તો નર જેવો જ. માત્ર નરના ચળકતા કાળા રંગને સ્થાને ધુમાડિયો કાળો રંગ. પીછામાં સફેદ પટ્ટા નહિ અને પૂછડી તથા પેટ નીચેનો લાલ ભાગ પણ આછો.

પણ બન્ને નરમાદાનો મુખ્ય રંગ તો શ્યામ જ. કાળી લોબડી અને ગૂઢાં કાળાં વસ્ત્રો વડે પોતાના તેજસ્વરૂપને ઢાંકવા છતાં જેમ માતાજીઓનાં અપરૂપ આંતરિક તેજ અછતાં રહી શકયાં નથી, તેમ આ પંખીએ કાળો રંગ ઓઢવા છતાં એનો દમામ ઝાંખો પડયો નથી. ઊલટો કાળો રંગ તેજમૂર્તિ બનીને એને માથે શોભ્યો છે. એના આવા કાળા રંગને લીધે તો આમજનતા એને માતાજીનું પ્રતીક માનવા તરફ નહિ ખેંચાઈ હોય? જનતા તો સામાન્ય રીતે નાનકડા પંખીને દેખીને ચકલીકહીને અટકી જતી હોય છે. આ પંખીને કાળી ચકલી કહી હશે, પણ ત્યારબાદ એનું શુકનમાં સ્થાન અને માતાનું પ્રતીક સ્થાપ્યા પછી, 'કાળીદેવ્ય' કે 'દેવચકલી' જ કહેવા માંડી લાગે છે.

પણ ચકલી શબ્દ જેના નામમાં આવે છે એવી આ દેવચકલી અને આપણા આંગણામાં રખડતી બાળકોનાં 'ચકાચકી' ની વાર્તામાં આવતી ચકલી વચ્ચે કેટલો બધો તફાવત છે? એક જ જાતનું નામ ધરાવે છે તેથી રખે દેવચકલીને ચકલીની જ કોઇ જાત માની લે! પક્ષીશાસ્ત્રની દૃષ્ટિએ આ બન્ને પંખી તદ્દન જુદા જ વર્ગનાં અને જુદા જ આહારવ્યવહાર ધરાવતાં પંખીઓ છે. એના દેહ પર નજર નાખતાં તરત જ એ જુદાપણું તરી આવે તેવું છે.

---

પૃ. ૩૩૯થી ચાલુ]

**કૂકડો**

કયું કરલ્યો કૂકડો બડી ફજરરી બાર
ચેત અચેતા માનવી કયોં ન ભજે કિરતાર
કયોં ન ભજે કિરતાર ભજનકી આ ઘડી
દિન દિન ખૂટે આય વિહાણી રાતડી
ચલણો આજ કે કાલ પયાણો ઢુકડો
કેશર હર ચિતાર કહે ઈમ કુકડો

**હોલો**

'કો'કો' હોલો કથત હે કાકો ભજન કરંત
ભજિયા સો ભૂપાલ ભા (બીજા) ભમતા પેટ ભરંત
ભમતા પેટ ભરંત ભરોસો કરલે ભારી
મનવા ભજરે રામ ઉમર વીતે હે સારી
ખરી ચોરાસી આગ ઉગરશે ખોલડો
કેશર હર ચિતાર કહે ઇમ હોલડો

કેશરાજી રાઠોડે આમ અનેક પશુપંક્ષીના કથન અનુસાર કુંડાળયા લખ્યા. છેવટ પોતાના જીવાત્માને કુકર્મ નહીં કરવા અને કર્મ પ્રમાણે ફળ મળવાનું ઉદબોધન કર્યું:

કેશર કરણી અકરણી જાણ તસી ફળ પત્ત
બીજ અસોહી કરસણો દોન ફળ એલા પાયા
આરતિયાંહી દત્ત દોન ફળ એલા પાયા
એકવાર કર અબે કરમ સુ કરમ કમાયા
ફળ એક એકમનસાફળી દે ફળ વાપસ લિજીયે
કેશરો કહે ભવ ભૂલને કુકરમ કબુ નવ કીજીયે

કેશરાજીએ પંખી પુરાણમાં આમ પોકાર કરી કરીને કહ્યું છે કે કોઈ જીવ હિંસાનું મહાપાપ કરશો નહી. એ બધાં પાપ મેં કીધાં છે. એ પાપની વેદના મારો આત્મા જાણે છે. આમ પોકાર કરતો કરતો આબુના શિખર ઉપર આવ્યો ને ત્યાં ભૈરવ જપ ખાઇ પોતાનો દેહ છોડયો. એના શરીરને પશુ પક્ષીઓ ઠોલતાં જોઈ કોઈ કવિએ કહ્યું કેઃ

કહાં સુરધર કહાં શિવપુરી, કહાં આબુ અચળેશ
જેતાવત કેશર કહાં, પડિયો પીંજર વેશ

# પંખીપુરાણ

પિંગળશીભાઈ ગઢવી

જોધપુર તાબે ચીરોડી ગામમાં કેશરાજી રાઠોડ કરીને એક જેતાવત રાજપૂત રહેતો. પ્રભુએ ઉત્તમ એવા ક્ષત્રિકુળમાં જન્મ આપ્યો પણ પોતાના હસ્તે કોઈનું રક્ષણ તો ન કર્યું ઉલટાના બીજાના જીવ જ લીધા. કેશરાજી ભયંકર પારાધીનો ધંધો કરતો જબરો નિશાનબાજ શિકારી હતો, એની બંધૂકનો અવાજ કોઇ દિવસ ખાલી જતો જ નહીં, એની ગોઝારા હાથે અનેક પશુ પક્ષીઓના પ્રાણ લીધા. જિંદગીભર હિંસા કરીને પાપનો પહાડ ખડકી દીધો. એના હૃદયમાં કરૂણા એવું નામ ન હતું.

એક દિવસ પોતાની ઓસરીમાં ઊભાં ઊભાં એક પક્ષી ઉપર નિશાન તાકયું. બંધૂક છૂટી નહીં એટલે બંધૂકને દુરસ્ત કરવા લાગ્યો. બાજુમાં જ એમનો એકનો એક અઢાર વરસનો દીકરો ઊભો હતો. બંધૂકને દુરસ્ત કરતાં ઓચિંતી છૂટી. દીકરાની છાતી વીંધીને ગોળી સોંસરવી નીકળી ગઈ. દીકરો એ જ ઘડીએ ઢળી પડયો. પોતાના હાથે દીકરાનું આમ ઓચિંતુ મૃત્યુ થતાં પારાવાર દુઃખ થયું. લોક નિંદાનુ પાત્ર બન્યો. માણસોએ ફીટકારનો મેહ વરસાવ્યો, એથી શરમાઇ ગામ છોડીને ભાગી ગયો. આબુ પાસેના ગામે પોતાના મામાને ધરે આવીને રહ્યો.

મામાને ઘરે બેક મહિના થયા ત્યાં દીકરાનુ દુખ વિસરી ગયો અને પાછો શિકારને ધંધે ચડી ગયો. હંમેશાં થાય એટલું પાપ કરવા લાગ્યો.

એક દિવસ આબુના પહાડમાં શિકારે ગયો છે. ત્યાં એક સાબરને જોતાં બંધૂક છોડી. બંધૂકની ગોળી સાબરના પગમાં વાગી ને સાબર ભાગી છૂટયું. પોતે એની પાછળ પડયો. થોડે દૂર ગયો ત્યાં સાબર ઝાડીમાં અદશ્ય થઇ ગયું અને એક મહાન યોગીરાજનાં દર્શન થયાં. ગોઠણ સુધી લાંબી ઢળકતી મોકળી જટા, પગમાં ચાખડીઓ, હાથમાં કમંડળ લઈ અલખ અલખ ઉચ્ચાર કરતા ચાલ્યા આવે. કેશરાજીની પાસે આવીને ઊભી ગયા. મીઠો ઠપકો આપતાં સમજાવ્યો:

"બેટા! પાપ ન કર. મનુષ્ય જનમ તો બીજાના કલ્યાણ માટે મળ્યો છે. હિંસાથી જીવાત્માની અધોગતિ થાય છે. આ દુનિયાનું સર્જન ઈશ્વરે કરેલું છે અને તેમાં સર્જાએલા તમામ જીવાત્માને જીવવાનો અધિકાર છે. માટે:

જૈસેહે નિજ પ્રાન પ્રિય વૈસે સબકો જાન
રખહુ ક્રૃપા સબ જિવ પર તજ મનુષ્ય અજ્ઞાન

"બેટા! દરેક પ્રાણી ઉપર દયા રાખવી. તને તારા આત્માનું અકલ્યાણ કરવાની આવી કુબુદ્ધિ કેમ સૂઝી છે? આવી પાપની પ્રવૃત્તિ છોડી દે. ઈશ્વરની ક્ષમા માગ."

યોગી મહારાજનાં આવાં કોમળ વચન સાંભળતાં કેશરાજીના હૃદયમાં કરૂણા વસી, બંધૂક પછાડીને ભાંગી નાખી. યોગીના પગમાં પડી સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા ને માફી માગી. પોતાની ભૂલ સમજાણી. કરેલા પાપનો પારાવાર પશ્ચાતાપ કરવા લાગ્યો. બેહાથ જોડી ગદગદ કંઠે યોગીરાજને વીનંતિ કરી: "મહારાજ! આ પાપીને બચાવો. મને સન્માર્ગે ચડાવો. રાજપૂતને ઘરે જન્મ લઈ રક્ષણને બદલે ભક્ષણ કર્યું છે. કસાઇ પણ ન કરે એવું ઘોર પાપ કર્યું છે. આ પાપી હાથે અનેકના પ્રાણ લીધા છે. અનેક બચ્ચાંને માતા વિહોણાં કર્યાં છે. અનેકને વનમાં ધ્રૂસવલતાં રઝળાવ્યાં છે. આ પાપી પેટને અનેક પક્ષીઓની કબર બનાવી છે. એ બધા પાપો આજે મારી નજર સમક્ષ ખડાં થયાં છે. એ દશ્ય મારાથી જોયું જાતું નથી. હું અનેક પક્ષીઓનો કાળો કકળાટ સાંભળી રહ્યો છું. હું ધ્રુજી ઊઠયો છું. આપને શરણે છું. મારો ઉદ્ધાર કરો."

યોગી મહારાજે કેશરાજીની આવી નમ્ર વાણી સાંભળી ને કહ્યું: "બેટા! ઈશ્વરની ક્ષમા માગ. કરેલા પાપનો પશ્ચાતાપ કર. હવેથી આવું ન કરવાની પ્રતિજ્ઞા કર. જાગ્યા ત્યાંથી સવાર ગણ."

કેશરાજીએ ફરીને પાપ ન કરવાની પ્રતિજ્ઞા લીધી. ઈશ્વરની સાચા હૃદયથી ક્ષમા માગી, એટલે યોગી મહારાજાએ પોતાની તૂંબડીમાંથી પાણીની અંજલિ ભરી કંઈ મંત્ર બોલી કેશરાજી ઉપર છાંટી આચમન કરાવ્યું. એ જ વખતે ગુરૂની કૃપાથી વાણીમાં કવિતા દેવીએ વાસ કર્યો ને કેશરાજીએ કવિતા લખવી શરૂ કરી. જે જે પશુ પક્ષીઓની હત્યા કરી હતી એના કથન અનુસાર કુંડળિયા લખ્યા, તેનું નામે આપ્યું પંખી પુરાણ.

### મોર

ગડાં પહાડાં ઉપરે, મધુરા બોલે મોર
આતમ થાને આવશી ચાવે ભાલે ચોર
ચાવે ભાલે ચોર ચડયે નહ ચાંપડે
અલલ અલલ અસવાર નકો કોઈ આંપડે
પાકો કાચો પાન ગણે નહ પોરિયો
કેશર હર ચિંતાર કહે ઇમ મોરિયો

### ચીબરી

ડાળે બેઠી ચીબરી બોલે ચરચર બોલ
ઓ પ્રાણી આ માનખો મળે ન મુંઘે બોલ
મળે ન મુંઘે મોલ રૂપૈયે રોકડે
થીર રહે નહિ કોય જીવ છોટે બડે
સાંચા કીધી વાત નક્કી નસીબરી
કેશર હર ચિંતાર કહે ઈમ ચીબરી

### વડવાંગળ

વાંગળ મુખ ઊંધા વળ્યાં નીચે શર નિરખંત
મો' માયા ઘરમેં રહી, કો ખણ કાઢ લિયંત
કો ખણુ કાઢ લિયંત જિહી કારણુ ઘર જોવું
દિને કરૂં બહ દુખ સુખે નહરાતે સોવું
ન ખાચો નખરચિયો લેઇ ધરમાંય લુકાયો
મનષ જેંમારો આર્યું ચુંય જગ વ્યર્થ ગવાયો
મુવાં પહેલાં ધન માણુજો ખાજો દેજો નરખડાં
કેસરો કહે તિણુ કારણે વાંગળ મુખ ઉંધા વળ્યાં

### બુલબુલ

બલબલ તૂં બપ્પડી મીઠી મોર કુલાપ
લાર સિંચાણુા લાગિયા અબ કયાં ભાગી જાય
અબ કયાં ભાગી જાય કાળ ઘડિયાં ચડિઆઈ
થોડા જીવન કાજ પિયુકોં પીઠ બતાઇ
જમરાજ તણુા ન કિયાજતન, ખરસે ચડ બેઠી ખડી
કેશરા હરિ ભજીયા વિના બલબલ તૂં બાપ્પડી

### સુવા

છાતી ઉપેરે સુવટા સુણજે વાત વિવેક
બીજા સૂવ સુખ કરે તૂં પકડાણો હેક
તૂં પકડાણો હેક કમાઈ કારણે
ધણી દિયો વિસાર નિજે નિજ ધારણે
હરિ કરે સો હોય હવે કયું હીંજરે
પહેલા ભવરે પાપ જડાણો પીંજરે

### કાંકણિયાર

કેશર આધી રાતરી કરલી કાંકણિયાર
ઓ પ્રાણી મૂરખ પશુ એક અલેખ ઉચ્ચાર
એક અલેખ ઉચાર ઉણીકો આશરો
મત કર ગાઢ ગુમાન ભરૂંસો સાસરો
ઈણુ ધર ઉપર જોધ કેતાયે વે ગયા
રઘૂ બણાવી રાજ અમર કોઇ નાં રયા

### લેલાં

લેલાં બેફારે લવે કોઇ સંભારો કંત
સો વરસાં લગ જીવણો તોયે મરણો અંત
તોયે મરણો અંત ચૂંચ પણુ લેલાં આખે
કુળમેં અશોટન કોય. બાંહ ગ્રહિ પકડી રાખે
જમરાજ જીવ લેશી જદી આડા કોઈ ન આવશી
કેશરા હરિ ભજીયા વિના જનમ અકારથ જાવશી

### કોયલ

કોયલ કરે ટહુકડો જગ સાંભળજો જોય
ધર ઉપર અવિચળ ધણી કેસર રહ્યા ન કોય
કેસર રહ્યા ન કોય વેણુ સરિયા ઘોળાયા
ભ્રથ, વિક્રમ, કણુ, ભોજ, ખત્રી કંઈ ડાકણુખાયા
હ્યાં સ્થિર નહી કોઈ અવશ્ય, કથે પુરાણો ઢુકડો
કેશર કહે જીણુ કારણે કોયલ કરે ટહુકડો

### કુંજડી

કરોં કરોં કહે કુંજડી પથ શર કરે પુકાર
કાયા માયા કૂડમેં સબ ભૂલ્યો સંસાર
સબ ભૂલ્યો સંસાર જોઇ બાજી આડંબર
જળ સુધી ખળ જમી તીમ ગાડે ઉડે ધર
કરતાર સમર આળસ મકર જકે મોત શિર પર પડી
કેશર કહે જીણુ કારણે કરોં કરોં કહે કુંજડી



[અનુ. પૃ. ૩૩૭

# કંઠે સોહામણો કોયલ

જયમલ્લ પરમાર

વન જરિયા હરિયા હુવા, આંબે આંબે મોર;
કૂકૂ કૂક કર કોયલી, કરત પિયા બિન સોર.

રત આવે ને કોયલ એકલી શોર થોડી મચાવે છે? એ તો પોતાની મસ્તીમાં ટહુકારમાં મદ ભરીને આખી દુનિયાને કવરાવે છે. વિશ્વ આખામાં સૌથી વધુ વસંત ઋતુમાં વિરહીને સૌને કવરાવનાર આ પક્ષી એક જ છે. પણ આપણે તો બાળપણથી એ કોયલને કવરાવીએ છીએ; એના કુજન સામે કુજન માંડીને. જેમ મોરલી માથે મણિધર મંડાય તેમ. એટલે ત્યાંથી જ એની ઓળખાણ શરૂ કરીએ.

| | |
|---|---|
| 'કોય. .લ !' | 'કુઉઉઉ...' |
| 'કાગડાની વ...હુ ?' | 'ટુઉઉઉ...' |
| 'કાગડો મારો ભા...ઈ...' | 'ટુઉઉઉ...' |
| 'તું મારી ભોજા...ઇ...' | 'તુંઉંઉંઉં...' |
| 'તુંઉ ઉઉં...' | 'તુંઉંઉંઉં...' |

આ રીતે ખરેબપોરે પાડરુવાછરુ ચારવા આવેલાં ભરવાડ – રબારીનાં છોકરાં આંબા – આંબલી હેઠ કે લીંબડા–વડલા હેઠ બેઠાં બેઠાં કોયલ સામે ટૌકારા કરે છે; ઘરમાં ભોજાઇ સાથે વડચડ કરે એમ કોયલ-સાથે વડચડ આદરે છે; કાળા કાળા કાગડાને ભાઈ બનાવી, કોયલને એની વહુ કલ્પી 'ભોજા.. ઈ' કહેવાના કોડને સંતોષી લે છે.

'કોયલ પણ બટકબોલી ભોજાઈ જેવી. બાળકોના બોલને ઝીલતી 'ટુઉઉઉ ટુઉઉઉ' કહેતી છોકરાંને જાણે સંભળાવી દે છે કે 'તુંઉંઉંઉં તુંઉંઉંઉં, તુઉંઉ ઉં...'

પણ તેમ તેમ તો વનવાસી બાળકોની જીભ વિશેષ સળવળે છે અને ખરે બપોરે કોયલ અને એ બાળકોના સામસામા ટૌકાર તડકાને તોડી, મસ્તીના ગભારા ચડાવી, ઝાડવાંનાં પાંદડાંને પણ સંગીતમય કરી દે છે.

ઉનાળો બેસે, તડકા તપવા માંડે, ઝાડવે ઝાડવાં પોતાના દેહ પર નવાં પાન ધારણ કરી ધરતીને શીળી બનાવવા પ્રયત્ન આદરે. તડકો તો છતાં યે તપે છે, ધરતીને તપાવે છે, ઝાડપાનને તપાવે છે, માણસોનાં માથાંને તપાવે છે. એવે સમયે માણસો ઘરમાં ઘૂસી જાય છે. ધરતીને આધારે ઊભેલાં ઝાડવાં કયાં જાય? એમના તાપ કોણ હરે? એમના તાપ હરવા આવી પહોંચે છે કોયલ. ઉનાળો બેસતાં જ જાણે એ ઝાડપાનના તાપનું નિવારણ કરવા પોતાની મીઠી, મધુર અને શીળી ગાનઝડી વહેતી મૂકે છે. ફાગણના અંત ભાગમાં એ પોતાનું ગાન આદરે છે, ચૈત્રમાં એ ગળાને મોકળું મૂકવા પ્રયત્ન કરે છે. વૈશાખ અને જેઠ માસ તો એના ગાનઝડી સંપૂર્ણપણે વરસાવવાના મહિના. વૈશાખ માસમાં તડકે તપતી પૃથ્વી માથે કાંઈ યે શીતકારી અને શ્રુતિમનોહર હોય તો તે કોયલનું ગાન જ. ઉનાળાની એની આ મીઠી વાણીને અંજલિ આપી છે કોઈ દુહાગીરે—

हरिया बनकी कोयला, हरिया बनका मोरः
मन जरिया हरिया करे, बोल बोल निस भोर;

રાતદિવસ હરિયાળાં વનમાં ગાનઝડી વરસાવી-વરસાવીને કોયલ તથા મોર જરિયા મનને–દુખિત મનને હરિયા–હર્ષભરપૂર કરે છે.

સ્ત્રીઓ પણ રાસડામાં ગાય છે કે:

ચૌતરે ચંપો મોરિયો ને મોર્યાં દાડમ દ્રાખ,
કોયલડી ટૌકા કરે ને બેઠી આંબા–ડાળ,
કે આણાં મોકલ ને મોરાર...

સાચી રીતે તો એના ગાનના માસ તો વૈશાખ ને જેઠ જ. એ દિવસોમાં પંખીઓના ઉત્થાનનું પ્રભાતસંગીત એને માથે જ આવી પડે છે. દિવસ ભરના વાયરા, વંટોળ અને તડકાથી થાકી ગયેલ પૃથ્વી ને ઝાડ–પાંદડાં જંપી ગયાં હોય, પંખીડાં પણ

ડાળીએ ડાળીએ લપાઈ નિદ્રામાં લેટતાં હોય તેવે ટાણે, પ્રભાતને પહોરે ૪ાા–૫ વાગ્યાની આસપાસ એકાદ કોયલ એક ઝાડેથી પોતાનું. ગળું મુક્ત મૂકે– 'કુઉઉઉ...' ત્યાં તો સામે ઝાડેથી પડઘો પડે–'કુઉઉ...' પછી 'કરૂ...કરૂ...કરૂ' કરતી કોયલ પોતાનાં ગળાંના સૂરને છૂટા મૂકી દે, સૌ પંખીડાંના કાનમાં એ પ્રભાત–છડી પહોંચે અને સૌ આળસ મરડી બેઠાં થાય–કાગડા કા...કા કરતા, કોશિયા કાંચિ...કાંચિ... કરતા, કાબર કલબલ...કલબલ...કરતી......

પછી આખો દિવસ એનો ટહુકાર ઝાડીએ ઝાડીની ઘટામાંથી આવ્યા કરે છે. બાળકો એ ટહુકારને ઝીલે છે, લગ્નનાં ગીતો ગાતી સ્ત્રીઓ એ ટહુકારને આવકારે છે, ભજનિકો પણ એમાંથી ઉપદેશ તારવી ભજન રચે છે, કલ્પનાલોકમાં વિહરતા કવિઓ પણ એ ટહુકારને સાંભળી મસ્તી અનુભવે છે અને કાવ્યો રચી નાખે છે.

નાનાં બાળકોએ હરખમાં ને હરખમાં કોયલને 'કાગડાની વહુ' બનાવી દીધી તો સ્ત્રીઓએ પણ ભૂલથી એને સૂડા–પોપટની રાણી કલ્પી લીધી અને લગ્નના ગીતમાં કોયલને ઉદ્દેશીને પૂછ્યું કે:

કેમ કરી કોયલ ! એ વન વાસ્યાં ?
કેમ કરી સૂડો રાણો રીઝવ્યો ?

કોયલે પણ જવાબ દીધો કે:

આંબા આંબલીએ એ વન વાસ્યાં,
ટૌકલે સૂડો રાણો રીઝવ્યો...

સૂડાના મોઢામાં પણ શબ્દો મૂકયા કે:

સૂડલા કોયલડીને વીનવે રે,
આવી રૂડી સરવરિયાની પાળ,
અંબા કેરી ડાળ,
મૂકીને કોયલ કયાં ગ્યાં તાં રે...

પણ સ્ત્રીઓ કોયલને આટલેથી જ બિરદાવીને ન અટકી. એમને તો પોતાના ગાનથી સમસ્ત સંસારને લોભાવતી ને મોહાવતી કોયલ પૂજવા જેવી લાગી અને જેમ તુલસીવ્રત કે શીતળાસાતમવ્રત તેઓ લે છે તેમ એમણે એક 'કોયલવ્રત' પણ ઊભું કરી દીધું. પણ કેવું એ વ્રત ? કેવી એ વ્રત રહેવાની રીત ?

કોયલ વ્રત તો સુહાગણનું. વૈશાખ માસનું વ્રત. કેમ કે વૈશાખમાં જ આંબાની ઘટા ઘાટી બને, કોયલના કલ્લોલ તે સમયે જામી પડે. આખો વૈશાખ મહિનો સ્ત્રી માથામાં તેલ ન નાખે. ધણીને પથારી પણ ન કરી આપે. એક જ સાદડી નાખીને સુએ. ટાઢે પાણીએ નહાય. પ્રભાતે નદીકાંઠે કોયલ બોલાવવા જાય. આંબાની ઘટા સામે આમ કરી બોલે–

બોલો કોયલ બોલો, તમને આવે ઝોલો;
ઝોલે ઝોલે જાળી, કોયલની મા કાળી;
કાળા કાળા કમખા, કે રાતા અમારા ચૂડા;
કોયલ વેદ ભણે કે ઘીના દીવા બળે;
કોયલ કુકુઉ ઉ...કૂ કોયલ કુકુઉ ઉ...કૂ.

કુઉઉ કરીને સામે કોયલ જવાબ આપે તો જ જમાય. નહિ તો અપવાસ પડે. એક જ ટાણું જમાય. કાળું પહેરાય નહિ, કાળું ઓઢાય નહિ, કાળું ખવાય નહિ.

જે કોયલનાં આટલાં માનથી પૂજન થાય છે, જે કોયલ ખરા ઉનાળામાં આંબાની ઘેરી ઘટાનો શણગાર છે એને માટે સ્ત્રીઓએ યાચના કરી કે ;

કોયલડી નવ મારીએ રે,
આંબલાની રખવાળ, મારા વા'લા !

એથી આગળ ચાલી વરલાડડાને પરણાવીને પાછાં વળતાં, વહુ–લાડીને પણ કોયલનું રૂપક આપીને ભાવભેર તેઓએ ગાયું છે–

કાળી શી કોયલ શબદે સોહામણી,
આવે રે કોયલ આપણા દેશમાં–

ભલે કાળી રહી, પણ એના શબ્દ એનો કંઠ તો સોહામણો–મીઠો છે ને !

એ સોહામણા કંઠનો ભજનિકોએ ભજનમાં ઉપયોગ કરતાં તંબૂરના તારે તારે ગાયું કે :

કોયલ ને કાગડો એક જ રંગી
પણ કડવી છે કાગડાની વાણી રે...

કોઈ હિંદુસ્તાની ભજનિક પણ ન રહી શકયા.

એને આવા કંઠવાળી કોયલને પ્રભુએ કાળો રંગ દીધો એનું દુઃખ થયું અને ગાયું કે–

ઊજલા રંગ હૃદયે બાંકો,
કોયલ કર દિની કારી,
ઉધો...કરમનકી ગત ન્યારી !

કોયલના જે મધુરા ટહુકાર પાછળ સૌ મુગ્ધ બન્યા એ ટહુકારના કેટલી જાતના બોલ છે એ ખ્યાલ છે ? આપણે તો એ ટહુકારને એક જ શબ્દમાં વર્ણવ્યા કર્યા છે કે 'કોય...લ' કુ ઉ...ઉ...ઉ'. મિનિટો સુધી એ 'કુ...ઉ' સ્વર ઘૂંટાતો જાય છે, ડુંગરનાં ચકરાવા લેતાં પગથિયાંની જેમ એ સૂર ઉપર ને ઉપર ચડતો જાય છે. ક્યારેક એ સૂરને ઊંચે લઈ જઈને ગાન ભોં સાથે ભટકાઈને ભુક્કા બોલી જશે. પણ ત્યાં તો તાર સાથે તાર સાંકળી લે તેમ એ સૂરને સાંકળી લે છે અને 'ટહુકાર' આગળ ચલાવે છે,

સવારને પહોર એ 'કરૂ...કરૂ...કરુ...' એવા 'ર' અક્ષરથી વિશેષ માર્દવ લાવતા દ્વિપદી સૂરનું ઉચ્ચારણ કરે છે. એ ઉચ્ચારણનું તો બીજા કોયલો સામે પડઘા પાડે છે એટલે એ દ્વિપદી ગાન વિશેષ સુંદર બને છે. ક્યારેક એ એકપદી સંગીતનું પણ ઉચ્ચારણ કરે છે : 'ટિક......ટિક ટિક......' પણ આ સૂરમાં થોડોક ગભરાટનો અથવા ચેતવણીનો ભાવ હોય એમ લાગે છે ખાઈ કરીને શાંતિથી એ બેઠો હોય ત્યારે હળવે હળવે ગળામાંથી 'કરૂર... કરૂ...ર' એવો, પાસેથી જ સંભળાય તેવો સૂર કાઢે છે.

પણ જે સૂરે સૌને મુગ્ધ કર્યા છે, તે તો પેલો 'કુ...ઉ' સ્વર જ, જે ઊંચે...ઊંચે ચડી જઈ શકે છે.

એ સૂરને સામાન્ય જનોએ જ વખાણ્યો છે તેમ નથી. સંગીતશાસ્ત્રીઓએ પણ એને 'પંચમ સ્વરનું નામ આપી સંગીતશાસ્ત્રમાં સ્થાન આપ્યું છે. પંચમ સ્વરનું સંગીત સારીગમના 'પ'થી શરૂ થાય એને કહેવામાં આવે. ઠેઠ 'પંચમ'થી સ્વરને ઉપાડીને સંગીત ગાવું એ બહુ જ ઊંચા અને કાબૂ ધરાવતા કંઠના હાથની વાત છે. જેવો તેવો કંઠ એટલો સૂર ન ખેંચી શકે. 'સંગીત મકરંદ'માં સ્વરનું સ્વરૂપ બાંધતાં દરેક સ્વરને એક એક પક્ષીના સ્વર સાથે સરખાવીને લખવામાં આવ્યું છે કે,

षड्जं मयुरो वदति, चातको ऋषभं तथा
अजो विरौति गांधारं, क्रौंचः क्वणति मध्यमम् ।
पुष्पसाधारणे काले कोकिलो वदति पंचमम्
अश्वश्च धैवतं चैव, निषाद च गजस्तथा ॥

મોર ષડજનો સૂર (સા) બોલે છે; ચાતક ઋષભનો (રે) સૂર. બકરો ગાંધાર (ગ) અને ક્રૌંચ મધ્યમ (મ) સ્વર ઉચ્ચારે છે. વૃક્ષોને પુષ્પ આવે છે એવે સમયે કોકિલ પંચમ (પ) સ્વરે બોલે છે. ઘોડો ધૈવત (ધ) અને હાથી નિષાદ (નિ) સ્વર ચિત્કારે છે.

કોયલના આ પંચમ સ્વરથી આર્યજનો જ મોહ્યા છે એમ નથી. પાશ્ચાત્યો પણ એના પર મુગ્ધ બનીને ટહુકારે ટહુકારે ડોલ્યા છે અને કોયલનું દર્શન કરવા ઝાડીએ ઝાડીએ ભટક્યા છે. પરંતુ કેટલાક પ્રાશ્ચાત્યોને હિંદના કંટાળાભર્યા ઉનાળાના ખરા બપોરને સમયે કોયલનું આ ગાન પીડાકારી લાગ્યું છે અને તેઓએ બપૈયાની જેમ કોયલને પણ Brain-fever Bird (મગજખાઉ પંખી) કહી ગાળીઓ દેવા પ્રયત્નો કર્યા છે. એનું સાચું અંગ્રેજી નામ તો The Koel.

આ રીતે જે કોયલના સોહામણા કંઠે સ્ત્રીઓનાં ગીતોમાં કેટલાં યે રૂપકો મૂક્યાં, પૂજાસ્થાન લીધું, સ્ત્રીઓને ઝાડ નીચે નચાવી અને બાળકોને 'કુઉઉઉ' કરી કુદાવ્યાં; સંગીતકારોએ જેના સ્વરને શાસ્ત્રીય સ્વરૂપ આપ્યું અને પાશ્ચાત્યો જેનો સ્વર સાંભળવા ઝાડીએ ઝાડીએ ભટક્યા, એ કાળી કોયલ છે કોણ ?

આવા કર્ણમધુર કોમળ સ્વર પરથી આપણા લોકોએ જે કોયલને નારી રૂપ આપી આપીને બિરદાવ્યા કરી છે, એ કોયલ નારી રૂપ છે જ નહિ, માદા છે જ નહિ. એ તો છે કોયલ પંખીનો નર. વર્ષો શું, પણ શતકો સુધી ભ્રમણા ચાલ્યા કરી કે આ સુંદર ગીત ગાનાર તે માદા કોયલ જ છે. પણ વિજ્ઞાનશાસ્ત્રીઓએ એ બધી ભ્રામક કલ્પનાઓ પર હથોડો મારીને જાહેર કર્યું કે એ નર કોયલ છે,

ત્યારે સૌ ચકિત થયા.

આ ભૂલ જૂના સમયથી સંસ્કૃત કવિઓ પણ કરતા આવ્યા છે. કવિ કાલિદાસે 'मालविकाग्निमित्र'માં એને 'मधुररवा परभृत्तिका' (શ્લોક ૨, અંક ૪) મધુર સ્વરવાળી, અન્ય પાસે બચ્ચાં ઉછેરનારી કહી છે.

'વિક્રમોર્વશીયમ્'માં પણ કહ્યું છે કે: 'तां कामिनि मदनदूती मुदा हरन्वि' કામદેવની બાનડી જેવી (મદનદૂતી) કોયલ કામીજનોનાં મન હરે છે.

પણ સંસ્કૃત કવિઓ કોયલને માદા કહેવાં છતાં નર છે એમ પણ જાણતા હોવા જોઈએ, એમ એમનાં લખાણમાં આવતા બીજા ઉલ્લેખો દર્શાવે છે.

'કુમારસંભવ'માં એ જ કવિ કાલિદાસ કહે છે કે: पुंस्तकोकिलो यन्मधुरं चुकूज (कुमारसंभव : શ્લો. ૩૨. सर्ग ૩) નર કોયલ મધુર ગાન ગાયા કરતો હતો.

કવિ જગન્નાથે પણ કહ્યું હતું કે: एकस्त्वं गहनेऽस्मिन् कोकिल न कलं कदाचिदपि कुर्या :

પછી સૌ એનો સુંદર ટહુકાર સાંભળી ભ્રમમાં પડયા, મોહમાં પડયા અને જાણવા છતાં એને નરને બદલે નારી જ કહી દીધી. છેલ્લે છેલ્લે એના વિષે શોધ જાહેર થઈ, છતાં યે આપણા ઘણા ગુજરાતી કવિઓએ એને નારી રૂપે જ સંબોધી છે અને હજી સંબોધ્યા જ કરે છે. શા માટે નકામી મનની કલ્પના મારી નાખવી !

'તું કોયલડી કાળી રૂપાળી' [ત્રિભુવન વ્યાસ]
પરભૃત્તિકા ગાન સ્વર્ગીય ગાય' [મણિશંકર ભટ્ટ]

નહિ સ્વાન એ તો ગાન
પેલી ગાય કોયલ માધુરી
[મધ્યરાત્રિએ કોયલ : નરસિંહરાવ]

વનમાં કાળી કોયલ કિલ્લોલે,
ઘરમાં કિલ્લોલે બેન બાળી
બાલુડાં મારાં કેવાં કિલ્લોલે.
[ઝવેરચંદ મેઘાણી]

જેણે બાળકો અને બૈરાં, કવિઓ અને સાહિત્યકારો સૌને ભ્રમણામાં નાખી દીવા છે અને નરને બદલે નારી સ્વરૂપ પામ્યો છે એ કોયલને તમે જોયો છે ? મોટે ભાગે એ ગીચ ઝાડીનો વસનાર હોવાથી અને ઝાડ પરથી જમીન પર કદી નીચે નહિ ઊતરનારો હોવાથી આપણે એને વિશેષ જોઈ શકતા નથી. મોટે ભાગે એના ગાનથી જ આપણે પરિચિત હોઈએ છીએ. પણ ક્યારેક ફરવા જતાં આંબાવાડિયામાં કે વડ–લીમડાની ઘટામાં એ ટહુકાર કરે તો નજર નાખજો. પ્રથમ દૃષ્ટિએ જ એ નજરે પડી જવાનો. કારણ કે એના સમગ્ર દેહનો રંગ કાળો છે. બેઠો હશે દૂર દૂર, પાંદડાના ગોટ વચ્ચે. અચાનક પાસે આવીને ઝીણવટથી નીરખશો તો એકધારા લેપી દીધેલા આ કાળા રંગમાં વાદળિયા રંગની ઝાંય દેખાવાની. પણ આંખ તરફ નજર નાખતાં રખે ધારી લેતા કે એને લોહી નીકળ્યું છે, કે તમારા પર ક્રોધે ભરાઈ લાલ આંખો કરતો બેઠો છે. એની આંખો હોય છે જ લાલ, બરાબર પરવાળા જેવી એકદમ ચળકતી. કાળા રંગ વચ્ચે લાલ આંખો વિશેષ ચળકતી લાગે છે. ચાંચ અને પગનાં આંગળાં જરાક કાળા ભૂખરા રંગનાં.

રંગ કરતાં તો તમને એનો ઘાટ ગમી જવાનો. સુગઠિત દેહ, નાનો છતાં ભરાવદાર. ચાંચ લાંબી, થોડીક વળેલી. પૂછડી એના શરીર જેવડી, કે તેથી યે જરાક લાંબી. બેસે પહોળી અને ઢીલી કરીને; પાછળ પડદો ઝૂલતો લાગે.

એના દેહની શોભા તો ઊડતી જ વખતે દેખાવાની. એ વખતે ચાંચ અને પૂછડી ઊંચાં થઈ ગયાં હોય. પેટનો વચલો ભાગ ઢળકતો હોય. જાણે પેટના ભારથી શરીર લચી પડયું છે. એવા વળી ગયેલા દેહને ઉડ્ડયનનો વેગ સુંદર ઘાટ અપાતો જાય છે.

જેના નામ પર કર્ણમધુર ગાન સૌએ ચડાવી દીધું છે એ માદા–કોયલ જોઈ છે ? મોર પાસે ભૂંડા રૂપે ભટકતી ઢેલ જેવી જ બિચારી માદા-કોયલની સ્થિતિ છે. ચળકતા કાળા રંગે શોભતો નર–કોયલ ઝાડમાં ગમે ત્યાં યે દેખાવાનો. પણ માદા–કોયલનું રૂપ જ એવું કે પાસે બેઠી હોય તો યે ન દેખાય. એનું રૂપ જ જાણે લોકોની આંખોથી લજવાઈને સંતાતું ફરતું લાગે છે.

એનો વાન ભૂખરો, પણ આખા ડીલ પર તલકાં. આખા શરીરે એ તલકાં ટપકાં રૂપે હોય;

પણ પેટ, પૂંછડી અને છાતી પર વળિયાં જેવા આકારે, પટ્ટા રૂપે હોય. ઝાડનાં પાંદડાં વચ્ચે તડકા–છાયામાં; તલક–ચાંદરડામાં એનું રૂપ આબાદ એકરૂપ થઈ જાય છે. નજર પડે તો યે ન દેખાય તેવું. ટિક...ટિક...ટિક એ કરતી ઊડે ત્યારે જ નજરે પડે.

બસ; આ ટિક...ટિક...અવાજ એને ઓળખવા માટે બસ છે. એના ગળામાં સંગીત નથી; સંગીતનું માર્દવ નથી, સંગીતની માત્રાઓ નથી. એક જ શબ્દ ભર્યો છે અને ટિક...ટિક...તે પણ બિચારી ક્યારેક ઊડતી વખતે જ બોલે છે. નર–કોયલના છોળે ઊડતા ટહુકાર સામે પોતાનું એકપદી કઠોર ગાન લોકોના કાન પર મૂકવા જેવું નથી એ માદા કોયલ સમજી ગઈ લાગે છે.

આખા દિવસનો આ પંખીઓનો વ્યવહાર શો ? વડના ટેટા, પીપળના ભૂના, લીંમડાની લીંબોળીઓ, ઊમરાં, જાંબુડાં અને કેરીઓના કોર ખાવા; લાંબી અણીદાર ચાંચે એ ગર્ભ ખાધા કરે ને ઝાડે ઝાડે ભમ્યા કરે. એનો આખો દિવસ વિશેષ તો ગાનભક્તિ પાછળ જ રોકાઈ જતો હોય છે. ક્યારે ખાય છે તે ખાસ જોવા મળે જ નહિ. એ જીવડાં ખાય છે, પણ એ તો ક્યારેક જ, કોઈકની જ નજરે પડે એમ. એણે કંઠને ફળફળાદીના મધુરરસથી જ મીઠો રાખ્યો છે.

જે નર અને માદા કોયલે મોટો વિભ્રમ ફેલાવી લોકોમાં એક કોયડારૂપે આકર્ષક સ્થાન પ્રાપ્ત કરી લીધું છે એ કોયલનું જીવન બીજી રીતે પણ ભારે કોયડારૂપ છે; આકર્ષક છે.

સંસ્કૃતમાં કોયલને 'પરભૃત્તિકા': પારકાં પાસે પોતાનાં બચ્ચાં ઊછેરાવનારી કહી છે. પહેલાં સૌને એ એક કલ્પના જ લાગતી હતી. પણ વૈજ્ઞાનિકોએ જ્યારે એના પર પણ મહોર મારી ત્યારે સૌ વિસ્મય પામ્યાં. આપણે સંસ્કારી (!) માનવીઓ આપણાં બચ્ચાંને આયાઓને સોંપીને ઉછેરાવીએ; તો પછી પક્ષીસમાજ એ વિલાસથી શા માટે બાતલ રહી જાય? એ વિલાસ ભોગવનાર પક્ષીજગતમાં એક આખો વર્ગ છે. એ વર્ગનું નામ Coccyges (કોકીજીસ) કોયલનો એ વર્ગ. બપૈયો, ચાતક વગેરે કોયલનાં પિતરાઈ આ જ વર્ગમાં આવે છે. તેઓ પોતાનાં ઈંડાં બીજાં પંખીઓ પાસે સેવરાવે છે.

બપૈયો ને ચાતક તો બિચારાં ભોળાં કે એવાં શાંત પંખીઓના માળામાં પોતાનાં ઈંડાં મૂકીને ઉછેરાવે. પણ આપણાં બાળકોએ જેને 'કાગડાની વહુ' કહી એ કોયલે તો કાગડાને જ પોતાનાં ઈંડાંને ઉછેરાવવા પસંદ કર્યો છે. સમગ્ર પક્ષીસમાજનાં ઈંડાં ખાઈ જનારો અને સૌને હેરાન કરનારો કાગડો આ બાબતમાં હાર પામ્યો છે.

વૈશાખ–જેઠ–અષાડ એ કાગડાના માળા બાંધવાના ને ઈંડાં મૂકવાના દિવસોમાં ખ્યાલ રાખી જોશો તો કેટલી યે વાર કાગડા ને કોયલ વચ્ચે સાઠમારી ચાલતી દેખાશે. 'કરુ'...કરુ'' કે 'ટિક...ટિક' કરતા કોયા ઝપાટે આગળ જતા હશે; પાછળ 'કા...કા...' કરતા કાગડા દોટ મારતા હશે. કોયલ ઝપાટામાં આવે જ નહિ. ક્યારેક ઝપાટામાં આવી જાય તો કાગડો એકાદ બે ઠણુકા લગાવી લે ખરો. આ સાઠમારી શા માટે? કાગડાના માળામાં ઈંડાં મૂકી દેવા માટે. કેવી રીતે?

કહેવાય છે કે કાગડાને કોયલ સાથે જુગજૂનું વેર છે. શાને લીધે એ વેર છે તે ખબર નથી. પણ કોયલ બોલે એ એનાથી સહન નથી થતું. આથી માદા કોયલ કાગડાના માળા પાસે છાનીમાની બેઠી હોય ત્યારે નર કોયલ પોતાના એકધારા ટહુકારાથી કાગડાનું માથું પકવે છે. કાગડો પાછળ પડે છે; કાગડી પણ રહી શકતી નથી. બન્ને હૈયાફૂટાં નર કોયલને મારવા દોડી જાય એટલે પાછળથી માદા કોયલ કાગડાના માળામાં ઈંડાં મૂકી પલાયન થઈ જાય છે.

કાગડોકાગડી માળે પાછાં આવી પૂર્વવત કામકાજ શરૂ કરી દે છે. માત્ર Instinct–સાહજિક વૃત્તિથી ઈંડાં સેવતી કાગડી જાણી શકતી નથી કે આ ઈંડું પોતાનું છે કે પારકું. જેનામાં સંખ્યા–ગણતરી કરવાની શક્તિ નથી એવી કાગડી ગણી શકતી નથી કે મારાં ઈંડાંમાં એક–બેનો વધારો થઈ ગયો છે!

માદા–કોયલ ઈંડાં કઈ રીતે મૂકી જાય છે એ હજી કોયડો જ છે. કોઈ કહે છે કે માળામાં બેસી તરત જ ઈંડું મૂકી દે છે; કોઈ કહે છે કે એ પોતાની ચાંચમાં ઈંડું લઈને જ બેઠી હોય છે. કાગડી ઊડી જતાં માળામાં મૂકી આવે છે.

# ગુજરાતના શિલ્પમાં પક્ષીઓ

ડૉ. હરિભાઈ ગૌદાની

કળાના હરેક ક્ષેત્રમાં ગુજરાતે પક્ષીઓને આગવું સ્થાન આપ્યું છે. શિલ્પકામ, ચિત્રકામ, કાષ્ઠકામ, માટીકામ, ભરતકામ, વણુકરી, ગૂંથણકામ અને ધાતુઓના ઢાળકામમાં ગુજરાતમાં પક્ષીઓને વણી લેવામાં આવ્યાં છે. આ બધામાં ગુજરાતના શિલ્પમાં પક્ષીઓ વિશેષતઃ ધાર્મિક દૃષ્ટિએ કોતરાયાં હોય તેમ સ્પષ્ટ દેખાય છે.

ગુજરાતના શિલ્પમાં પક્ષીઓની જાતોમાં રૂંડભેરૂંડ, ગરૂડ, હંસ, મોર, પોપટ, કૂકડો, કાગ, ક્રૌંચ પક્ષી, તેતર, શ્યેનપક્ષી (બાજ), કપોત વિગેરે પક્ષીઓ આવી જાય છે.

ઉપર જણાવેલ પક્ષીઓમાંના મોટા ભાગનાં પક્ષીઓ જુદા જુદા દેવદેવીઓ, જૈન તીર્થંકરો અને જુદા જુદા પ્રકારની બૌદ્ધ મૂર્તિઓના વાહન તરીકે કોતરાયેલ જોવા મળે છે.

રૂંડભેરૂંડ પક્ષીને એક કાલ્પનિક પક્ષી ગણવામાં આવેલ છે, પણ આ પક્ષી અંગે પુરાણોમાં નોંધ થયેલ છે. બે મોઢાવાળું આ પક્ષી અમુક અંશે ગરૂડને મળતું કોતરાયેલ જોવા મળે છે. આ પક્ષીનું એક શિલ્પ વડોદરા જિલ્લાના નર્મદા કિનારાના માલસર ગામના અંગારેશ્વર મહાદેવના સભામંડપમાં મૂકાયેલ છે. પુરાણોમાં લખાયા મુજબ જ્યારે ભગવાન વિષ્ણુએ નૃસિંહ સ્વરૂપ ધારણ કરી પ્રહ્લાદના પિતા હિરણ્યાક્ષને માર્યો પછી ક્રોધવશ બનેલ નૃસિંહ સ્વરૂપ ધારણ કરેલ ભગવાન વિષ્ણુ તપી જઈને જીવ હિંસા કરવા લાગ્યા ત્યારે દેવોની વિનંતીથી શિવજીએ બે ડોકવાળા મહાકાય રૂંડભેરૂંડ પક્ષીનું સ્વરૂપ ધારણ કર્યું અને તેણે પોતાની મહાકાય ચાંચો વતીથી ભગવાન વિષ્ણુના શરીર ઉપરનું નૃસિંહ ભગવાનનું ખોળિયું ખેંચી લીધું, પછી ભગવાન વિષ્ણુ શાંત થયા.

રૂંડભેરૂંડ પક્ષીને એટલું મહાકાય ગણવામાં આવે છે કે તેના પગોમાં હાથીઓને પકડીને ઊડતું દેખાય છે અને ચાંચોમાં પણ હાથી પકડેલા જોવા મળે છે. સફેદ આરસમાંથી કોતરાયેલ માલસરના અંગારેશ્વર મહાદેવનું રૂંડભેરૂંડનું શિલ્પ ખાસ નીરખવા લાયક ગણાય. આવું બીજું શિલ્પ ગુજરાતમાં મારા જોવામાં આવ્યું નથી પણ કેટલાંક શિવમંદિરોના સભામંડપની છતમાં દોઢસોથી ત્રણસો વર્ષ જૂના રૂંડભેરૂંડ પક્ષીનાં ચિત્રો દોરાયેલ જોવા મળે છે. આવું એક સુંદર ચિત્ર અમદાવાદ નજીકના અડાલજ ગામના શિવમંદિરની છતમાં દોરાયેલ છે. બીજું ચિત્ર અમદાવાદ જિલ્લાના દહેગામ તાલુકાના નાંદોલ ગામના રણમુક્તેશ્વર મહાદેવની છતમાં દોરાયેલ છે અને આવા સંખ્યાબંધ ચિત્રો ગુજરાત તથા સૌરાષ્ટ્રના દેવમંદિરોની દિવાલો ઉપર કે છતમાં દોરાયેલ જોવા મળે છે.

ગુજરાતના અસંખ્ય વિષ્ણુ મંદિરોમાંની તેમજ મંદિરોની શૃંગાર મૂર્તિઓ તથા તૂટેલ મંદિરોની રઝળતી કે મ્યૂઝિયમમાં મૂકાયેલી વિષ્ણુ મૂર્તિઓની નીચે ગરૂડની મૂર્તિ કોતરાયેલી જોવા મળે છે. કોઈ કોઈ મોટા વિષ્ણુ મંદિરોમાં મંદિરના સભામંડપમાં જેમ શિવમંદિરમાં નંદીની મૂર્તિ મૂકાયેલી જોવા મળે છે તેમ ગરૂડની સ્વતંત્ર મૂર્તિ મૂકવામાં આવેલી દેખાય છે.

શિલ્પશાસ્ત્રના પુસ્તકોમાં લખાયા મુજબ ગરૂડનું સ્વરૂપ પુરૂષને મળતું કોતરવા લખાયેલ છે. એટલે મોટા ભાગની મૂર્તિઓની નીચે કે સ્વતંત્રરીતે કોતરાયેલ ગરૂડની મૂર્તિઓ પુરૂષ જેવી છતાં ઊડતી કોતરાયેલી દેખાય છે. કોઈ કોઈ મૂર્તિઓમાં ગરૂડની જેમ બે પાંખો કોતરાયેલી દેખાય છે. આ ગરૂડનું કાલ્પનિક સ્વરૂપ ગણાય. છતાં એને ગરૂડપક્ષી ગણી લેવું ઘટે.

સાબરકાંઠા જિલ્લાના શામળાજીના મંદિરમાં ગરૂડની સ્વતંત્ર પ્રતિમા મૂકાયેલી છે. આવી કેટલીક ગરૂડ-પ્રતિમાઓ ગુજરાતના જુદા જુદા વિષ્ણુ મંદિરમાં દેખા દે છે. અત્રે ખાસ યાદ રાખવું જરૂરી ગણાય કે દેવમૂર્તિઓ કે સ્વતંત્રમૂર્તિઓ તરીકે કોતરાયેલ ગરૂડની કોઈ મૂર્તિ ગરૂડપક્ષી જેવી કોતરાયેલ નથી. પણ સંવતના સત્તરમા સૈકા બાદ ઊડતા ગરૂડપક્ષી ઉપર બેઠેલ ભગવાન વિષ્ણુ કે લક્ષ્મી–નારાયણના કેટલાંક ભીંત ચિત્રો દોરાયેલાં દેખાય છે. જૈન યક્ષી અપ્રતિચક્રાનું વાહન ગરૂડ ગણાય છે.

હંસપક્ષી બ્રહ્મા, સરસ્વતી, બ્રહ્માણી માતૃકા, બ્રહ્માણીદેવી તથા વિશ્વકર્માનું વાહન ગણાય છેઃ તદ્-ઉપરાંત હંસ જૈનોના વિજયયક્ષ, કુમારયક્ષ, ગાંધર્વ-યક્ષ, ગાંધારીયક્ષિણી, સોળ વિદ્યાદેવીઓમાં માનસીદેવી, દિગ્પાલોમાં ગુરૂ વિગેરેનું વાહન ગણાય છે. તદ્ઉપરાંત મંદિરના સભામંડપોના શૃંગારમાં તેમ જ સભા-મંડપના છજાને ખૂણે હંસપક્ષીનાં શિલ્પો કોતરવામાં આવે છે. બ્રહ્માજીના મંદિરોમાં જેમ શિવમંદિરના સભામંડપમાં નંદીનું શિલ્પ મૂકાય છે તેમ સભામંડપ-માં હંસપક્ષીનું સ્વતંત્ર શિલ્પ મૂકાય છે. આવું એક સુંદર શિલ્પ સાબરકાંઠા જિલ્લાના ખેડબ્રહ્માના બ્રહ્માજી-ના મંદિરમાં મૂકાયેલ જોવા મળે છે. મોતીની માળા પકડીને ઊડવાની તૈયારી કરતા હંસ પક્ષીના કેટલાંક શિલ્પો વલભીપુર નગરના મોટા મહાદેવના મંદિરના છજા ઉપર મૂકાયેલાં દેખાય છે. ગુજરાતમાંથી બ્રહ્માજીની અસંખ્ય મૂર્તિઓ મળી આવી છે. એ મૂર્તિઓ નીચે હંસપક્ષીનાં શિલ્પો કોતરાયેલ દેખાય છે. કેટલાંક મંદિરો અને વાવોને શૃંગારની રૂપપટ્ટિકાઓમાં હંસની હરોળો કોતરાયેલી દેખાય છે. અડાલજની વાવની રૂપપટ્ટિકા નીરખવાથી આ વાતનો ખ્યાલ આવી શકે.

અત્રે ખાસ યાદ રાખવું જરૂરી છે કે શિલ્પ-શાસ્ત્રના કોઈ પુસ્તકોમાં સરસ્વતીનું વાહન મોર ગણાયેલ નથી. પણ મોરપક્ષી શિવપુત્ર કાર્તિકેયનું વાહન ગણાય છે. કાર્તિકેયા માતૃકા તથા કાર્તિક પત્ની કાર્તિકેયાની મૂર્તિ નીચે મોર વાહન તરીકે કોતરાયેલ જોવા મળે છે. મોર પક્ષીને શિલ્પમાં કોતરીને તેનો ઉપયોગ મંદિરોના શૃંગાર તરીકે ભાગ્યે જ કરાયેલ જોવા મળે છે. અડાલજ ગામના કોળીવાસમાં મૂકાયેલ કાર્તિકેયની મૂર્તિના પગ પાસે મયૂર વાહન કોતરાયેલ જોવા મળે છે. વડનગરના અંબામાતાના મંદિર પાસે મૂકાયેલ કાર્તિકેયની મૂર્તિ પાછળ મોરનું વાહન કોતરાયેલ દેખાય છે. જૈનોની ષોડશ વિદ્યાદે-વીઓમાં પ્રજ્ઞપ્તિદેવીનું વાહન મોર ગણાય છે. જૈનપક્ષી બાલાદેવીનું વાહન પણ મોર ગણાય છે તદ્ ઉપરાંત ષણ્મુખયક્ષ,, ત્રિમુખયક્ષ વિગેરેનું વાહન પણ મોર ગણાય છે.

હિંદુઓની દસ વિદ્યાદેવીઓમાંની માતંગી દેવીની મૂર્તિ, પોપટની વાણી સાંભળતી હોય તેવી બનાવવા માર્કંડેય પુરાણમાં લખાયેલ છે. માતંગીમાતા સિવાય શિલ્પમાં દેવમૂર્તિઓ સાથે પોપટ ભાગ્યે જ જોવા મળે છે પણ શુકલેખન એટલે કે પોપટ સાથે ખેલતી અપ્સરાની ઘણી મૂર્તિઓ પુરાણા મંદિરોની શૃંગાર મૂર્તિઓ તરીકે મળી આવી છે. આવી એક સુંદર મૂર્તિ સાબરકાંઠા જિલ્લાના ભેટાળી ગામના શિવપંચાયતન મંદિરના મંડોવરમાં મૂકાયેલી દેખાય છે. કોઈ કોઈ વાવોમાં વાવોની દિવાલે પોપટની પ્રતિ-કૃતિઓ કોતરાયેલી જોવા મળે છે તદ્ ઉપરાંત વાવોના તથા દેવ મંદિરોના ગવાક્ષો ઉપરના દોઢિયાના શૃંગા-રમાં પોપટની પ્રતિકૃતિઓ કોતરાયેલ દેખાય છે સાબરકાંઠા જિલ્લાના ઈડર નજીકના લિંભોઈ ગામની મોટી વાવના ગવાક્ષો ઉપર પોપટની સંખ્યાબંધ પ્રતિકૃતિઓ કોતરાયેલ છે.

દેવી બહુચરામાતાનું વાહન કૂકડો ગણાય છે, એટલે બહુચરામાતાના મંદિરોમાં માતાના વાહન તરીકે માતાની મૂર્તિની નીચે કૂકડો કોતરાયેલ હોય છે. મહેસાણા જિલ્લાના બહુચરા માતાના મોટા મંદિરની બહુચરામાતાની મૂર્તિનું વાહન કૂકડો દેખાય છે. સુરેન્દ્રનગર જિલ્લાના ફ્રૂમઠ ગામ નજીકના દ્રૌપદી કુંડની દિવાલે બહુચરામાતાની સુંદર મૂર્તિ કોતરાયેલ છે એ મૂર્તિમાં કૂકડા ઉપર બહુચરા માતાજી બેઠેલાં દેખાય છે.

શિવપુત્ર કાર્તિકેયના હાથમાં કૂકડાનું આયુધ મૂકવામાં આવે છે. રાજકોટ જિલ્લાના ઢાંક ગામના શિવમંદિરમાં મૂકાયેલ કાર્તિકેયની મૂર્તિના હાથમાં કૂકડાનું આયુધ કોતરેલ દેખાય છે.

દક્ષિણ દિશાના દેવ યમના એક હાથમાં કૂકડાનું આયુધ જોવા મળે છે. આ બાબત શિલ્પ-શાસ્ત્રના મોટા ભાગના પુસ્તકોમાં નોંધ થયેલ છે. મહેસાણા જિલ્લાના આખજ ગામના શક્તિકુંડમાંથી મળી આવેલ દિગ્પાલ યમની મૂર્તિના હાથમાં કોતરાયેલ કૂકડાનું આયુધ ખાસ નીરખવા લાયક ગણાય. સુરેન્દ્રનગર જિલ્લાના જૂની સાંકળી ગામના ડોળીના મંદિરમાં યમના હાથમાં કૂકડો મૂકાયલ દેખાય છે.

દેવના વાહન તરીકે કાગ પક્ષીને કોતરવા અંગે કોઈ શિલ્પ વિષયક પુસ્તકમાં નોંધ થયેલ નથી, છતાં કવચિત નાગદેવનું વાહન કાગડો કોતરવામાં આવે છે. આવી એક નાગદેવની મૂર્તિ પંચમહાલ જિલ્લાના સંતરામપુરના મંદિરમાંથી મળી આવી છે. કેટલાંક મંદિરોના ભીંતચિત્રોમાં કાગ પક્ષીનાં ચિત્રો દોરાયેલ જોવા મળે છે.

ક્રૌંચપક્ષી એ આકાશમાં ઊડતું કૂંજ તથા હંસને મળતું પક્ષી ગણાય છે, અને જૈનોના પાંચમા તીર્થંકર સુમતિનાથનું એ વાહન ગણાય છે. જૈનોના સુમતિનાથના દેરાસરમાં ક્રૌંચ પક્ષીના શિલ્પ ભગવાન સુમતિનાથની મૂર્તિની ગાદી ઉપર કોતરાયેલ જોવા મળે છે. અમદાવાદની હઠીભાઈની વાડીમાં મૂકાયેલ સુમતિનાથની મૂર્તિ નીચે મૂકાયેલ ગાદી ઉપર ક્રૌંચ પક્ષીનું શિલ્પ કોતરાયેલ દેખાય છે.

તેતર પક્ષી કોઈ દેવનું વાહન ગણાતું નથી પણ કેટલાંક સોલંકીયુગી મંદિરોની રૂપપટ્ટિકામાં તેતરપક્ષીનાં શિલ્પ કોતરાયેલ દેખાય છે, મહેસાણા જિલ્લાના ધીણોજ ગામમાં આવેલ ક્ષેમંકરી દેવીના મંદિરના સભામંડપની બહાર તેતરનાં કેટલાંક શિલ્પો કોતરાયેલાં દેખાય છે. સાબરકાંઠા જિલ્લાના ગઢા શામળાજીના મંદિરની છત ઉપર તીતરનાં ચિત્રો ચીતરાયેલાં દેખાય છે.

શ્યેનપક્ષી કે બાજપક્ષી એ જૈનોના ચૌદમા તીર્થંકર અનંતનાથનું લાંછન ગણાય છે. અને અનંત-નાથની જૈન મૂર્તિઓની ગાદી નીચે બાજપક્ષીની પ્રતિકૃતિ કોતરાયેલ જોવા મળે છે. બનાસકાંઠા જિલ્લાના કુંભારિયાના દહેરાના સમૂહમાં નેમીનાથના દેરાસરની દેવકુલિકામાં મૂકાયેલ અનંતનાથની મૂર્તિ નીચે બાજ-પક્ષીનું શિલ્પ કોતરાયેલ જોવા મળે છે.

કપોત પક્ષી એટલે કબૂતર કોઈ દેવોનું વાહન ગણાતું નથી છતાં કેટલાંક મંદિરોની રૂપપટ્ટિકામાં કપોતનાં શિલ્પો કોતરાયેલાં દેખાય છે. મહેસાણા જિલ્લાના મોટપ ગામના પક્ષીરાજના મંદિરની રૂપ-પટ્ટિકામાં કપોતનું શિલ્પ કોતરાયેલ દેખાય છે. ખેડા જિલ્લાના વડથલ ગામની વાવમાં કપોતની સુંદર પ્રતિકૃતિ કોતરાયેલ દેખાય છે.

દેવમંદિરોની શૃંગાર મૂર્તિઓમાં ઉપર જણા-વેલ પક્ષીઓ ઉપરાંત બગલાં, ચકલાં તથા બીજાં કેટલાંક પક્ષીઓની પ્રતિકૃતિ કોતરાયેલી દેખાય છે આ રીતે ગુજરાતની શિલ્પ સૃષ્ટિમાં પક્ષીઓનું અનેરું સ્થાન ગણાય છે.

---

## પારેવાં – શક્તિસ્વરૂપ

જૂનાગઢમાં રા'નવઘણ ગિરપંથકમાં આવેલ આલીંદર બોડીંદર ગામ છોડી તેની માતા સાથે તળાજા થઈને વહાણ વાટે ભરૂચ ગયેલ. ત્યારે નાની ઉમરના રા'નવઘણને ભૃગુકચ્છના રાજકુમાર સાથે ગેડીદડો રમવાનો પ્રસંગ પડયો. આ પ્રસંગે પોતાના પુત્રની જીત થાય તે માટે રા'નવઘણની માતાએ આભમાં ઊડતા પારેવાને સંબોધીને કહેલ કે :

પારેવડા પરભાત, કોઈ ઘૂમે ને ઘેરા વળે;
દડો દોટાવણહાર, લીધે જા લાડ ઘેલડી.

હે પ્રભાતમાં ઊડતાં પારેવાં ! મારા દીકરા રા'નવઘણનો દડો પાંખે ચડાવીને વધારે આગળ લઈ જજો. લોકોક્તિ મુજબ શક્તિદેવીએ આ વખતે પારેવીનું રૂપ ધારણ કરીને રા'નવઘણનો દડો આગળ દોટાવી નવઘણને જીતાડેલો.

ડૉ. હરિભાઈ ગૌદાની

# વિયોગી–ગાયક બપૈયો

જયમલ્લ પરમાર

અરે પપીહા બાવરા, આધી રાત મ ફૂક;
હજુ હજુ હું સળગતી, ત્યાં તેં મારી ફૂંક.

આટલો વસમો એનો આર્તનાદ છે. પ્રિયતમ વિરહી અને પ્રભુવિરહી એવા બેયનાં ધ્યાનને ચલિત કરનારા આ બપૈયા અંગે ઘણી જુદી જુદી માન્યતાઓ કહેવાય છે. અને આ માન્યતાઓના આધાર ઉપર ભારતની બધી ભાષાઓનાં સાહિત્યમાં બપૈયા અંગે સુંદર–સાહિત્ય સર્જાયું છે.

શકરા અને બાપૈયાના દેખાવમાં બહુ ફેર ન હોતાં બાપૈયાંને ગુજરાતમાં શકરો–બાજ કહે છે એવી ગેરસમજ ભારત સરકારના પ્રકાશન ખાતા તરફથી પ્રગટ થયેલ 'ભારત કે પક્ષી' નામક પુસ્તકમાં પણ રહેલી છે. જુદા જુદા સાહિત્યમાં એને ક્યાંક ચાતક પણ સમજી લઈને ચાતક–બપૈયાને એક માનીને સંબોધન થયેલ છે.

रे रे चातक सावधान मनसा मित्र क्षणं श्रूयताम्
अंभोदा बहवो वसन्ति गगने सर्वेऽपि नैतादृशा :
केचिद् वृष्टिभिरार्द्रयन्ति वसुधां, गर्जन्ति केचिद्वृथा
यं–य पश्यति तस्य–तस्य पुरतो मा ब्रुहि दीनं वच:

અરે ભલા ચાતક ! જરા ખ્યાલ તો કર ! આભામંડળમાં અનેક પ્રકારનાં વાદળ હોય છે. એમાંથી કેટલાંક અનરાધાર વરસે છે ને કેટલાંક ઠાલાં ગરજે છે. ત્યારે એમાંથી કોઈને ઓળખ્યા વગર જ્યાં ત્યાં પિયુ પિયુની આર્જવતાભરી દીનતાનાં વેણ શા માટે ઉચ્ચાર્યા કરે છે?

બપૈયો પાલર વિણ પાણી પીતો નથી. એટલે કે સ્વાતિ નક્ષત્રમાં જળ વરસે એનાં બુંદ અધરોઅધર પીએ છે, એના કંઠમાં છીદ્ર છે વગેરે માન્યતાઓનો આ શ્લોક ઘોતક છે. વળી સમયના મેળ વગર બાપૈયો સવાર, બપોર, સાંજ મંડાતો હોય છે.

બાર બાર માસના વિજોગ ભાંગવા આ બપૈયો મંડાણો હોય છે. 'પો...પિયા' એવા અનવરત ગાને આપણને આકર્ષી રાખે. કૃષ્ણવિરહી ગોપીઓમાં તો એવો ત્રાસ ફેલાવી દીધો કે ઉદ્ધવજી સાથે એણે ફરિયાદ કહેવરાવી કે આ પપીહા કાંઈ સ્વાતિના બુંદનો તરસ્યો નથી પણ અમારા લોહીનો તરસ્યો છે.

ઉધો, યહ ઉધમ બતાય દીજો મોહન સોં,
વ્રજમેં સુવાસો ભયો અગિન અવાસો હૈ;
પાતકી પપીહા જલપાનકો ન પ્યાસો,
કાહુ બિથિત વિયોગીની કે પ્રાનનકો પ્યાસો હૈ.

એકને અકારો લાગ્યો ને બીજીને પ્રાણ પ્યારો લાગ્યો:

સખી રી ચાતક મોહિ જિયાવત
જૈસેહિ રૈનિ રહો હોં 'પિવ–પિવ'
તૈસેહિ પુનિ પુનિ ગાવત
અતિહિ સુકંઠ દાહુ પ્રીતમ કો તારૂ જીભ ન લાવત,
આપુ ન પીવત સુધારસ સજની,
બિરહિનિ બોલ પિઆવત.
જો એ પંછી સહાય ન હોતે,
પ્રાણ બહુત દુ:ખ પાવત,
જીવન સફલ સૂર તાહીકો,
કાજ પરાએ આવત.

પણ કદી યે એનું રૂપ જોવા પ્રયત્ન ન કરશો. એ જોવા જેવું જ નથી. એ અવધૂતે પોતાના સમગ્ર દેહનું સૌંદર્ય જાણે કંઠમાં સીંચી દીધું છે. એમાંથી એણે નિપજાવ્યું છે અવરિત તીવ્ર ગાન. એનો દેહ દસ વાર જોશો તો યે ભૂલી જશો, પણ એનું ગાન એકાદવાર સાંભળશો તો યે કદી નહિ વીસરાય. એના ગાનમાં માર્દવતા નથી, ઝાઝી સ્વરપરંપરા નથી, હૈયાને ઠારે એવી ઠંડક નથી; છતાં યે એનું ગાન મનોહારી છે, કારણ એના ગાને એક ભાવનું પ્રતિનિધિત્વ મેળવ્યું છે. એ ભાવ છે વિરહાગ્નિનો. પોતાના પ્રિયજનને મળવા તલસતો છતાં ન મળી શકતો

અંતર વલોવીને જે ગાન ઉચ્ચારે એ કદી યે મૃદુ ન હોય; એતો હોય પોતાનું હૈયું ચીરતું અને સાંભળનારનાં હૈયામાં પણ ચીરા પાડતું. બપૈયાનું ગાન આ ભાવ રજૂ કરે છે.

માત્ર ત્રણ જ અક્ષરો–'પે....પિયા.' એમાં યે પહેલા અક્ષરને લંબાવીને પાછલા બે અક્ષરો એ સાથે જ ભણી જાય છે. પણ એનું આ દ્વિપદી ગાન ઝાડીઓ ને વાડીઓ, જંગલો અને બગીચા ગજવી મૂકે છે. ૧ા–૨ માઈલથી પણ સાંભળી શકાય છે.

હળવેથી એ ગાવાની શરૂઆત કરે. પછી એ છલંગો મારતો સંગીતની માત્રાઓનાં પગથિયાં ચડતો જાય છે. ડુંગરનાં પગથિયાં ચડનાર કોઈ થાકી ગયેલ જાત્રાળુની પેઠે નહિ, પણ છલંગો મારતા ને ચાર ચાર પગથિયાં સાથે કુદાવી જતા કોઈ જુવાન અવધૂતની જેમ. એક છલાંગ, બે છલાંગ, ત્રણ છલાંગ; સ્વર ચડયો, ચડયો, ચડયો. સ્વર જાણે તૂટયો કે તૂટશે થાય. ચાલતાં ચાલતાં સાંભળતા હોઈએ તો આપણે થંભી જઈએ, પણ એની માત્રા તો વધતી જાય. આપણાં હૈયાં પણ ઊંચાં થઈ જાય. અચાનક ...સાવ બંધ. સ્વર તૂટયો માટે નહિ, પણ જાણે સરપને ખૂબ ખેલાવી, ઝપટ મારીને મદારી કરંડિયામાં પૂરી દે તેમ એ સ્વરને ગળામાં પૂરી દે છે. આમ એની આ તીવ્ર ગાન–પરંપરા કલાકો સુધી ચાલે, કલાકો સુધી શાંત રહે. કયારેક એ ખરા બપોરને પોતાના કંઠથી ગાળી નાખે. કયારેક સાંજથી શરૂ કરી આખી રાત વનરાઈને ગજવ્યા કરે.

પણ સવારે સાંભળો કે બપોરે, સાંજે સાંભળો કે મધરાતે, એના કંઠની તીવ્રતા તો એકસરખી જ. એ તીવ્રતાએ અનેક વિરહી જનોનાં હૈયાંને ગાળી નાખ્યાં હશે, ચીરી નાખ્યાં હશે. જોગાનજોગ, એના અક્ષરો પણ પે...પિયા : 'પિયુ' શબ્દની નજીકના જ હોઈને એ વિરહી જનોને વિશેષ હેરાન કરે છે. મીરાંબાઈ જેવી ભક્ત બાઈની નજરે પણ એ શબ્દ–સામ્ય ચડી ગયેલું અને એણે ગાયેલું કે :

> पपैया रे पिवकी वाणी न बोल
> सुणि पावेली विरहीणी रे,
> थारीराळेली पांख मरोड.

'હે બપૈયા ! તું 'પિયુ'એ શબ્દો ન બોલ. કોઈ વિરહિણી સાંભળશે તો તારી પાંખ મરડીને તોડી નાખશે.'

પછી મીરાં પોતે જ જાણે એ વિરહિણીની ઈર્ષાનો ભાવ અનુભવતાં હોય તેમ ગાવા લાગે છે કે :

> चांच कटाउं पपैइया रे, उपर कालो लूण,
> पिव मेरा, मैं पिव की रे, तू पिव कहै सं कूण ?

'પિયુ તો મારા છે અને હું પિયુની છું. તું પિયુ શબ્દ બોલનારો કોણ ? તારી ચાંચ કાપીને ઉપર મીઠું ભભરાવું !'

મીરાં આટલા જોરથી બોલી શકે છે, કારણ કે એના પિયુ પ્રભુ છે. પણ અન્ય વિરહિણીની શી દશા થતી હશે ? કોઈ રાજસ્થાની બાઈએ પણ એની ચાંચ કાપવાની વાત કરી, પરંતુ શા માટે ?

> वावहिया ! तूं चोर, थारी चांच कटावसूं,
> रात ज दीनी लोर, मैं जाण्यो पिव आवियो.

'હે બપૈયા ! રાતને સમયે તેં 'પિયુ' એવી રાડ નાખી તેથી મેં જાણ્યું કે જાણે મારો પિયુ આવ્યો. હે ચોરટા, તારી ચાંચ જ કાપવી જોઈએ ને !'

દુ:ખે સળગતી એ વિરહિણી બપૈયાને સમજાવે છે કે :

> वावहिया, पियु पियु न कहि, पियुको नाम न लेय,
> कोइक जागै विरहिणी, तडफ तडफ जिउ देय.

'હે બપૈયા ? તું 'પિયુ, પિયુ' ન બોલ. કોઈ વિરહિણી જાગશે તો તડફી તડફીને જીવ દેશે.' કાં ?

> पीहु पीहु करणरो, बूरी पपीहा वाण,
> थारो सहज सुभाव ओ, म्हांरे लागै वाण.

'તારે માટે 'પિયુ, પિયુ' શબ્દ સહજ સ્વભાવ અનુસાર છે, પણ મને તો એ વેણે વેણે જાણે બાણ લાગે છે.'

અષાઢ અને શ્રાવણ એ એના ગાનની ટોચના દિવસો. આકાશમાં ઘટાટોપ વાદળ છાઈ ગયાં હોય, વીજળી સબાકા નાખતી હોય, મોરલા 'ટેહુક...ક,

કેહુ.. ક' નાદે ગહેકતા હોય. ત્યારે એ ગહેકાટને એક-સરખો જવાબ આપતો હોય તો તે બપૈયો. ચોમાસાની આ અંધારઘોર રાતો વિરહી જનોના અંતરના તારેતારને ઝણઝણાવી રહેતી હોય છે ત્યારે બપૈયાનું ગાન એ તાર પર જાણે આંગળીનાં ટેરવાં ફેરવી કારુણ્યના સૂર ઊભા કરે છે. એનું અષાઢી ગાન સ્ત્રીઓના રાસડામાં ઊતર્યું છે:

અષાઢે ધમધોરિયા ને
વાદળ ગાજે ઘોર,
બાપૈયા પિયુ પિયુ કરે ને
મધરા બોલે મોર–

જેમ કોયલનો વૈશાખ માસ તેમ બપૈયાનો અષાઢ માસ. આ માસમાં બપૈયાને વેદના ઠાલવતો જોઈને લોકોએ બપૈયાને વરસાદનો પ્રિયજન માની લીધો છે:

हे सखि ए, परदेश ग्रो, तनह ने जावै ताप,
बावहियो असाढ जिम, विरहिण करे विलाप.

'હે સખી! મારો પિયુ પરદેશ વસે છે. શરીરમાં અગ્નિ ધખે છે. બપૈયો અષાઢમાં જેમ વિલાપ આદરે છે તેમ વિરહીણી પણ વિલાપ આદરે છે.'

શા માટે?

बावहियो ने विरहिणी, दोनुं एक सुभाव
जब ही बरसे घन घणो, तब ही कहे प्रियाव.

'બપૈયો અને વિરહિણીનો એક જ સ્વભાવ છે. વરસાદ વધુ વરસે તેમ તેમ 'પિયુ આવ' 'પિયુ આવ' એવી એમની વિલાપવાણી વૃધતી જાય છે.'

વરસાદ અને બાપૈયાની જોડીનું રૂપક તો શોભાવ્યું છે બરડામાં મેહ જેઠવા માટે વલવલતી ઉજળીએ–

મે મે કરતાં અમે, બાપૈયા થોડે બોલીએ,
નજર વિનાનો ને(હ), બાધે નહિ બરડાધણી!

વરસાદ અને બાપૈયાની મિત્રાચારીની વિશેષ મુક્ષવણી કરતાં આપણા લોકોએ એને વરસાદનું પાણી અદ્ધરથી જ ઝીલી લેતો કલ્પ્યો. ઉજળીએ પણ ગાયું છે:

બાપૈયો બીજે, પાલર વણ પીવે નહિ,
સમદર ભરિયો છે, (તો ય) જળનો ઓટે જેઠવા!

'હે જેઠવા! સમદર ભર્યો હોય તો યે પાલર પાણી પીનારો બાપૈયો એમાંથી ટીપું યે ચાખે નહિ.'

સુંદર છે એ કલ્પનાઓ. પણ આપણે એના ગાનની વાસ્તવિકતા ભૂલી શકીએ નહિ. છેલ્લે કલ્પનાકારોનું મન માર્ગ ચાતરી ગયું હશે, પણ એના ગાને વિરહી જનોનાં હૈયાંને તૃપ્ત કર્યાં હશે એમાં રજમાત્ર શંકા નથી. એની સાક્ષી આજે પણ એનો સૂર પૂરે છે. એના ગાનના સૂર જ એવા છે, જાણે કે હૈયાના તારને હલમલાવે છે, 'કાંઈક અધૂરું' છે એવો હૃદયમાં ભાવ મૂકી જાય છે, જૂનાં સંસ્મરણો તાજાં કરે છે.

એના ગાને પ્રિયજનોના વિરહીઓને જ નહિ, પણ સંસાર ત્યાગીને ભેખ ધારણ કરેલા અડગ જોગી જેવા ભરથરીને પણ એક સમય જૂનાં સંસ્મરણોમાં ફેંકી દઈને દુઃખી દુઃખી કર્યા હતા, તેમ આપણા ભજનિકો ગાય છે:

બાપૈયા જીવો...જીવો.
મેડિયું સાંભરિયું મને, મોલાતું સાંભરિયું ને,
સાંભર્યાં ઉજેણીનાં રાજ, બાપૈયા જીવો જીવો,
કર ને વાતું, વીરા! કરી લે વાતડિયાં,
કર ને કમાવેલા જોગ, ભેખ તો લીધો હવે નહિ મટે.

બાપૈયાને બોલે બોલે એને સફરા નદી, સિદ્ધવડ, ઘોડા ને ઘોડારું. વાડીઓ ને બાગબગીચા બધાં સાંભરેલાં. પણ એ કહે છે; હે ભાઈ બપૈયા! બોલ, બોલ, બે ઘડી હૈયાની સાથે વાતો કરી લે. પણ લીધા ભેખ તો હવે છોડાવાના નથી.

વૈરાગી ભરથરીની જેમ મીરાં જેવી ભક્ત બાઈ પણ વારંવાર ગિરધરલાલની પ્રતીક્ષા કરતાં બપૈયાને ઠેરઠેર યાદ કરે છે કે:

દાદુર મોર પપહિયા બોલે, કોયલ મધુર નાદ,
હરિ આવનકી અવાજ–

પોતાના ભક્તોને યે વહાલા આવા બપૈયાને કૃષ્ણ કેમ વિસારી શકે ? હવેલીઓમાં વસંતના દિવસોમાં લાલજીની મૂર્તિ પાસે બપોરે લાકડાનાં પંખીઓ રાખીને બોલાવવામાં આવે છે, તેમાં બપૈયા, મેના, પોપટ રાખવામાં આવે છે. એમાં અગ્રસ્થાન બપૈયાનું જ. ચાવી દબાવતાં જ બપૈયો કૃષ્ણ મહારાજને આષાઢનું ગાન સંભળાવે છે.

એના ગાનમાં બીજી પણ એક વિશિષ્ટતા છે. જે પ્રદેશમાં બપૈયા વધારે સંખ્યામાં વસતા હોય છે ત્યાંના નિરીક્ષકો એમ કહે છે કે બપૈયા ગાય છે જાણે સાંકળ રચીને. ચાર–પાંચ માઈલના વિસ્તારમાં બેઠેલ બપૈયામાંથી એક બપૈયો ગાનની શરૂઆત કરે; બીજો એને ઝીલે, પછી ત્રીજો, ચોથો, પાંચમો. આમ એ તીવ્ર ગાનનું કુંડાળું રચાઈ એ ગાનના ચકરાવા રચાય છે અને એ ચકરાવામાં આખા વનને જાણે હિલોળી લે છે. ચકરાવાનું એ સંગીત સાંભળવા કેટલા યે માણુસો ઘેલા થઈ ને ભટકે છે.

પણ દૂર દેશાવરથી નોકરી કરવા આવેલા યુરોપિયનોને આ સંગીત નથી ગમ્યું. ઉનાળાની અહીંની ગરમી અને ચોમાસાના ધામથી બફાતા યુરોપિયનોને બપૈયાનો આ તીવ્ર કલશોર મગજમાં મીઠું ભભરાવતો લાગ્યો છે. આથી એમણે એને The Brain–fever–Bird : મગજખાઉ પંખી તરીકે ઓળખાવ્યો છે. એટલેથી નહિ અટકતાં કેટલા યે યુરોપિયનોએ ખરે બપોરે ઝાડીએ ઝાડીએ ભમી, બપૈયાને ગોળીએ માર્યો છે.

બપૈયાએ પોતાના રૂપને ઓગાળીને જાણે સ્વરનું સ્વરૂપ આપ્યું છે. એને થતું હશે કે સાંભળવા જેવું હોય તો તે મારું ગાન છે. શા માટે લોકોને મારું રૂપ જોવાની ઈચ્છા થાય છે? લોકોની આવી ઈચ્છાને અંગૂઠો બતાવતા જ એ ઝાડીઓમાં વસે છે. ખાસ કરીને ટંગલી ટોચોનાં પાંદડાંના ઝૂમખાઓમાં. એ કદી જમીન પર ઊતરતો જ નથી, પણ પ્રકટ થઈ જવાય એવી ખુલ્લી ડાળી પર પણ બેસવું નાપસંદ કરે છે. આથી જ એને સાંભળનારા વિશેષ મળી આવશે, જોનારા થોડાક જ.

જેનું સમગ્ર ચેતન એક જ લક્ષ્યબિંદુ–ગાન પાછળ જ વપરાતું હોય એ બપૈયાના દેહમાં પછી જોર ક્યાંથી રહે ? એથી તો એના શરીરની અકડાઈ મારી નહિ ગઈ હોય ! એ બેસે છે ત્યારે ડીલને ઢળકતું મૂકીને, પૂછડીને પહોળી કરીને. દૂરથી નજરે ચડે તો આબેહૂબ શકરા જેવો જ એનો દેખાવ લાગે. પણ શકરો બેઠો હોય છે અક્કડ, તાણેલા તીર જેવો. આંખો જાણે લક્ષ્ય વીંધવા જ ફરતી હોય તેવી; પણ બિચારો બપૈયો બેઠો હોય છે ઢીલોઢફ. બપૈયો અને શકરાના રૂપમાં એટલું સામ્ય છે કે ક્યારેક ભુલાવામાં પડી જવાય. આ સામ્યને કારણે એનું અંગ્રેજી નામ The common Hawk–cuckoo 'ધી કોમન હૉક કકુ' પડયું છે. બન્નેનો રંગ સરખો, દેહનું પ્રમાણ લગભગ સરખું. પણ બપૈયાની ચાંચ વચ્ચેથી વળેલી. પૂંછડી લાંબી, જ્યારે શકરાની ટૂંકી. વધારામાં આમથી તેમ ઊડયા કરવાનો, ડીલ ફુલાવ્યા કરવાનો અને ગળામાંથી ઘોઘરો ધીમો અવાજ કાઢવાનો. બપૈયાનો સ્વભાવ એને શકરાથી એકદમ જુદો પાડી બતાવે છે.

વૈશાખ જેઠ માસમાં પોતાના ઉન્મત્ત ગાનથી વાતાવરણને ભરપૂર કરતી કોયલ પછી અષાઢ–શ્રાવણને ગાનથી ભરપૂર કરનાર બપૈયો કોયલનો માત્ર ગાન–અનુગામી જ નથી, પણ એક કુટુંબીજન છે એમ જાણવા મળે તો નવાઈ ન પામશો. બપૈયો એ કોયલના વર્ગનું પંખી છે. એની દેહરચના, ચાંચ અને લાંબી પૂંછડી પરથી જ નહિ, પણ પારકાં પાસે ઈંડાં ઉછેરાવવાના સ્વભાવથી પણ એ કોયલનો સગોત્રી છે. કોયલ પોતાનાં ઈંડાં કાગડા પાસે સેવરાવે છે, તો બપૈયો પોતાનાં ઈંડાં લેલાં પાસે સેવરાવે છે. એના શકરા જેવા દેખાવને કારણે એની માદાને અચાનક આવતી જોઈને લેલાં માળો છોડી ઊડી જાય છે, ત્યારે માદા–બપૈયા લેલાંના માળામાં ઈંડાં મૂકી દે છે. બપૈયાનાં ઈંડાં લેલાંના ઈંડાં કરતાં સહેજ મોટાં હોય છે, પણ જુદાં તારવવાં મુશ્કેલ. જૂન–જુલાઈ આસપાસ એ પોતાનાં ઈંડાં મૂકે છે.

પારકો માલ પચાવી પાડવો એનું નામ ગુંડાગીરી, એમ જ પારકા પાસે ઈંડાં ઊછેરાવવાં એ પણ ગુંડાગીરી નહિ તો બીજુ શું? આ ગુંડાગીરી વારસાગત મળે છે તે કોયલનાં બચ્ચાં કાગડાનાં બચ્ચાંને ચાંચો મારી બતાવી આપે છે. બપૈયાનાં બચ્ચાં પણ કોયલનાં બચ્ચાંની જેમ લેલાંનાં બચ્ચાંને ચાંચો મારીને આ વારસાગત ગુંડાગીરી પુરવાર કરી આપે છે. એક તો ચોરી ને ઉપર જાતાં શિરજોરી, ગાનની એકોપાસનામાં એણે રૂપ ગુમાવ્યું છે, સાથેસાથે એણે ઈંડાં-ઉછેરનું માતૃત્વ પણ ગુમાવ્યું છે.

વિરહી જનોના ગાયનના આવા એકનિષ્ઠ ગાયકનો આપણા સૌરાષ્ટ્રને કેટલોક લાભ મળ્યો છે? સૌરાષ્ટ્ર વિશેષ ડુંગરાળ અને ઓછી ઝાડીવાળો પ્રદેશ કહી શકાય. બપૈયો ઝાડીવાળા પ્રદેશનો જ નિવાસી છે, આથી સૌરાષ્ટ્રના થોડા જ ભાગને એનો લાભ મળે છે. સૌરાષ્ટ્રના પૂર્વ કિનારે ભાવનગર અને શિહોર આસપાસનાં આંબાવાડિયામાં અને ગિરગિરનારનાં જંગલોમાં એ રહે છે. કદાચ બરડામાં પણ વાસો કરતો હોય. આ પ્રદેશમાં યે તેના જોડાં કોયલ જેટલાં નથી આવતાં; માઈલોના વિસ્તારમાં એકાદ બે જોડાં જ. ઝાલાવાડ, હાલાર અને સોરઠનો ઘણોખરો ભાગ- એના આગમનથી વંચિત રહે છે.

સૌરાષ્ટ્રનો આટલો ભાગ પણ એને બારે માસ પોતાને ત્યાં રાખવામાં બડભાગી નથી થયો. બપૈયો કોયલની જેમ જ પ્રવાસી પંખી છે. આપણે ત્યાં એ લગભગ એપ્રિલ માસની આસપાસ આવે છે અને ઓગષ્ટ માસમાં લેલાં એના બચ્ચાં ઉછેરી લે એટલે ઓકટોબર-નવેંબરમાં રવાના થઈ જાય છે. આપણે ત્યાં તે દક્ષિણ ભારત તરફથી આવવાની માન્યતા પ્રવર્તે છે. એ બાજુના પક્ષી-નિરીક્ષકોની નોંધ- મેળવી જોઈએ તો સાચો ખ્યાલ આવી જાય.

એનો ખોરાક મુખ્યત્વે વનફળ છે. વૈશાખ-જેઠ માસમાં પાકતાં આપણા ફળફળાદી ઉડાવે છે. ગુજરાતમાં ખેતરોમાં પડતા કાતરા: Hairry-catterpillars 'હેરી કેટરપીલર્સ' નામના, ખેડૂતોના પાકને અનહદ નુકસાન કરનારાં જીવડાંને એ દેખ્યાં ય નથી મૂકતો. એ રીતે ગુજરાતની ખેતીને એ ઘણો મદદગાર ગણાયો છે. આવાં જીવડાં ખાઈ જતો હોવાને કારણે દક્ષિણ, યુક્તપ્રાંત, બંગાળા અને આસામમાં એ 'રક્ષિત'-Protected પંખીની નામાવલિમાં મુકાયો છે.

---

## આગમના ભજનમાં પક્ષીઓ

વીરા મારા! આવ્યાં છે આગમ ઢૂકડાં, તમે ચેતો ચેતણહાર
વીરા મારા! જોઇ વિચારી સંતો તમે, ચાલજો - ટેક.
વીરા મારા! કાળી કોયલ તેદી ધોળી હશે, તે દી ઉજળા હોશે કાગ;
વીરા મારા! નાગરવેલે ફળ લાગશે, તે દી નિરવિખ હોશે નાગ. જોઈ.
વીરા મારા! નાનેરો મોટેરાને નહિ નમે, નહિ રાખે માવતરની મલાજ;
વીરા મારા! નરનાં કહ્યાં નારી નહિ- કરે, તે દી ગુરૂ માથે ચેલાનાં રાજ. જોઇ.
વીરા મારા! બગલા જેવડો બળદિયો, તે દી હોલા જેવડી ગાય!
વીરા મારા! છ છ મહિનાનાં બાળક બોલશે, એની બોલી ન સમજાય. જોઈ.
વીરા મારા! બગલા ગોખે જ્યારે બેસશે, તે દી રાણિયું કરશે રાજ;
વીરા મારા! પંડિત જાશે રે મૂરખને પૂછવા, બોલ એના લાખે સુલાય. જોઈ.
વીરા મારા! સાયબો એરણ તે દી માંડશે, ખેલશે ચોક ને મેદાન;
વીરા મારા! નર રે નુગરાને જડું મારશે, માથે મોઘરિયુંના માર. જોઈ.
વીરા મારા! ત્રણ ત્રણ જુગ આગે વહી ગયા, ચોથો હવે જાવણહાર;
વીરા મારા! સરવણ કાપડી બોલિયા, આ છે આગમનાં એંધાણ. જોઈ.

# શ્રી રામનો પક્ષીપ્રેમ

અમરદાસજી ખારાવાળા

ગીધ રાજસો ભેટ ભઇ, બહુબીધી પ્રિત બઢાઇ
ગોદાવરી સમિપ પ્રભુ, રહે પરન ગ્રહ છાઈ.

પંચવટીમાં પહોંચતા શ્રી રામને રસ્તામાં જ ગીધનો મેળાપ થયો. એની સાથે મિત્રતા બાંધી તો તે પક્ષીએ પ્રેમ નિભાવ્યો. જ્યારે રાવણ જાનકીનું હરણ કરવા આવ્યો તે વખતે રામ ને લક્ષ્મણ મૃગને મારવા ગયેલા એટલે જાનકીનો આર્તનાદ સાંભળી અને ગીધે શું કર્યું એ માટે "જગતવિનોદ"ના કર્તા પદ્માકર લખે છે.

## સવૈયો

જાનકી કો સુની આરત નાદ,
સુજાતી દશાનનકી છલછાંઈ
ત્યોં પદ્માકર નીચ નિશાચર,
આઈ આકાશમેં આડયો તહાંઇ
રાવણ ઐસો મહારિપોં સોં,
અતી યુદ્ધકિયો અપને બલતાઇ
સો હિત શ્રી રઘુરાજ કે કાજ પૈ,
જીવ તજે તૌ જટાયુંકી નાંહી

રાવણ સાથે લડતાં લડતાં પાંખ કપાતાં પડયો. થોડી જ વારે છેલ્લા શ્વાસ લઈ રહેલા જટાયુંની પાસે જાનકીને ગોતતાં શ્રી રામ અને લક્ષ્મણ પહોંચ્યા.

## છંદ

ગીધ કો ગોદમેં રાખી કૃપાનીધી,
નૈન સરોજન મેં ભરીવારી
બારહીં બાર સુધારત પાંખ,
જટાયુંકી ધૂટી જટાનસો જારી.

રામે પૂછ્યું કે: "તાત! તારી આ ગતિ કોણે કરી?" ગીધે કહ્યું કે: "મહારાજ! લંકાપતિ રાવણે મારી આ સ્થિતિ સર્જી છે. અને એજ દુષ્ટ શ્રી જાનકીજીને હરી ગયો છે. મહારાજ, જાનકીજી પણ "વિલપતી અતિ કુરહીકી નાંહી!", ટીટોડીની જેમ કાળો કકળાટ કરતાં હતાં." ઉપમા પણ ગીધે એક પક્ષીની જ આપી છે. ગીધની વાત સાંભળીને જ શ્રી રામે કહ્યું: "અશ્વિનીકુમાર વગેરે વૈદને બોલાવી તારી પાંખ સારી કરાવું." સાંભળીને ગીધે કહ્યું કે: "દેવ! આપના ખોળામાં મારુ માથું હોય અને જટાથી મારી પાંખની ધૂળ ખંખેરી ખોળામાં લઈ મારા માથે હાથ ફેરવતા હો અને પ્રાણ ત્યાગું આવો વખત ક્યારે મળે?" આમ કહી બદલાની આશા વિના ગીધે પ્રાણ ત્યાગ કર્યો. જેથી શ્રી રામે એની અંતિમ ક્રિયા કરી અને તુલસીજી તો લખે છે કે: 'શ્રી રામ રોયા!.'

## પદ

ગીધ મરે પછતાના રઘુવીર,
ગીધ મરે પછતાના
ઈતનો સોચ મોંહે કબહુ ન આયો.
પિતા દશરથ સમાના

ત્યારબાદ જાનકીને ગોતતાં આગળ વધેલા રામે લક્ષ્મણને કહ્યુ કે 'જાણે એક પક્ષીએ તો જાનકીજી માટે મને મદદ કરી પરંતુ હવે કામદેવ પક્ષીઓની જ ચતુરંગી સેના બનાવી મારી સામે લડવા આવતો હોય એવું લાગે છે.'

## ચોપાઈ

કુજત પીક માનહું ગજ માતે,
ઢેક મહોક ઊંટ બિસરાને;
મોર ચકોર કીર બરબાજી,
પારાવત મરાલ સબતાજી.
તીતર લાવક પદચર જૂથા,
બરની ન જાઇ મનોજ બરૂથા.

કોયલો બોલે છે એ જાણે મદ ઝરતાં હાથીનો અવાજ ન હોય! ઢેંક, ઊંટ અને મહોખ ખચ્ચર હોય એમ લાગે છે. મોર, ચકોર, પોપટ અને પારેવાં એ જાણે સારી જાતનાં ઘોડા હોય, જાણે કે અશ્વદળ છે. તેતર અને લાવરા જાણે કે પાયદળ હોય

એવો દેખાવ આપે છે.

આમ વાતો કરતાં બન્ને ભાઈઓ પંપા સરોવર નજીક પહોંચ્યા, ત્યાં પાછો પક્ષીઓનો અવાજ સંભળાણો.

**ચોપાઇ**

બોલત જળ કુક્કુટ કલહંસા,
પ્રભુ બિલોકીજનુ કરત પ્રસંશા.
ચક્રબાક બક ખગ સમુદાઈ
દેખત બને બરની નહિ જાઈ.
સુંદર ખગ ગન ગિરા સુહાઈ,
જાત પથિક જનુ લેત બોલાઈ.
કુહુ કહુ કોકિલ ધુની કરહીં,
'સુની રવ સરસ ધ્યાન સુની ટરહીં'.

બન્ને ભાઈઓ તરસ્યા થયા છે અને સરોવરના કિનારા વૃક્ષો અને પાળ ઉપરના પક્ષીઓ તેમને જોઈને બોલ્યા. તે વખતે રામ લક્ષ્મણને પક્ષીઓના અવાજને આ ઉપમાથી આલેખે છે. ઉદાર પુરુષને આંગણે અતિથીઓનો સત્કાર કરવા જેમ સેવકોને મહેમાનનું બહુમાન કરવા રાખ્યા હોય એ રીતે જળકૂકડા કલહંસો બોલવા લાગ્યા છે. ચક્રવાક અને બગલાઓ પણ રસ્તે જતાંઓને બોલાવે છે. માર્ગે નીકળેલ સંત મહાત્માને પણ ધ્યાન ચૂકાવી દયે એમ કોયલો પણ સુમધુર અવાજથી આકર્ષી રહી છે.

આવા પક્ષીપ્રેમને લઈને જ શ્રીરામે યુદ્ધના મેદાનમાં રાવણના માથા અને હાથ કાપ્યા એ વખતે પદમાકર લખે છે કે ગીધની નાતને નજરાણું કરવા માટેનું કામ ન હોય ? એવું લાગે છે.

**દોહો**

હને રામ દશ શિશકે, દશૌ શિશ ભૂજ બિશ;
દૌ જટાયુ કી નજરી જનુ, ઉડે ગીધ નવ તિશ.

તુલસીદાસજી એકના એક પક્ષીની વિવિધભાસી ઉપમાઓ આપે છે. પક્ષી કરતાં એમાં કાવ્ય–કલ્પનાની પ્રબળતા છે. પ્રવર્સન ગિરિપર આરામ કરી રહેલા રામે મેઘના આગમન પછી મોરને કળા કરતા જોયા ને લક્ષ્મણને કહ્યું કે :

લછિમન દેખુ મોર ગન, નાચત બારિદ પેખિ;
ગૃહિ બિરતિ રત હરખ જસ, વિષ્ણુભગત કહુ દેખિ.

હે ભાઈ લક્ષ્મણ, જો તો ખરો ! જેમ ઘર બાંધીને બેઠેલા ભક્ત ને વૈરાગ્યવાનને આંગણે કોઈ સંત અતિથિ આવે ને તુરત જ નાચી ઊઠે છે એમ આ મોરલા નાચી રહ્યા છે.'

હવે આ મોરલાને ભક્તહૃદયી ગૃહસ્થ તરીકે શ્રી. તુલસીદાસજી વર્ણવે છે ને દુહાવલિમાં આ મોરના વિવિધ દષ્ટિકોણથી વિવિધ રંગો ભાસતાં તુલસીદાસજી કહે છે કે :

હૃદય કપટ વર વૈષ ધરિ, બચન કહેં ગઢિ છોલિ;
અબકે લોગ મયુર જ્યોં, ક્યોં મિલિયે મન ખોલી !

મોરના જેવા વિવિધ રંગના વેષધારી ઉપર ટકોર કરતાં કહે છે કે મોર અડખેથી જોઈએ તો લીલો, સામેથી જોઈએ તો વાદળી અને પાછળથી જોઈએ તો બધા રંગોની ઘેરપથી કાળા દેખાયા કરે એવા વિવિધ વેશધારી પણ હૃદયમાં કપટ રાખીને રહેતા આજના મોર જેવા લોકો સાથે દિલ ખોલીને કઈ રીતે મળી શકાય ?

**ચાતકનો પ્રેમ**

રટત રટત રસના લટી, તૃષા સુખિ ગઈ અંગ;
તુલસી ચાતક પ્રેમકો, નિત નૂતન રૂચિ રંગ.

० ० ०

ચઢતન ચાતક કબહું, પ્રિય પયાદે કે દોષ;
તુલસી પ્રેમ પયોધિકિ, તાતે નાપ ન જોષ.

० ० ०

ઉપલ બરસી ગરજત તરજી, ડારત કુલીસ કઠોર;
ચીત વત કિ ચાતક મેઘ તજી, કબહું દુસરી ઓર.

० ० ०

જીવ ચરાચર જહ લગે, હો સબકો હિત મહે,
તુલસી ચાતક મન બસો, ધનસે સહજ સનેહ.
ડોલત વિપુલ વિહંગબન, પિયત પોખરિત બારિ;
સુજસ ધવલ ચાતક નવલ, તુંહી ભુવન દશચારી.

० ० ०

બાસ બેસ બોલનિ ચલનિ, માનસ મંજૂ મરાલ;
તુલસી ચાતક પ્રેમ કિ, કિર્તિ બિસદ બિસાલ.

० ० ०

તુલસી ચાતક દેત શિખ, સૂતહિ બારહીબાર
તાત ન તરપન કિજિયે, બિના બારિ ધર ધાર.

તે પણ આ જ હોલો. શિબિરાજાના પડખામાં ભરાઈ ગયો, સીંચાણે હોલો પોતાનું ભક્ષ્ય છે કહીને સોંપી દેવાની શિબિરાજા પાસે માંગણી કરી. શિબિરાજાએ શરણાગતને સોંપવાની ના પાડી. સીંચાણે તેના બદલામાં ભારોભાર જીવતું માંસ આપવા કહ્યું અને શિબિરાજાએ હોલાને ત્રાજવાના એક પલ્લામાં મૂકી, બીજા પલ્લામાં પોતાના દેહમાંથી માંસના લોચા મૂકવા માંડયા. પણ સીંચાણાને પ્રસન્ન સ્વરૂપે આવેલ ભગવાન હોલામાં વિશેષ ને વિશેષ બોજ મૂકતા ગયા, એ તરફનું છાબડું નમતું જ રહ્યું અને શિબિરાજા જરા યે અચકાયા વગર પોતાના દેહમાંથી માંસ કાપી-કાપીને મૂકતા જ રહ્યા. છેવટ ભગવાન પ્રકટ થયા અને શિબિરાજને પારખામાં પસાર થયા ગણીને મોક્ષ આપ્યો.

આ ઉપરથી હોલાના અવાજ ઉપરથી એવો બોધ તારવાય છે કે ધરતી વાંઝણી નથી. કોઈક દાતાર, કોઈ શૂરવીર, કોઈ દયાધર્મી કોઈ ધર્મપ્રેમી ભક્તજન મળી જ આવે છે. જેમ 'પરભૂ...તું એક જ... તું' એવો અર્થ તરવાય છે તેમ 'કો'ક કો'ક હોય... કો'ક કો'ક હોય' એવો પણ અર્થ લેવાય છે. એના ઉપરથી દુહો રચાયો છે કે:

ન હોય તો નભે નહિ, પૃથ્વી પાવરરા;
'કો'ક કો'ક કાનાણા !' એમ હોલો ભાખે હમીરીઆ.

આપણાં શાસ્ત્રોની પેઠે ખ્રિસ્તી શાસ્ત્રોમાં પણ હોલો પવિત્ર મનાયો છે. ઈસુ ખ્રિસ્તના કાનમાં પ્રભુ-નો સંદેશ એણે જ પહોંચાડેલો.

આપણા લોકમાં હરિ–ભગતનું રૂડું બિરદ પામેલો આ હોલો કોણે નથી જોયો ? સવારમાં કે બપોરે, રોંઢા ટાણે કે ઢળતી સાંજ વેળાએ, ક્યારેક તો વળી મધરાતે ઝાડની ટોચે કે ઘરને મોભારે બેસીને એ પોતાની એકધારી વિવિધ વાણીમાં પ્રભુસ્મરણ કરતો હોય છે.

રૂપેરંગે હોલો ભગત છે, તેમ એના જીવન-વ્યવહારમાં પણ ભગત છે. ભગતને સાંસારિક માથા-કૂટ ઝાઝી ન ગમે. આપણા હોલારાણાને પણ માળાની માથાકૂટ ન ગમે. બીજાં પંખીના માળા મજબૂત હોય, સુરક્ષિત સ્થળે બાંધ્યા હોય; હોલાને એવું કાંઈ નહિ. થોડાંક સાંઠીકડાં મૂકી, ઈંડા મૂકવા જેવું બને એટલે પત્યું. ભલે પછી ઈંડું પડે ને માળો ય પડે; ફરીથી બાંધવા લાગી જાય. કર્મમાં માનનારો, એના ફળમાં નહિ. એકી વખતે એ બેથી ત્રણ ધોળા રંગનાં ઈંડા મૂકે.

ભગત મનાયેલો આ હોલો લડતી વખતે એની ભગતાઈ ભૂલી જાય છે. પારેવાં બિચારાં ક્યારેક બાઝતાં હશે, પણ વગડામાં ચારો ચરતા હોલા પાસે બીજો હોલો જઈ બેઠો તો ફટાફટી જ બોલે. ફટ્...ટ્... પાંખોના ફડાકા એક બીજા વચ્ચે ઊડે, સબળો નબળા-ને દૂર તગડીને મૂકી આવે ત્યારે જ જંપ કરે. આથી જ તો બાળકોને એની ભગતાઈ કરતાં બીજું જોડકણું જોડવું ગમ્યું છે કે—

'ઘુઘુ...ઘુ...વાગડ જાઉં, પીલું ખાઉં'
બોખાં ખાઉં, જાડો થાઉં,' ઘુ...ઘુ...ઘુ'.

કોઈ બાળક વળી એમાંથી આ રીતે શબ્દો તારવે. 'ઘૂઘી ફૂ...ઈ...ચોથે ગઈ, બૂડી...મૂ...ઈ. ઘુ...ઘુ...ઘુ.'

એકલી અટૂલી રહેતી તેજુ ફૂઈ નામની વિધવા ચોમાસાને ટાણે ફળિયામાં વાવેલ મકાઈના ડોડા બાળકોને આપીને આનંદ લેતી, પણ આખા ગામનાં છોકરાં ભેગાં થતાં તેમને ન દઈ શકી એટલે બાળકો-એ હોલાંની બોલીમાંથી તેજુ ફૂઈને ખીજવવાનાં જોડકણાં કર્યા કે,

તેજુ ફૂઇ...ડોડો...દે, શેકી ખાઉં,
મોટો થાઉં, ઘુ...ઘુ...'

ગુજરાતીઓ વળી એમાંથી પ્રેમતત્ત્વ ઊભું કરે છે કે—

'કોઇ કોઇ ને, કોઇ'

મતલબ કે કોઈને કોઈ સાથે પ્રીત બંધાઈ જ હોય છે.

બાળકો એને ઘરને મોભારે ઝૂલતો સાંભળીને, રમત રમે છે કે–

'મારે માથે કોણ બેઠું?' 'હોલો રાણો!'
'ઊતર હોલા હું બેઠું!'

અને તે કારણે હોલો આપણા લોક-વર્ગનું એક ભારે આકર્ષણનું ધામ બની ગયેલ છે. બાળક મોટું થાય એટલે સ્ત્રી એને ખભે ચડાવીને ઘર વચ્ચે રમત આદરે–

મા–મારા ખોળલા ઊપર કોણ?–
બાળક–હોલો રાણો
મા–હોલાના પગ કેવાં? – બાળક–રાતા.
મા–ઊતર મારા પીટયા પાતા!

એમ કહીને બાળકને ખભેથી નીચે ઉતારે અને એના પર વહાલ કરે. પણ હોલાને ઇરાવ્યા છે તો એક લોકગીતમાં કોઈ મસ્ત ગ્રામનારીએ જ. હોલાનો આત્મીય ઉપનય–વ્યવહાર જોઈને એના પર મોહિત થઈને એ ગાય છે કે–

બાવળની ડાળે બેઠો–સટરપટર બોલે,
હોલુડાની બોલી મને બહુ પિયારી લાગે–

બાવળ કાંટાઓમાં વિશેષ વસતો હોવાથી ગ્રામનારીનું રોજરોજનું નિરીક્ષણ હોઈને સૌથી પ્રથમ તેણે તેની જ રજૂઆત કરી. અને 'સટરપટર' શબ્દમાં રાતડિયા હોલાના 'ફુરર' ફુરર' શબ્દનો આભાસ થાય છે. એનો બીજો વ્યવહાર રજૂ કરતાં સ્ત્રી ગાય છે:

ડોક ડોલાવે ને પટ પટ બોલે,
હોલુડાની બોલી મને બહુ પિયારી લાગે–

હોલો બોલતો હોય છે ડોક ડોલાવતો ડોલાવતો જ. પણ પટ પટ શબ્દો એની પાંખના ફટકાના એને કદાચ હોલાની ભૂખ–વાણી સમજી લેવાની ગ્રામનારીએ ભૂલ કરી દીધી છે. પણ નીચેની કડીમાં એ જરા યે ભૂલ નથી કરતી કે–

ઘુ ઘુ કરે ને વળી ઘેરું ઘેરું બોલે.
હોલુડાની બોલી મને બહુ પિયારી લાગે–

ઘેરો ઘેરો 'ઘૂ...ઘૂ' રવ તો હોલાના બોલની આબેહૂબ રજૂઆત. એના આવા વ્યવહારથી આંતરિક પ્રેમ વ્યક્ત કરવા કે ઈર્ષા થતાં એ હોલાને ઉડાડે છે; પણ–

આ શેઢેથી કાઢું તો ઓલે શેઢે બોલે,
હોલુડાની બોલી મને બહુ પિયારી લાગે–

ખેતરમાં ચણવા આવેલો હોલો અહીંથી કાઢીએ તો ત્યાં જઈ બેસે અને ત્યાંથી કાઢીએ તો અહીં આવી બેસે, એ પણ ગ્રામ–નારીની રોજના અનુભવની વાત હોય છે. પણ હોલાના બોલ, નૃત્ય અને કૂદન પર મોહિત થયેલી ગ્રામનારી એના પર ફિદા થઈ જાય છે અને ગાય છે કે–

સગાઈ કરો તો મને હોલુડાને દેજો–હોલુડાની.

એની સાથે પરણવાની ઈચ્છા પણ વ્યક્ત કરી દીધી! અને ઈચ્છા થઈ એ તો પાર પાડે જ ને!

સગાઈ કરીને મને હોલુડાને દીધી–હોલુડાની.

હોલુડાની સાથે સગાઈ પણ થઈ ગઈ. હદ થઈ ગઈ! ગ્રામનારી તો, ધાર્યું કરવાના સ્વતંત્ર મિજાજની. અને–

રાતે લગન લીધાં પરોઢિયે પરણાવી–હોલુડાની.

રાતોરાત લગન લઈને પરોઢિયે પરણાવી પણ દીધી! હોલા પર મોહી જનાર આ ગ્રામનારીની મસ્તી કદાચ લોકસાહિત્યમાં ક્વચિત્ જ મળશે. પરંતુ આટલે પહોંચિયા પછી એને વિચાર કરવા જેવું લાગ્યું હશે એટલે એણે ગીતને પલટાવી નાખ્યું અને હોલુડાને પોતાના માનવ–દેહધારી પતિમાં જ ફેરવી નાખ્યો, સાચા પતિનું જ આરોપણ કર્યું અને જાણે એ પતિથી કંટાળી હોય તેમ હાસ્યરસિક અને કટાક્ષગીત રચી નાખે છે કે–

પાણી જેવલા પગ પીટયો પટ પાડુ માંડે,–
હોલુડાની.
ડુંગળી જેવડા ડોળા પીટયો ડબડબ કાઢે,–
હોલુડાની.

નાનું એવું નાક પીટચે સપ્રડ સેડા તાણે,–
હોલડાની.
ફળિયા જેવડી ફાંદ પીટચે ફદ ફદ ફેરવે–
હોલડાની.

આટલું આટલું થતાં છતાંયે–કોઈ સ્ત્રીએ હોલા સાથે પોતાનાં લગ્ન કરવાની વાતો કરી, તો તેની કોઈ બહેનપણી આવી પહોંચી હશે અને તેણે પોતાની ગોઠવણ જેને પરણવા તૈયાર થઈ એ હોલાની જાનનું લગનગીત પણ જોડી કાઢ્યું હશે અને ગાયું હશે કે–

હાલો હોલાને માંડવે રે.
ઊંડાણુમાં રિહ્યું થાય છે રે,
સસલો લૂંટે જાન રે–હાલો
તેતરે તે તરવાર બાંધિયું રે,
બગલે બાંધી બંધુક રે–હાલો
ઘૂડે ઘરચોળાં પેરિયાં રે,
પોપટ પીરસે પકવાન રે–હાલો
ચકલી તે બેઠી ચક્ચકે રે,
તેને ઘી થોડેરું થાય રે–હાલો

કુકુ......કુ......કુ...... કુકુ
ડોશીની......કર... ગઠડી !

એવા શબ્દ મોભારા માથે સંભળાય કે તરત જ 'ઊભી રે'જે...રાંડ' કહેતાં ઘરમાં બેઠેલાં ડોશીમા પાણો લઈને ઊઠવાનાં અને કેડ વાંકી વળી ગઈ હોય તો યે મોભારે આવો અવાજ કરતા પંખીને પાણાનો ઘા કરીને ઉડાડી મૂકવાનાં. શેરીનાં છોકરાં દેખી જાય તો તરત જ બૂમ પાડીને ડોશીને ખીજવવાનાં કે 'ડોશીની...કર...ગઠડી... (મતલબ કે ડોશીની ગાંઠડી–નનામી બાંધો!) પંખીને ઉડાડી મૂકીને વળી ડોશી એમની પાછળ બૂમ મારતાં પાછળ પડવાનાં: 'ઊભાં રે'જો મારાં રોયાં!'

આપણી શેરીમાં કેટલી યે વાર દેખા દેતા આ સંગ્રામનું મૂળ આપણા હોલાની બીજી જાત, જે આપણા ફળિયામાં રોજ ફરતી હોય છે તે, હોલડી. હોલડી ઘર માથે બોલે તો નાનાં છોકરાં માંદાં પડે અને ડોશી ઘરમાં હોય તો છ મહિનામાં મરી જાય એ ડોશીશાસ્ત્રનું જોર સાઠ વર્ષનાં નમેલાં ડોશીને ય હાથમાં પત્થર ઉપાડીને દોડવાની તાકાત આપી દે છે.

હોલાનો પિતરાઈ બહેન બિચારી આ હોલડી! નથી એને આપણા કોઈ રોગ કે રોગના કારણ સાથે સંબંધ, છતાં એની બોલી આટલી બધી અપશુકનિયાળ મનાઈ ગઈ છે.

આખો દિવસ આંગણામાં પારેવાં, ચકલાં કે કાગડા સાથે એ ફર્યા કરે, અનાજ કે જીવડાં વીણ્યા કરે અને અંદર અંદર બાઝીને હોલાભગત જેવો ક્યારેક સ્વભાવ રજૂ કરે ખરી. પણ આપણા જનસમાજમાં કોઈ ગભરુ સ્ત્રીને જેમ 'પારેવી'ની ઉપમા અપાય છે તેમ 'છે બિચારી હોલડી જેવી!' એમ પણ ઉપમા અપાય છે. એ રીતે હોલડીનું જીવન પણ તદ્દન શાંત અને નિરુપદ્રવી છે. એથી એની બોલીને કારણે શાપ પામવા છતાં યે હોલી તરફ આપણો સમાજ કરુણા જ દાખવતો હોય છે. તેથી જ એકલમલ સ્વરૂપી હોથલે ઓઢાના પ્રથમ મીલન પછી વિખૂટા પડતાં દુહામાં ગાયું હશે કે–

જો વિસારું વલહા, રૂદિયામાંથી રૂપ,
તો લગે ઓતરજી લૂક, થર બાખીડી થઈ ફરાં.

હે વહાલા! હવે જો હૈયામાંથી તારું રૂપ વિસારું તો તો થરપારકરના બળબળતા રસકસહીન રણમાં બાખીડી: હોલી થઈને ફરું અને એ વખતે ઉત્તર દિશાના ગરમ વાયરા વાઈને મને બાળી નાખે.

જો વિસારૂં વલહા, ઘડી એક સુંજા ઘર માંય;
ખાંપણમાંય ખતા, મુંને મરણુ સજાયું ન મળે–

હે વહાલા! જો ઘડીભર પણ તને મારા હૃદયમાંથી વિસારૂં તો મારૂં મોત બગડજો. તો મરણ સજાયું વગર મારી લાશ રઝળજો.

આ થઈ હોલડીની વાત. પણ આપણા હોલાને પણ જામ ઓઢાએ કચ્છ છોડી વાગડ આવતાં સંદેશવાહક બનાવી સંદેશો મોકલેલો કે

બાખીડા બઈચાર, કડેં વેનેં કચ્છડે?
ઝિઝા ડીજ જુહાર, પાડો પૂછી પિરીયન જો.

[ અનુ. પૃષ્ઠ ૩૮૫

# 'રઢિયાળી રાત'નાં પંખીઓ

પ્રા. ઈન્દુબેન દીવાન

આપણે જાણીએ છીએ તે મુજબ સ્વ. ઝવેરચંદ મેઘાણી પહેલાં ગુજરાતીના લોકસાહિત્યને એકઠું કરવાના ઠીક ઠીક પ્રયત્નો થયા છે પણ બંગાળથી લોકસાહિત્ય સંશોધનની નવી દષ્ટિ અને નવો જુસ્સો પ્રાપ્ત કરીને આવેલા સ્વ. મેઘાણીભાઈ દ્વારા જે કાર્ય થયું તે તો ભારતભરમાં અદ્વિતીય છે. અનેક લોકકથાઓ અને લોકગીતોનો સંગ્રહ મેઘાણીભાઈના હાથે થયો. પોતે તેનું વર્ગીકરણ પણ કર્યું અને ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા નિમિત્તે તેનું વિવેચન પણ આપ્યું.

મેઘાણીએ એકઠાં કરેલાં લોકસાહિત્યમાંથી 'રઢિયાળી રાત' જે અનેક રીતે વિશિષ્ટ ગીત સંગ્રહ છે તેનો પરિચય આપતાં લેખક પોતે કહે છે :– "કેવી હતી એ રઢિયાળી રાત્રિ? આકાશના ચોકમાં જ્યારે ચંદારાણી પોતાની કોટિ કોટિ તારલારૂપી સહિયરોને લઈને જાણે કે રમવા નીકળતી, ત્યારે ગુજરાતની શેરીએ શેરીએ કુમારિકાઓનાં ને નવોઢાઓનાં વૃંદો વળતાં. પુરુષવર્ગ કાં પોઢી ગયો હોય ને કાં પોતાની મેડીએ બેસી કાન માંડતો હોય, તે ટાણે લજ્જાળુ ગુજરાતણ કે પ્રગલ્ભા કાઠિયાવાડણનો કંઠ ભેદાતાં ગગનમાં સ્વરોનો ગબારો ચડતો."

આજે અહિં 'રઢિયાળી રાત'ના વિશાળ ગીતસૃષ્ટિના એક જ ખૂણાને તપાસીશું. ગુર્જરી સ્ત્રીઓએ પંખીઓને જુદી જુદી રીતે સંબોધી જે ગીતો ગાયાં છે એની જ ચર્ચા કરીશું. ગુર્જર નારીએ જન્મના ગીતોથી શરૂ કરી મૃત્યુના મરશિયા સુધી ગીતો ગાયાં છે એવા એ ગીતોમાં પંખીઓ પણ ટહૂકી ઊઠયાં. પોતાની હૃદયોર્મિ વ્યક્ત કરવા લોકનારીએ અનેક સ્થળે પંખીનું પ્રતીક લીધું છે :

'વાલ્યમનાં વળામણાં'ને નિરુપતી ગામડાની ગોરી પોતાની નણદીને ઊડણ ચરકલડી કહી ઓળખાવે છે. વાલ્યમને વળાવીને આવતી ગોરીની કાંચળી આંસુડે ભીંજાઈ ગઈ છે. ધ્રૂસકે ધ્રૂસકે રડતી પ્રિયાનો કંઠનો હાર તૂટી જાય છે એવી એ ગોરી પતિને મીઠો ઠપકો આપતી કહે છે કે તમારાથી તો પંખીડાં સારા જે માળો મૂકી ને ક્યાંય જતાં નથી.

'તમથી ભલાં બોલ્યાં પંખીડાં રે,
માળો મેલી નવ જાય વાલા!
પારેવડાં પગ ટુંકડાં રે, બેસતાં બેલાડય વા'લા!

ભાઈ બહેનની સ્નેહ કથાઓએ તો લોકગીતોમાં પ્રાણ ફૂંકયા છે. સાસરિયાની જેલમાં કેદી બહેનને માથે સિતમ થાય છે. બહેનને તુરત જ એનો વીર સાંભરે. વીરને સંદેશો કહેવડાવે પણ કોની સાથે? કોઈ પિયર પક્ષનો બેપિયો ન મળે. એટલે બેનને મન તો પંખી એટલાં એના પિયરિયાં! નણંદના ત્રાસથી દુઃખી બેનડી છાનોમાનો મોરલાને મોકલી 'વીરને તેડાં'માં સંદેશો મોકલાવે છે. વીર આવે છે, બનેવીના કાન ભંભેરી નણંદને સાસરે વળાવે છે અને પછી બેનીબાને લીલા લ્હેર થઈ જાય છે.

સરોવર પાળે આંબલીઓ.
આંબે ઝાઝા મોર, મલૂગર આંબલીઓ,
એક તો મોરલો ઊડી ગયો,
ગિયો દાદાને દેશ, મલૂગર આંબલીઓ,
દાદા! ધીડી દખીઆં,
વીરને આણે મેલ્ય, મલૂગર આંબલીઓ,
વીરો આવ્યો વાડીએ,
વાડીએ ટૌકે મોર, મલૂગર આંબલીએ.

દેર એટલે ભોજાઈનો વિસામો. હસવા–બોલવાનું અને ઠઠ્ઠા મશ્કરી કરવાનું ઠેકાણું. ભોજાઈને મન દેરીડો લાડકવાયો, વાટીઘૂંટીને મેંદીના વાટકા લાવે. એવા પ્રેમલ દેર સાથે ભોજાઈ ચોપાટ રમે છે અને

રમતાં રમતાં?–ચોપાટ મંડાણી છે. દિયર અને ભોજાઈ બન્ને જુગટડે રમે છે. પાસા પૂરા રંગમાં ચડયા છે. રમતાં દેર હારી જાય છે. હારેલો દેર ભોજાઈના અંગ પર હાથ ઉપાડી દિલની દાઝ કાઢે છે! દુભાયલી ભોજાઈ 'બાળા રંડાપા વીર દોયલા'માં વીરને વહારે બોલાવવા સંદેશો આપતી પંખીને કહે છે–

મારી તે મારી અવળાસવળી ઠોંઠ જોને
એક તે મારી ડાબા પગની મોજડી.
ઊડચે પંખી! મારો સંદેશો લઇ જાજે જોને,
જઇને કે'જે વીરાના દેશમાં!
માના જાયા આવજે રાતોરાત જોને,
સો સો ઘોડે વીરો મારો સાબદા.

'રંગની રમતમાં' પતિપત્ની વચ્ચે પ્રત્યેક રંગની સુંદરમાં સુંદર વસ્તુ શોધી કાઢવાની સ્પર્ધા ચાલી રહી છે. દરેકે દરેક પદાર્થ કેટલી બધી સજીવ અને હૂબહૂ રીતે પોત પોતાના રંગને રજૂ કરે છે સૃષ્ટિની સુંદરમાં સુંદર કોઈ રચના હોય તો તે પંખીઓ. આ ગીતમાં જુદા જુદા પંખીનાં દૃષ્ટાંતોનો ઉલ્લેખ અહીં માધુર્ય પૂરે છેઃ–

ધોળાં પ્રભુજીનાં ધોતિયાં,
ધોળી રે બગલાંની પાંખ,
લીલી કન્યાની કાંચળી,
લીલી રે પોપટની પાંખ,
લીલા પોપટ પાંજરે,
લીલી રે નાગર વેલ,
રૂડો તે વનમાં મોરલો,
રૂડા તો રાજાના મે'લ! રદા કમળમાં રામ રમે.

સાસરિયાંની જિંદગીએ ઘણી કરુણ ઘટનાઓ જન્માવી છે. સાસુનો જુલમ હિંદુસમાજમાં જાણીતો છે. સાસરી–જીવન સામેની અને એમાંય સાસુના જુલમો પ્રત્યેની નારી–હૃદયની ચીસ 'વઢિયારી સાસુ'-માં સાદામાં સાદી રીતે પણ તીક્ષ્ણ વેદના સૂચવતી નીકળી પડી છે. નવી આવેલી વહુને હાથે જૂની વપરાયેલી માટીની ઢાંકણી તૂટી જાય છે. સાસુજી વહુને ફાવે તેવાં મેણાં મારે છે. વહુથી એ સહન નથી થતાં એટલે સરોવરિયાની પાળે બેઠેલાં પંખીને દાદાને અને વીરાને તેડી લાવવા વિનવે છે–

પાળે તે બેઠા હો પંખીડા!
મહિયરીએ જઈ આવો જીરે,
મારા દાદાને એટલું તે કે'જો,
દીકરીના મે'ણાં ભાંગો જીરે,
પાળે તે બેઠા હો પંખીડા!
મહિયરીએ જઈ આવો જીરે,
મારા વીરાને એટલું જ કે'જો,
બહેનીમાં મે'ણાં ભાંગો જીરે.

વઢિયારી સાસુને ત્યાં પરણાવેલી દીકરી ઊડતા પંખીને કહે છેઃ

ઊડતા પંખીડા! મારો સંદેશો લઇ જાજે જો,
દાદાને કે'જે કે દીકરી ફ્રવે પડે રે લોલ.

લોક–જીવનમાં અનેક વહેમો મનાયા છે. આજેય ગ્રામ્યપ્રજા શુકન–અપશુકનમાં માને છે. યુદ્ધ-માં મરવા જ સરજાયેલો યોદ્ધો પોતાની વિદાયને સમયે અમંગળ ચિહ્નો ન જોઈ જાય એની ગામ લોકો સંભાળ રાખતા. લાકડાંની ભારી અને કાળે બેડે કુંભારણ સામે મળે, આડો સર્પ ઊતરે, કે કાગડો બોલે તો અપશુકન ગણાય. લોક–કથાને આવા ચમ-ત્કારોમાંથી જબ્બર બળ પ્રાપ્ત થતું. 'સીતા–વનવાસ' માં સીતાને ભોળવીને દીધેલી વિદાય અને માર્ગમાં આવતા અપશુકનનું, લાગણી ભર્યું શબ્દ ચિત્ર દોરાયું છેઃ સીતા લક્ષ્મણજીને કહે છે :–

પેલી તે પોળમાં પેસતાં રે આડા નાગ ઉતરીયા
બીજી તે પોળમાં પેસતાં રે સામા કાગ કળેળ્યાં,
લક્ષ્મણ લક્ષ્મણ દેરીડા રે! આવે શુકને નો જાયે',

'સતી કલાવંતી'ની દંતકથા જૈનોના ઈતિહાસમાં ઘણી પ્રખ્યાત છે. તેની સજ્ઝાઈ આજે પણ જૈનધર્મ પ્રેમીઓ ગાય છે. પૂર્વ જન્મે પોપટરૂપી પતિની પાંખો કલાવતીએ છેદી નાંખી હતી. તેના બદલારૂપે આ જન્મે એના હાથો કપાય છે. જોશી પાસે જોશ જોવ-ડાવે છે ત્યારે કલાવતીને પોતાના હાથો કપાયાનું રહસ્ય લાધે છે.

'પે'લા તે ભવમાં હતી રાજાની કુંવરી,
એનો હતો સૂડાનો અવતાર રે કલાવંતી
તેની રે બાઇ તમે પાંખો રે ભાંગી
તેનાં રે પરાછત તમને લાગ્યાં રે કલાવંતી–

નણંદ અને ભોજાઈના મીઠા સંબંધોની વાત પણ લોક–ગીતોમાં ગવાય છે. 'કોયલડી રીસાણી' ગીતમાં નણદી એની રીસાયેલી ભાભીને મનાવવા 'કોયલડી'ની ઉપમા આવી મનાવતી ગીત ગાય છે:–

હાં હા રે કોયલડી રીસાણી,
મારા વીરની કોયલડી રીસાણી
એને કોણુ મનાવવા જાય । કોયલડી–

લોક–ગીતોમાં દાંપત્ય પ્રેમના પુષ્પો પણ પરોવાયાં છે 'સંતા કુકડી'માં પતિ–પત્નીનાં રમૂજી લાડકોડ જૂદા જૂદા પંખીઓની ઉપમાઓથી ઉપસાવવામાં આવ્યો છે. સ્વામી પોતાની પ્રિયતમાને હરકોઈ સ્થળે, ગમે તે વેશમાં પણુ પકડી પાડીને મીઠી ખીજ ઉપજાવવા મથે છે. આમ જીવનનો ઉલ્લાસ અનેક પંક્તિઓમાં ગવાયો છે. પત્ની કહે છે :–

રામ તમારે બોલડિયે હું રણની રોઝડી થઈશ જો,
તમે થશો જો રણની રોઝડી, હું સુડલિયો થઈશ જો.

કેટલાંક લોક–ગીતો સગા સંબંધીઓના માત્ર નામ લઈને જ ગવાતાં હોય છે. જેમાં 'પોપટ' જેવાં રૂપાળાં પંખીની વાત આ રીતે આવે છે:–

મારા બાપુનો પાળેલ પોપટો,
મારી માતાની નીરેલ ચણુ
મારો લાલ પિયારો પોપટો।
મારા કાકાનો પાળેલ પોપટો,
મારી કાકીની નીરેલ ચણુ
મારો લાલ પિયારો પોપટો।

'રૂદિયામાં રાખ્યાં દેરીડે' એ બોલ ઉપરથી જ સૂચિત થાય છે કે ભાત લઈને ભોજાઈને ખેતરે બોલાવનાર દેરની દૃષ્ટિ સાફ નથી, ઉપરાંત ભાભી જે ભોજન લાવી હતી તે એંઠેલું હતું પણ કોનું? કાગડાનું કે ભોજાઈનું? એંઠેલું ભોજન જોઈ દેર ભોજાઈને ખૂબ માર મારે છે. માર સહન ન થતાં ભોજાઈ માર ન મારવા વિનંતી કરી ભોજન 'કાગડા'એ એંટયું છે એમ કહી ચોખવટ કરે છે :–

'મારો નહિ તો માનું દેરજી,
કાગડલે ભાત એંટયાં રે રૂદિયામાં રાખ્યાં દેરીડે.

લોક–ગીતોમાં સ્નેહજીવનનો શૃંગારરસ પણુ એટલી જ તીવ્રતાથી ગવાયો છે. એ શૃંગાર ગવાયો પોતાના જીવનને વિષે પણુ ચડી ગયો રાધા, કૃષ્ણુ, અને ગોપીના નામેં. 'ચંદ્રાવતી'ની કથામાં ગોપી અને કૃષ્ણુની મીઠા પ્રેમ સંબંધની વિલક્ષણુ કથા છે. ચંદ્રાવતી નામની ગોપીને નારીના વેશે કૃષ્ણુ ભોળવે છે. એની બ્હેન બનીને ચંદ્રાવતીને ફસાવી આવે છે. ચંદ્રાવતીને ફસાવવા જતાં નારી કૃષ્ણુ પનિહારીને ચંદ્રાવતીના ઘરની ભાળ પૂછે છે. આંગણામાં ચરતા મોર અને ગોખે બેઠેલા પારેવાની પનિહારી એંધાણી આપે છે :–

ઊગમણા ઓરડાને આથમણી ડેલી,
આંગણીએ મોરલા મોતી ચરે રે,
ટીંડે ટીંડોરાં ને ગોખે પારેવાં;
ઈ રે ચંદ્રાવળના ઓરડા રે–

મુસલમાની રાસડા 'એક જ રાતમાં' મોરલા, મોર તથા કાગડા, વિગેરે પંખીનો પ્રવેશ આ રીતે થયો છે :–

મારે આંગણુ આંબલી ને તે પર બેઠો મોર;
મધરો બોલ્યે મોરલા રે મારાં મનડાં કરે છે જોર,
મારે આંગણુ આંબલી ને તે પર બેઠો કાગ;
ઊડી જાને તું કાગડા રે
મારો સાયબો આવે છે આજ–

જામનગરના રાજકુટુંબી 'કાળુભા' ને કાળા પાણીની સજા થઈ હતી. જ્યારે કાળુભાને લઈ જાય છે ત્યારે સગાસંબંધીઓથી માંડી એના પશુ પંખી પણુ રડે છે એમ લોક–કવિએ વર્ણવ્યું છે:–

કાળુભાના પોપટ રૂવે એને પાંજરે,
કાળુભાની મેના રૂવે મધરાત–કાં રે કાળુભા.

'એકાદ બાળક હોય એવી માતૃહૃદયની અમર ઝંખના હોય છે. માતા માટે બાળક એટલે દેવનું વરદાન, ખોળાનો ખુંદનાર અને પા પા પગલીનો પાડનાર. બાળકને નિંદરની લહેરો પણ માતાના હાલરડામાંથી મળે છે. હાલરડાં એ આપણી લોકજીવનની મહામૂલી મૂડી છે. માતાના મુખનું ગીતામૃત હાલરડામાં રેડાયું છે. માતાની સ્વરધારામાં ભીંજાતો બાળક કીનખાબનાં ઘોડિયા અને હીરની દોરીએ હીંચતો મીઠા સપના લેતો પોઢી જાય છે. 'બાળકને સુવડાવવા માટે પારણાં પણ માને જેવા તેવા નથી ગમતાં. પૂતળીઓ અને મોરલા વડે શોભતાં પારણામાં બાળકને પોઢાડયો છે, અને હાલરડાં ગાતી માત બાળકને સુવાડે છે. 'બાળા પોઢોને' ગીતમાં 'મોર' ને આ રીતે વર્ણવ્યો છે.–

સાવ રે સોનાનું મારું પારણિયું ને
ઘૂઘરીના ઘમકારા, બાળા પોઢો ને!
ચાર પાયે ચાર પૂતળિયું ને
મોરવાયે એ મોર, બાળા પોઢો ને!

કામણગારો કાનો કોને વ્હાલો નો'તો? ગોવાળોનો એ સખા ગોવાળ, યશોદાનો પ્યારો દેવકીનો દુલારો, ને રાધાનો તો પ્રાણપ્યારો હતો. એવા કાનાની ઓળખાણ પંખી વિના કેમ પૂરી થાય? 'એની મારો કાનો'માં રાધા એના કામણગારા કાનની ઓળખાણ આમ આપે છે:–

કાનો કાળજડાની કોર છે
એની! મારો કાનો કાળજડાની કોર છે.
લીલી ટોપી ને માથે મોર છે,
એની! મારો કાનો કાળજડાની કોર છે.

બાળક ગમે તેટલો ગુનો કરે પણ માને એનો વાંક કયારેય દેખાતો નથી. કાન પોતાની પછેડી કયાંક ભૂલી આવ્યો છે. પછેડી મળતી નથી એટલે આખા ગામ ઉપર પછેડીની ચોરીનું આળ માતા ઓઢાડે છે. પછેડીની ઓળખ પંખીના નિશાન વિના કેવી રીતે હોય?

પીળી પછેડી પોપટ ભાત, કાળો કાનુડો આઠમ રાત;

પાપ–પુણ્યની કલ્પના આપણા લોક સમાજમાં સયુક્તિક અને જીવનનિષ્ઠ હતી. સામાજિક વ્યવસ્થાના નિયમોનો ભંગ એટલે જ મોટું પાપ. દોષીને દોષ મળે જ પણ સુમેળવંતો જ. ઓછું તોળનાર વેપારીને ચકલું–કપડ ચોરનાર દરજીને ખિસકોલું–પુરુષની પહેલાં જમનાર સ્ત્રીને ટિટોડીનો જન્મ મળે એવી વાત કહેતું 'પરભવનાં પાપ' ગીતમાં પંખીઓનાં નામો લઈ ગીતને સુંદર બનાવ્યું છે:–

પેલા જુગમાં વાણિયા હતા,
ઓછું અદકું આલતા ભાઈ;
તેનાં અમને પાતક લાગ્યાં,
તેણે સરજ્યા ચકલા ભાઈ,
પેલા જુગમાં દરજી રે હતાં,
કટકો કાપલો ચોરતાં રે ભાઈ;
તેનાં તે અમને પાતક લાગ્યાં,
તેણે સરજ્યાં ખીલખોડાં ભાઈ;
પેલા તે જુગમાં નારી હતાં,
પુરુષની પહેલાં જમતાં ભાઈ,
તેનાં તે અમને પાતક લાગ્યાં,
તેણે સરજ્યાં ટિટોડી બાઈ.
પેલા જુગમાં નારી રે હતા,
રોજ ધડાકા લેતાં ભાઈ;
તેનાં તે અમને પાતક લાગ્યાં,
તેણે સરજ્યાં વડવાંગડ બાઈ.

આવી રીતે લોકનારીએ પોતાના મનની વાત વ્યક્ત કરવા ડગલે ને પગલે પંખીનો સહારો લીધો છે. પંખી વિના જાણે ગીત નથી. ગીત વિના જાણે નારી નથી. આમ લોકનારી અને પંખી એકમેકના પર્યાય છે.

શું જીવન કે શું સાહિત્ય પંખીના ગાન વિના એનો રંગ જમાવી શકતા નથી. લોક કવિઓની આવી અનોખી સર્જન–શક્તિ પંખીનું પ્રતિક લઈને સોળે કળાએ મહોરેલી જણાય છે. ઊર્મિનાં નિરુપણ, વેદનાની ચચોટતા, અને લાગણીનાં તેજ પંખીનો સહારો લઈને જીવનમાં રસસામગ્રી પૂરવા અર્થે આપણા આ લોકગીતોમાં સચવાયેલો છે.

# પ્રીત ભલી પારેવડાં

જયમલ્લ પરમાર

પાળે ઘૂમે પારેવડાં, પારેવાં લ્યો,
મઢીએ ઘૂમે મોર, માના જલમ્યા।
પારેવાં લ્યો......

લોકસાહિત્યમાં પારેવાં માટે નહિ જેવું જ લખાયું છે, એમાં બહુ ગવાતું આ ગીત છે. આમાં યે આ પહેલી જ કડી; પછીની કડીમાં તો શામળી વહુને પરણી આવેલ ભાઈની મશ્કરી કરતી બહેન ગાય છે કે :

મેં વીરાજી વારિયા, પારેવાં લ્યો
ઇ ઢેફલીમાં શું મો'યા, માના જલમ્યા। પારેવાં લ્યો

એ ગીત લગ્નનું છે કે નહિ તે ખબર નથી, પણ સાતમ–આઠમના દિવસોમાં કોળણો અને રબારણો હાથને તાળોટે તાળોટે અને પગની પગલીએ પગલીએ તાલના ડમ્મર રચતી વાતાવરણનો એક જ ગભારો રચે છે કે :

"માના જલમ્યા! પારેવાં લ્યો."

એની પાછળની કડીઓ ગમે એણે પૂરી હોય, પણ પહેલી કડી તો પારેવાં જોઈ, કોઈ બાઈએ પારેવાંની દીનતામાં અને પોતાની દીનતામાં ઐકય નિહાળી એમાં પોતાપણું જોયું હશે અને પારેવાંને ગીતમાં સાંકળી દીધું હશે. આપણે ત્યાં સાવ ગભરુ સ્ત્રીનું રૂપક આપવું હોય તો કહેવાય કે: 'છે સાવ પારેવાં જેવી.'

આપણાં આગણાંને કકળાટથી ભરી દેતાં કાગડા, કાબર અને ચકલાંની સાથેસાથ પારેવું વસે છે, છતાં એને લોકસાહિત્યમાં પૂરું સ્થાન નથી મળ્યું. એનું કારણ એનો દીન ગભરુ સ્વભાવ તો નહિ હોય? સ્વભાવે સાવ શાંત, તદ્દન અન–આક્રમણકારી; કામથી કામ. ફળિયામાં કે ઘરમાં કલાકો સુધી ફરતું હોય તોય એની હાજરીની જાણ ન થાય એટલું શાંત. આવા ઓછા ઘોંઘાટવાળા પારેવાને એથી જ 'ઝંડા-વંદન'માં મેઘાણીભાઈએ રૂપક આપતાં ગાયું છે કે :

"ઝંડા દીન કબૂતર શો, ઉરે તુજ રેંટિડો રમતો."

આધુનિક કવિઓમાં શ્રી. કલાપીએ કબૂતરી મરી જતાં કબૂતરની શી દશા થાય છે એ એક કાવ્યમાં આલેખ્યું છે. પણ લોકભોગ્ય ભાષામાં, સાદી છતાં વૈજ્ઞાનિક રીતે એનું આલેખન કર્યું હોય તો મેઘાણીભાઈએ, એમના 'વેણીનાં ફૂલ'ના કાવ્ય–પુસ્તકમાં, 'પારેવાં લ્યો' નામના ગીતમાં.

લોકસાહિત્યમાં ભલે પારેવાંનું સ્થાન ન હોય, પણ બીજાં કોઈ પંખી કરતાં એ આપણાં જીવન સાથે વિશેષ ભળી ગયું છે અને એને વિશેષ સ્થાન મળી ગયું છે. પારેવાંને લોકકલ્પના 'ભગવાનનાં બ્રાહ્મણ' કહે છે. શા માટે એ ખબર નથી. પણ પારેવાં વિષે એક બીજી વાત કહેવાય છે કે–જૂના સમયમાં માત્ર પારેવાં જ અનાજ ખાતાં; માણસજાત બિચારી શિકાર કરીને માંસાહાર જ કરતીઃ છેવટ ભગવાનની સમક્ષ પારેવાંએ તેને અનાજ આપ્યું. માણસજાતે ઉપકારવશ થઈને પારેવાંને રોજ 'ચણ' નાખવાનું ભગવાનને વચન દીધું. આવાં પરોપકારી પારેવાંને કદી માણસજાત ખાવા ન આપે તો યે વાંધો ન આવે માટે ભગવાને વરદાન દીધું કે 'સવા પો'ર દિવસ સુધી અનાજને બદલે કાંકરી ખાશો તો યે તમારે ચાલશે.'

આ પરથી આપણે ત્યાં હજી કહેવાય છે કે પારેવાંને અનાજ ન મળે તો કાંકરી ખાઈને ભૂખ શાંત કરે છે અને તેથી ભાવિક લોકો સવારના પહોર-માં દિવસ ઊગ્યા પહેલાં જ ચણ, ખાસ કરીને જાર નાખવા નીકળી પડે છે. મેઘાણીભાઈનું ગીત બોલે છે કેઃ

અસલ ધાન આરોગતાં, પારેવાં લ્યો
ભૂખ્યાં કાંકર ખાય, માના જન્મ્યા! પારેવાં લ્યો.

કાંકરી ખાવાની આ વાત વૈજ્ઞાનિક રીતે પણ સાચી છે. એનું પેટ ચીરતાં એમાંથી કાંકરીઓ મળી આવે છે. કાંકરીઓ ખાવા પાછળ પારેવાની પાચન-ક્રિયાની એક વિગત સમાયેલી છે.

પારેવાંને અને બીજાં કેટલાંક પંખીઓને અન્નનળીમાં એક કોથળી–અન્નાશય (Crop) હોય છે. અનેક ભયની વચ્ચે આહાર મેળવતાં પંખી આ કોથળીમાં મળે તેટલો આહાર એકદમ ભેગો કરી લે છે. ત્યારબાદ આરામસ્થાને પહોંચીને કોથળીમાં પડેલો ખોરાક પાચનરસથી ઢીલો બનેલ હોય તેને, ગાય ભેંસ વાગોળે તેમ ફરીથી કાઢીને જઠર (Gizzard)માં મોકલે છે. પંખીનું જઠર જાડાં, માંસલ ચામડાનું બનેલ હોય છે, જેની અંદર બે ગાદલીઓ (Pads) હોય છે. એની વચ્ચે આવેલા ખોરાક ઘંટીના પડની જેમ દળાય છે. એ વખતે પારેવાંએ ખાધેલ કાંકરી ખોરાક દળવામાં મદદગાર બને છે. જો કાંકરી ન ખાધી તો ખોરાક દળવામાં અને પચાવવામાં ભારે મુશ્કેલી પડે. આ રીતે ખોરાક દળાયા બાદ જ આંતરડામાં મોકલાય છે અને તેમાંથી લોહી વગેરે તત્ત્વો છેલ્લું સ્વરૂપ પામે છે.

આ રીતે પારેવાં કાંકરી ખાય છે, એવા આપણા જનસમાજના નિરીક્ષણ પાછળ આવી સ્પષ્ટ વૈજ્ઞાનિકતા રહેલી છે.

આપણી જેમ ક્રિશ્ચિયન સમાજમાં પણ પારેવું પવિત્ર મનાયું છે અને બકરા કે ઘેટાને બદલે મોઝીઝના ફરમાન અનુસાર યજ્ઞમાં પારેવાનો બલિ આપવો શાસ્ત્રોક્ત મનાયો છે.

પારેવાંને ચણ નાખવાને લીધે પારેવાં આપણાં સવારના જીવનનું જાણે એક અંગ બની ગયાં છે. ઘરનાં ડોસા કે ડોસી નાના એવા ઠામમાં ધોળી શંખલા જેવી જાર લઈ પાસેના કોઈ ચોકમાં કે ચબૂતરે ચણ નાખવા જાય, નાનાં બાળક સાથે જાય, મા–બાપના હાથમાંથી પોતે યે લઈને ચણ નાખે, અને પારેવાંને તી...તી...કરતાં બોલાવવા પ્રયાસ કરે:

બેનીબાએ બોલાવિયાં, પારેવાં લ્યો,<br>
તીતી ! તીતી ! બોલે, માના જન્મ્યા પારેવાં લ્યો.

ફળિયામાં પારેવાં ઘૂ...ઘૂ...કરતાં જાય, ફટફટ પાંખો ઉડાડતાં જાય, પગલીઓ પાડતાં જમીન પર અવનવી ભાતની ફૂલગૂંથણી કરતાં જાય અને છોકરાંના બાળ–મગજમાં અવનવી કલ્પનાઓ ગૂંથતા જાય:

આંગણીએ પગ પાડતાં, પારેવાં લ્યો.<br>
ધૂળમાં ગૂંથે ફૂલ, માના જન્મ્યા ! પારેવાં લ્યો.

ચબૂતરો અને ચણ એ આપણાં ગામડાંના ધાર્મિક પ્રતિકો. હજી ગઈ કાલ સુધી રાજ્યોના ન્યાયાધીશો અને ક્યાંક ક્યાંક હજી યે ગામડાંનાં 'પંચ પરમેશ્વર' ગુનેગારોને ગુના બદલ જેલમાં ન પૂરતાં કે ફાંસીએ ન લટકાવતાં, પણ સમદર સમું હૈયું રાખી 'પારેવાંને અમુક પાલી કે મણ ચણ' નાખવાનું કહી છોડી દેતા.

ચબૂતરો એટલે ધાર્મિક પ્રતિક. 'ચબૂતરો' કદાચ કબૂતર શબ્દમાંથી જ થઈ ગયો હોય તો ના નહિ ! ચબૂતરા પાસે કોઈથી બંદૂકનો અવાજ ન કરાય, પાણાનો ઘા ન થાય, જોરથી અવાજ પણ ન કરાય. ગામડાંમાં એનું સ્થાન ચોરા જેવા ધાર્મિક સ્થાન સાથે જ અંકાય:

ચોરે પરભુનાં ગીત ગાતા પટેલિયા,<br>
ચબૂતરે પારેવડાં જી રે,<br>
નાનાં શાં ગામડાંના નાના વિસામા,<br>
ચોરો ને બીજો ચબૂતરો જી રે.

સવારના પહોરમાં ચબૂતરે ભાતભાતનાં પંખી ભેગાં થાય, તેમાં પારવાંનો આરોવારો નહિ; ચકલાં ને કાબર આવે, કાગડા ને મોર આવે; ક્યારેક પોપટ પણ ચડી આવે. શીતળ પહોરમાં ચણ ખાતા એ પંખીઓનો મહામેળો આપણા બાળકોનું એક આકર્ષણનું કેન્દ્ર અને અજ્ઞાત રીતે પક્ષીસમાજની શાળાનું એક કેન્દ્ર બની રહે. પણ એ બધામાં મધ્યવર્તી બિન્દુ પારેવાં જ.

પાંચ ધોળાં પાંચ વાદળી, પારેવાં લ્યો,
આંખડી રાતી ચોળ, માના જન્મ્યા! પારેવાં લ્યો.

આ આંખની ઉપમા અપાય છે કોઈ મસ્તી-ભર યૌવનમાં મહાલતા અને ઘેઘૂર મદમાં શેલતા યુવાનને : 'ઘૂમતા પારેવાની આંખ જેવી તો એની આંખ છે.' એવી લોકવાણી : પણ એ ભાવને રૂપકમાં ગૂંથ્યો કોઈ ગ્રામ લોકકવિએ :

પારેવાં જી' રત્તિયું, સર જી' પાંસરિયું,
ઘાટે કસૂંબે ઘુંટિયું, મૂંજા વાલમજી અંખિયું.

મારા વા'લમની આંખો કેવી છે? પારેવાની આંખો જેવી લાલઘૂમ, સર–બાણુ જેવી પાંસરી–અણી-દાર અને ઘાટા કસૂંબાના ઘૂંટેલ રંગ જેવી: લાલબંબોળ.

એના કૂવા–વાવ પ્રત્યેના ભાવથી ધાર્મિકજનો કૂવા–વાવની દીવાલોમાં પારેવાં બેસીને માળો બાંધી શકે એવા કલામય ગોખલા મુકાવતા. કદાચ કબૂતરને કૂવા–વાવ સૌથી વધુ સુરક્ષિત લાગ્યા હશે. પણ કવિને કૌતુક થયું કે ઝાડપાંદ મૂકીને આ કબૂતર કૂવે કાં પડે ?–

કબૂતર તુ અદ્‌ભુત, ઘાયલ જ્યું ઘૂમત ફિરે;
બનમેં થોડા રૂખ, કિણુ કારણુ કૂવે પડે ?

કબૂતરના માળાનાં ઠેકાણાં નહિ, સગવડવાળી જગ્યા હોય તો સારો માળો બનાવે નહિ તો ગમે તેમ સળીઓ ગોઠવી કાઢે. જરાક ધક્કોટક્કર લાગતાં વીંખાઈને નીચે પડે. ઈંડાં પડીને ફૂટી જાય. એના ઉપરથી એક વિરહિણીએ પોતાના પ્રિયતમને ઉપમા મોકલી:

સંદેશા વિન પાઠવૈ, અરિસ્યુ હૈયાફૂટ;
પારેવાકા ઝૂલ જ્યું, પડવે આંગણુ ત્રૂટ.

હે પ્રિયતમ! હવે તારો સંદેશો નહિ આવે તો હૈયું ફાટતાં મરી જઈશ અને પારેવાનો માળો ફેંકાઈ પડે એમ મારો દેહ આંગણા વચ્ચે તૂટી પડશે.

પ્રેમી જોડાં માટે જેમ સારસ બેલડીની તેમ પારેવાંની પણ ખૂબ ખૂબ ઉપમા અપાય છે :

પગ ટૂંકે પારેવડાં, બેસંતાં બેલાડ;
જોડાળું એવું જડે, લખિયું હોય લેલાડ.

ટૂંકા પગવાળાં પારેવાં નાની જગ્યામાં પણ બેલાડયે જ બેઠાં હોય. એ તો સદ્‌ભાગ્ય હોય એને એવી જોડ મળે.

એવા જ અર્થવાળા પાઠાન્તરિત દુહાઓ મળે છે :

પ્રીત ભલો પારેવલો, ઊડતાં મારે ઉલાંટ;
સરખે સરખી જોડી મળે, લખ્યું હોય લેલાટ.

'પારેવાં જેવી પ્રીતની મનેચ્છાવાળાં માનવી આગળ જતાં કહે છે કે:

પ્રીત ભલો પારેવલો, રૂપે ભલેરો મોર;
પ્રીત કરી પતળે ઇ માણુસ નહિ પણ ઢોર.

ઉપરના દુહાઓના જ અર્થનો એક દુહો એમ કહેવાય છે કે :

પટુ પાંખે, ભ્રખુ કાંકરે, સદા પરેઇ સંગ;
સુખી પરેવા જગતમેં, એકે તુહી વિહંગ.

પાંખે ઊડવામાં પ્રવીણ, કાંકરી ખાઈને જીવ-નાર પણ સદાય પારેવીના જ સંગમાં જીવનાર હે પારેવા! આ જગતમાં એક તું જ સુખી છો. માન-વીએ પોતાના પરિણિત જીવનનું આશ્વાસન પારેવામાં શોધ્યું લાગે છે.

પણ જ્યાં પારેવું દાખલ થાય એની ગંદકી ને ગોબરવેડાનો કોઈ પાર ન રહે. એટલે કોઈ વ્યવહાર-ડાહ્યાએ સાવધાની ઉચ્ચારી :

હોલો બેઠો એ ઝાડ વંઠયું,
કૂવો વંઠયો કબૂતર બેઠું;
ઘર વંઠયું ભગતડું પેઠું,
કાયા વંઠી કારડું પેઠું.

આ પારેવાંનું ફારસી નામ કબૂતર છે. જે આપણે ત્યાં ચલણી થઈ ગયું છે. એની ફારસીમાં કહેવત છે કે: 'કબૂતર બા કબૂતર, બાઝ બા બાઝ'

એટલે કે કબૂતરની સાથે કબૂતર અને બાજની સાથે બાજ. એનું સંસ્કૃત નામ પારાવત. ઘણા એને કપોત પણ કહે છે. પણ કપોત એટલે હોલો. પણ હિંદીમાં કબૂતરને કપોત કહેલ છે.

આપણે ત્યાં કબૂતરની બીજી જાત થાય છે તેનું નામ હરિયાળ. મુખ્ય વર્ણ લીલો અને પીળી ઝાંયવાળો. મોટે ભાગે આ પારેવું ઝાડ ઉપર જ રહે છે. પારેવાંની ત્રીજી જાત પણ થાય છે. પણ આપણે ત્યાં ઓછી વર્તાય છે.

આપણે ત્યાંના જૂના શાસ્ત્રોમાં જેમ હોલાં પારેવાંનો ઉલ્લેખ છે તેમ પશ્ચિમના પુરાણા બાઇબલમાં પણ તેનો ઉલ્લેખ છે.

એમાં જણાવે છે કે પૃથ્વીને ઉત્પન્ન કર્યા પછી એક વખત પ્રભુએ આખી પૃથ્વીને પાણીથી રેલી દીધી. પ્રભુપુત્રનો આહ એક વહાણમાં પોતાની પત્ની, બાળકો, પશુઓ, પક્ષીઓ અને છોડવા લઈને સમુદ્રમાં ચાલ્યા ગયા.

આખી પૃથ્વી જળબંબાકાર થઈ ગઈ. આ રીતે ૧૫૦ દિવસ પૃથ્વી પર પાણી રહ્યાં. પછી ધીમે ધીમે ઊતર્યાં. પવન વાયો ને પાણી ઊતર્યાં છે કે નહિ તે જોવા પ્રભુપુત્રે કાગડો મોકલ્યો પણ એ પૃથ્વી પરથી પાછો ન આવી શકયો. ત્યાર બાદ પારેવાને મોકલ્યું. પણ પૃથ્વી પર પાણી હતાં તેથી પારેવાને પાછા ફરવું પડયું. પ્રભુપુત્રે ફરીથી પોતાના વહાણ પરથી પારેવું મોકલ્યું. પારેવું પાછું આવ્યું ને એની ચાંચમાં ઓલીવ વૃક્ષની ડાળી હતી. પૃથ્વી પરથી પાણી ઓસરી ગયાં છે એની સાબિતીરૂપે એ ડાળી લાવ્યું હતું.

પૃથ્વી પર ફરી સળવળાટ થયો. મહા પ્રલય-માંથી–ઉત્પાતમાંથી શાંતિ સ્થપાઈ. ત્યારથી પારેવું અને એની ચાંચમાં ડાળીથી એ વિશ્વમાં શાંતિના પ્રતિક તરીકે વપરાય છે. એટલા માટે જ શાંતિના સદ્‌ભાવરૂપે પારેવાંને ઉડાડવામાં આવે છે.

પણ શાંતિના આ પ્રતિકરૂપ પારેવાંનો વધુમાં વધુ ઉપયોગ માનવસંહારભર્યા યુદ્ધોમાં સંદેશવાહક તરીકે થયો છે. આફ્રિકામાં ઈજીપ્શિયનોએ, અરબ-સ્તાનમાં મુસલમાનોએ, હિંદમાં રજપૂતો ને મુગલોએ તથા મહાવિશ્વયુદ્ધ સુધી આ શાંતિના પ્રતિક પારેવાંનો ઉપયોગ યુદ્ધના સંદેશવાહક તરીકે થતો આવ્યો છે. કેટલી આત્મવિડંબના ?

આ પારેવાં ખૂબખૂબ પળાય છે ને એને ઘણી પ્રકારે તાલીમ અપાય છે. આમ આછા કાળા, લીલા, ગુલાબી અને સફેદરંગનાં પારેવાંનો શોખ ઉત્તર પ્રદેશમાં સૌ વિશેષ છે. ગિરિબાજ, લોટણ, મુકખી, શીરાજી, બગદાદી અને લક્કા એવા પ્રકારે એને પીછાનવામાં આવે છે.

---

પૃ. ૩૭૭થી ચાલુ ]

કચ્છમાંથી ઊડી આવેલા હે હોલા ! તું પાછો કયારે ફરવાનો છો ? જ્યારે જા ત્યારે સ્વજનોને શોધીને મારા ઝાઝેરા જુહાર કહેજે.

હોલાંની ત્રીજી જાત રાતાડયાની છે. એને લાલહોલો પણ કહે છે. એ વગડામાં વસનારી જાત છે. રાતડિયાની માદા તદ્દન જુદા રંગની રાખોડી રંગની હોય છે. રાતડિયાના ટોળામાં એકલા નર જ હોય. માદા સંવનનકાળે કે નર એકલો હોય ત્યારે જ દેખાય.

હોલાની ચોથી જાત થાય છે એને 'હોલાં' કહે છે. આછા લાલરંગનો ને ગળાની બન્ને બાજુ ધોળાં ટપકાંની જાળી. પાંખો પર જારના દાણા જેવડાં લાલ ટપકાં. આંખની આસપાસની ચામડી લાલરંગની હોય છે.

*

સં. ખોડીદાસ પરમાર

### પોપટ

પડહાળેથી ને પોપટ બોલિયો,
પોપટ બોલે મીઠડાં વેણ રે
ફૂલભર્યો વીંઝણો પરમારોને છાંય ઢળે;
કિયો ભાઇ હાથી કિયોભાઇ ઘોડલે,
કિયો ભાઇ રોજીનો અસવાર રે
ફૂલ ભર્યો વીંઝણો પરમારોને છાંય ઢળે.
કઇ વઉ પાલખી, કઇ વઉ વેલડી,
કઇ વઉ ઘૂઘરિયાળી વેલ રે,
ફૂલ ભર્યો વીંઝણો પરમારોને છાંય ઢળે.
કિયો જમાઇ પાડે કિયો જમાઈ ગધેડે,
કિયો જમાઇ કૂતરાનો અસવાર રે
ફૂલભર્યો વીંઝણો પરમારોને છાંય ઢળે:

### પોપટ અને પોપટી

કાં રે પોપટડી પોપટ દૂબળો ?
દિહાળે વનફળ વેડવા જાય રે
રાતે તે પોપટ પાંજરે.
કાં રે હાથલડી હાથી દૂબળો ?
દિહાળે દરબારુંમાં જાય રે,
રાતે તે પગમાં સાંકળા.
કાં રે ડાડિયાણી વહુ પતુભાઇ દૂબળા ?
દિહાળે ઘોડા ખેલવા જાય રે,
રાતે તે તે રમે સોગઠા.

o o o

### સૂડલો ને કોયલ

સૂડલો ભણે રે કોયલ કયાં ગઈ'તી?
આવી રૂડી આંબલિયાની ડાળ રે
મેલીને કોયલ કયાં ગઇ'તી ?
ખોડુભાઈના મોભી મધુભા લાડલા,
રૂપૈયાની ઊડે છાકમછોળું રે
મેલીને હું તો ત્યાં ગઈ'તી.

### સૂડા

મારી જવની વાડીમાં સૂડા પડયા,
નાહોલિયો નાનેરું બાળ, વાડીમાં સૂડા પડયા
મારે પગ પરમાણે કડલાં,
મારે કાંબિયુંની બે બે જોડ, વાડીમાં સૂડા પડયા.

### કોયલડી

લીલી વાડીમાં લીલો આંબલોરે,
ત્યાં રે કોયલડીનો વાસ, કોયલ બોલે ટહૂકડે રે.
આવ્યો શિયાળો રવરવ્યો રે,
આવ્યો કસૂંબીનો રંગ રંગાવોને ચૂંદડી રે.
પહેરો મારે મધુબાબેન તમારે જાવું સાસરે.
તમારા સસરાને રધ્યું લાગશે રે,
આ રેચૂંદડી કયાંથી વાપરી રે ?
વાપરી મારા માના મહિયર
ખંતીલા મામે મોકલી રે,
ખંતીલા મારા મધુબાના મામા,
વના ભાઈએ મોકલી રે.
રંગી રંગી નવાનગર હેઠય,
તળાંણીમાં તારવી રે.

### કોયલ

પંચમસૂરની કોયલ બોલે,
સામા ઓરડીઆમાં અધમણ જીરું.
કિરણભાઇ પરણે ત્યારે કૌતુક દીઠું,
રાજ કોયલ બોલે.
સામા ઓરડીઆમાં અધમણ ખાજા,
અમૂલભાઇ પરણે ત્યારે વગડાવો વાજા,
રાજ કોયલ બોલે:

### કોયલ

કિયા ભાઇને મોભારે મોતી જડયા,
કિયા ભાઈની વળિયે વીંટયા હીર રે,

તું બોલે રે મારા રૂદિયા પરની કોયલ.
કિયા ભાઇનો મોભી ઘોડા ખેલવે,
કિંયા ભાઈનો કાનુડો ગોવાળ રે,
તું બોલે રે મારા રૂદિયા પરની કોયલ.

## બગલાં

આંગણે આસોપાલવના ઝાડ કે
બગલાં બેસી ગિયાં રે લોલ.

બગલા ઊડી ગયા અંકાશ કે
પગલાં પડી રિયાં રે લોલ

દાદે મારે દેશ જોયો પરદેશ કે
દીકરી દઇ દીધી રે લોલ.

ઘેડી મારી હવે ન કરીએ વિચાર કે,
ભાગ્ય તારાં લઇ ગિયાં રે લોલ.

## બગલાં

બગલું આવે ને ઊડી જાય રે,
બોલી કલકીને લઈ જાય રે,
વાંહે રામકો ઘોડયો જાય રે.
હાય મારો ખાટલો ખાલી થાય રે.
હાય મારા પૈસા પાણી થાય રે
હાય મારા છોકરાં નમાયાં થાય રે.
હાય મારા કળમાં કલંક થાય રે.

## ઢેલ

હાય વોય રે કૂવામાં ઢેલ ઊતારી
હાય વોય રે ઢેલને કેટલાં બચ્ચાં?
હાય વોય રે ઢેલને બે બે બચ્ચાં
હાય વોય રે એને કોણ ખવરાવશે?
હાય વોય રે એને કોણ ચણ નાંખશે?

## ચકલી

ચકલી છૂંદી હાય હાય.
નેવે ટાંગી, હાય હાય.
કઢી વઘારી હાય, હાય.
રોટલા ટીપ્યા હાય, હાય,
ફૂટો મારી બેન્યું હાય હાય.
હાથ સમાણી હાય હાય.

## પારેવાં

પાંચ પારેવા ઘૂમતાં પારેવાં લ્યો.
વચમાં ઘૂમે મોર માના જલમ્યા પારેવાં લ્યો.
હું મનુભાઇ વિનવું પારેવાં લ્યો,
બેરીમાં શું મોયા મારા વીર, પારેવાં લ્યો:
બેની લાજવાળી રે પારેવાં લ્યો.

## મોર

મારે આંગણ અમરત આંબો રોપિયો,
મારે આંગણ ટોડલે કોર્યા મોર,
વધાવો મારે આવિયા.

મારે આંગણ સહિયર પારેવાં ઘૂઘવે,
મારે આંગણ બેઠો કળાયલ મોર,
વધાવો મારે આવિયા.

મારે આંગણ સોનાનો સૂરજ ઊગિયો,
મારે આંગણ મોતી પૂર્યા ચોક,
વધાવો મારે આવિયા.

* * *

મારે આંગણિયે તળશીનો ક્યારો,
તળશીને ક્યારે રૂડા રાસ રમે.
રૂડા રાસ રમે, મોર મોતી ચણે,
મોર મોતી ચણે ઢેલ્યું ઢૂંગે વળે.
ઢેલ્યું ઢૂંગે વળે લીલો ચમરો ઢળે.
લીલો ચમરો ઢળે, ક્યા ભાઇને ગમે
કાળુભાઇને ગમે, તેનો મોભી પરણે.

## પંખીડાં વિ'વા કરે

નાખ્યો રૂપાળો માંડવો, સૂડા શણગારે થંભ
તેતરે તોરણ બાંધિયા, રૂડો કીધો આરંભ
આ પંખીડાં વિ'વા કરે.

મકોડો હાલ્યો માળવે, લાવ્યો માળવિયો ગોળ,
કુંજડા ઘઉં લાવિયા, કોયલ ગાય છે ગીત.
આ પંખીડાં.

વૈ બેઠી વડાં કરે, કાબર ભરડે છે દાળ,
ઉડતો આવ્યો કાગડો, વૈ મને વડું ચખાડય.
આ પંખીડાં.

કોર ભાંગીને ચખાડિયું મીઠું ઘોડેરું નાખ્ય,
ખોટું લાગે તો મારા સમ, તું તો ઘોડેરું ચાખ્ય.
આ પંખીડાં.

હંસના હાથમાં સૂંડલી પોતે પીરસે પકવાન,
ગરુડજી ઘી પીરસે, જમે છે સઘળી જાન.
આ પંખીડાં.

સૂડે સોપારી આપિયા, પછી સૌ થયા તૈયાર,
પોપટજી વરરાજિયા બેઠા વેલ્ય મોઝાર.
આ પંખીડાં

લીમડેથી જાન ઉઘલી, ચાલી અધ્ધર તે વાટ,
બગલે બંધુક બાંધ્યું, તેતરે બાંધી તરવાર.
આ પંખીડાં.

આવે જાતાં થયા રીઢિયા, ખેરો લૂંટે છે જાન,
પાંખો તોડી કાગાભાઈની, ભૂલ્યો સઘળું તે ભાન.
આ પંખીડાં.

બગલે મારી બંધુકડી, તેતરે મારી તરવાર
ખેરો નાસી ગયો અંકાશે, પોતે પામીને હાર.
વડલા તે ગામે આવિયા, વર્યા પોપટી નાર,
આ પંખીડાં.

હંસ ગોરે પરણાવિયા, ઘિયો જેજેકાર.
આ પંખીડાં.

---

પૃ. ૨૭૩થી ચાલુ]

રમત ન દઈએ સુથરી, જેનાં રમતે મન ડોળે;
પોતાનાને પાળે નહિ, બીજાનાં લઈને બોલે.

પડયા ચભાડાં પાંચસો, સોઢા વીસું સાત;
એક તેતરને કારણે, અણુ રાખી અખિયાત.

ડુંગરિયા હરિયા હુવા, વન ઝિંગોરે મોર;
ઈ રતમાં ત્રણ સંચરે, ચાકર માગણ ને ચોર.

નીંદર નાંવે નવ જણાં, કહો સખી કિયાં?
જપિયાં, તપિયાં, રૈનપિયાં, અપિયાં, ચકવો,
ચકવિયાં, ઝાઝ-વિયાં જિયાં;
પ્રીત વછોયાં, બહુ રણાં, ખટકે વેર હિયાં.

### મોર દુશ્મન પાડ્યો

મેડી માથે મોર, બેઠો બપોડા બેસવે;
ઊડી જાને ચકોર, જાગીને જણ ઘેરશે.

ο ο ο

પાદરને પીપળે ઇ મદઈ થિયો મોર;
ઘણુ થઇ સાલે ઘટડે જાણે ચિતડાનો ચોર.
ચિતડાનો ચોર એને સહુ દુનિયા જાણે,
મદઇ થિયો મોર તે મોજું માણે;
ભાંગતી રાતનો ઇ કરે ઘોર,
પાદરને પીપળે ઇ મદઈ થિયો મોર.

ο ο ο

હાલને વનરા ઢૂંઢીએ, ઈ મારે ઉડાડિયે મોર;
જે નાકે હલામણુ સંચર્યો તૂટી કાળજની કોર.
તૂટી તે કાર કાળજની ગઈ,
હાલ હલામણ હોય ત્યાં રહીએ જઈ;
ભાંગતી રાત ને કરે ઘોર,
હાલને વનરા ઢૂંઢીએ મળી ઉડાડિયે મોર.

### અનળ પંખી

અનળ પંખીડાં ઊડિયાં, આભ જમીન વચાળ;
ચારો કરી સિંહલદ્વીપનો બાંધો ગજકરણ ગળેહાર.
ગજકરણને ગળે બાંધ્યો હાર તે ન વિસરે
સોન વેલ કરી સાબદી નીસરે
કહે સપિયાદે બાનડી વેલને તે કેમ લાગી વાર?
અનળ પંખીડાં ઊડિયાં, આભ જમીન વચાળ.

### રમતોમાં પંખી

અગલું નાચે, બગલું નાચે
મોર ભવાયો નાચે.

*

ઘરને માથે ઘૂડ બેઠું, કુવામાં કબુતર પેઠું;
ઝાડ ઉપર બગલું બેઠું, ફૂલડામાં સાપોલિયું દીઠું
એવું શું હું જોઉં મોટાભાઇ એવું શું હું જોઉં?

*

કાનીઓ કૂકડી, ભરી બંદૂકડી
ગ્યો'તો ના'વા, લઈ ગ્યા બાવા

*

કાંકણહાર કંબોડી
વળિયો લઉં છું અંબોડી

# લગ્નગીતોમાં ને લોકગીતોમાં પંખી

સં. કરસન પઢિયાર

## કુંજ–કોયલ–પોપટ

લાંબી તે લાંબી...ડોકની...એ ..કુંઝડ રાણી...
તારા મધદરિયે મનડાં...મોયાં રે...કુંઝડ રાણી...
કાળી તે કાળી...પાંખની...એ...કોયલ રાણી...
તારા આંબલિયે...મનડાં...મોયાંરે...કોયલ રાણી.
પીળી તે પીળી...પાંખનાં..એ... ભમરારાણા...
તારા વાંહડિયે...મનડાં...મોયાં રે–ભમરારાણા...
લીલી તે લીલી...પાંખના...એ... પોપટરાણા...
તારા પાંજરિયે...મનડાં...મોયાં રે–પોપટરાણા...
રાતી તે રાતી...મોળના...એ... ભાઇ રાણા....
તારા લાડડિયે...મનડાં...મોયાં રે...ભાઇરાણા....

## કોયલ ને સૂડો

કાળીશી કોયલ...શબદે સોયામણી...
હાલોને કોયલ આપણા દેશમાં...(૨)
કેમ કરી કોયલ એ વન વાસ્યાં....
કેમ કરી સૂડોરાણો રીઝ્યા...
આંબા આંબલિયે એ વન વાસ્યાં...
ટૌકડે સૂડોરાણો રીઝ્યા...(૨)
કેમ કરી...બેનીબા એ વન વાસ્યાં...
કેમ કરી...રાણો રીઝ્યાં...(૨)
દીકરા દીકરીએ...એ વન વાસ્યાં..
...રાણો રીઝ્યાં...

## કોયલ

કોયલ બેઠી જૂનાગઢને ગોખ...(૨)
મોરલિયો બેઠો રે ગઢને કાંગ રે હો રાજ....
કોયલ માગે કડલાની જોડ....(૨)
ભાઈ માગે રે લડિયલ લાડડી હો રાજ...
કાંબીયુ–હારલો–પારલો–ટીલડી–નથડી–વિગેરે

## હંસ

ગાગર ઉપર બેઠો લીલો હંસ રે..
આ...હંસ કોણે ઉડાડીઓ રે—
કયો હંસ રાજા કેમ કરી જાશો પરદેશ રે—
આ કેમ કરી દારયો ડોળશો રે
પાંખે ઉડી જાશું પરદેશ રે આ—
ચાંચે દરિયો ડોળશું રે—

## મોર

મોર તારી સોનાની ચાંચ...
મોર તારી રૂપાની પાંખ,
સોનાની ચાંચે રે મોરલો—
મોતી ચણવા જાય—(૨)
મોર જાજે ઉગમણે દેશ....
મોર જાજે આથમણે દેશ
વળતા જાજેરે વેવાયુંને માંડવે હો રાજ....(૨)
..વેવાઇ સૂતો છો કે જાગ...
વેવાઇ સૂતો છો કે જાગ,
મારે....ભાઇ વરરાજે સીમડી ઘેરી માણારાજ.(૨)
સીમડીએ કાંઇ સમર ઢળાવ,
સીમડીએ કાંઇ સમર ઢળાવ,
સમરનો હોંશી વીરો મારો આવ્યા માણારાજ..(૨)
મોરલા આવડું તું રૂપ કયાંથી લાવ્યો રે—આ...
મોરલો રે મરત લોકમાં આવ્યો...ટેક
નાભી રે કમળમાંથી ઊડયો એક મોરલો ને—
શૂન શિખરમાં સમાયો...(૨)
સુરતા સુહાગણ...સુંદરી...સુંદરી રે ભાઇ...(૨)
સૂના સૂના શહેર જગાયો..રે...મોરલો૦૧
ઇંગલાને પિંગલા તારી અરજુ કરે છે—
મારો...નાથ હજુ કેમ નાચે..(૨)
કાંતો શામળિયો મારો રોશે ભરાણો–કાંતો–
ઘરના ધંધામાં ઘેરાયો રે... આભમોરલો૦૨
રૂડોને રૂપાળો મોરલો...અજબ રંગીલોને...
વરણ થકી વરતાયો...(૨)
પાંચ બળદીએ એને ગાડે રે જોડયો....ત્યારે...
હાંકે તેમ હાલે સવાયો રે...આ...મોરલો૦ ૩
ઢાચી રે કાયાનો મોરલા ન ઠરિયે ભરોસોને–
નથી રે પરથમી માથે પાયો...(૨)

ઉગમશી ચરણે જ્યારે નારણ બોલ્યો ભાઈ...૩
હેતે હારના ગુણ ગાયો રે...આ...મોરલો૦૪

## મોરની મધુર વાણી

મોર બોલે મધુરી રાત રે.
નીંદરા ના'વે રે...ટેક
હું તો સૂતી'તી સેજ પલંગ રે....
ઝબકી ને જાગી રે...મોર૦ ૧
હું તો હાલી'તી વનરાવન રે...
ફૂલડાં લેવા રે...મોર૦ ૨
હું તો હરખે પરોવતી હાર રે.
અધવચ તૂટયો રે...૦ ૩
મારી બોલ્યા જનનની પ્રાત રે,
તોડી કેમ તૂટે રે...મોર૦ ૪

## (મારે ટોડલે બેઠો મોર)

મારા ટોડલે બેઠો રે....મોર કાં બોલે.!!...(૨)
મારા હૈડા હારોહાર, મારાં દલડાં લે'રે જાય–
જનાવર જીવતાં ઝાલ્યાં રે.. મોર કાં બોલે–ટેક
મારા કડલે બેઠો રે.... મોર કાં બોલે... (૨)
મારી કાંબીયું લે'રે જાય, — જનાવર ૦ ૧
મારા ચૂડલે બેઠો રે...મોર કાં બોલે .... (૨)
મારી ગુજરી લે'રે જાય — જનાવર૦ ૨
મારા કમખે બેઠો રે... મોર કાં બોલે...(૨)
મારી ચૂંદડી લે'રે જાય — જનાવર૦ ૩
મારા હારલે બેઠો રે.... મોર કાં બોલે.... (૨)
મારો પારલો લે'રે જાય, — જનાવર૦ ૪
મારી નથડી બેઠો રે — મોર કાં બોલે... (૨)
મારી ટીલડી લે'રે જાય, — જનાવર૦ ૫

## હીરાગર મોરલા

મારા હીરાગર મોરલા... ઉડી જાજે — (૨)
ઉડી જાજે સામે વડલે જાજે—મારા હીરાગર૦
મારા કલેજાની કોર–મોર ઉડી જાજે...(૨)
મારા ચિતડાના ચોર મોર ઉડી જાજે—મારા..ટેક.
મારા પગ કેરા કડલાં લેતો જાજે....(૨)
લેતો જાજે સામે વડલે જાજે — મારા૦ ૧
ચૂડલો – હારલો – પારલો – વિગેરે –

## માધવરાયનો મોરલો

હરિ હરિ તે વનનો મોરલો ગિરધારી રે– (૨)
રાણી રાધા ડુંગે રમે ઢેલ, જીવનવારી રે–ટેક
મોટા મોટા માધવપર ગાંમડાં ગિરધારી રે...(૨)
મોટા મોટા માધવરાયનાં નામ — જીવનવારી રે
હરિ૦ ૧
મોટા મોટા ચોરવાડ શેર ગામડાં ગિરધારી (રે)–
હરિ૦૨
મોટા મોટા લોવાની આઈના નામ–જીવનવારી–રે
મોટા મોટા કાણેક શેર ગામડાં ગિરધારી રે–(૨)
મોટા મોટા કનકાઇ આઇના નામ–જીવનવારી–રે
હરિ૦૩

## મોર ને ઢેલ

મારે આંગણીએ રૂડા રામ....રમે....
રૂડા રામ રમે....મોર મોતી ચણે–
મોર મોતી ચણે...ઢેલ ડુંગે વળે–
ઢેલ ડુંગે વળે... કીયા ભાઇને ગમે–
કીયાભાઇને ગમે એનો મોભી પરણે–મારે૦ ૧

## મોરનાં રૂપ

મોરલાની ડોકે છે ગળિયલ મોતી...
આંખડિયે રૂડાં આભલાં રે....લોલ....ટેક
માડી તમે વાળુડિયાં પીરસાવો
જીવનમારો જાતો રે'શે રે–લોલ–(૨)
દીકરી ઘેલડિયા ના થાઓ–
જીવનતારો ઝાંપે ઉભો રે–લોલ–મોરલાની૦૧
(અપૂર્ણ)

## રીસાણી ઢેલ

મોર બોલે ને ઢલડી રીસાણી...(૨)
તારે શેનો જોઇએ શણગાર–એક મોર બોલેને૦ટેક
મારે પગ પરમાણે કડલાં...(૨)
મારી કાંબીએ રતન જડાવ–એક મોર બોલેને૦૧
ચૂડલો–હારલો–નથડી–ટીલડી. વિ.

## મોર ને કોયલ

વનમાં બોલે ઝીણા મોર–
કોયલ રાણી કીલ્લોલ કરે રે લોલ.
ઝીણા ઝરમર વરસે મેઘ–વાદલડી

વાચે વળે રે લોલ.–ટેક
બાઇ મારો ઉતારાનો કરનારો–
જાદવરાય ક્યારે આવે રે લોલ.
આવશે સાતમને સોમવારે–
આઠમને અધરાતે રે લોલ–વનમાં૦ ૧.
દાતણ ભોજન, મુખવાસ, વિ.

## ગોકુળના મોર

વા વાયાને વાદળ ઉમટયાં.–
ગોકુળમાં ટૌકયા મોર...
મળવા આવો સુંદરવર શામળિયા.
તમે મળવા ના'વો શા માટે
નહિં આવો તો નંદજીની આણ–મળવા૦ ૧
તમે ગોકુળ તે ગૌધણ ચાર'તા,
તમે છોરે સદાયના ચોર–મળવા૦ ૨
તમે કાળી તે કામળ ઓઢ'તા–
તમે ભરવાડના ભાણેજ–મળવા૦ ૩
તમે વૃજમાં તે વાંસળી વાજ'તા,–
તમે ગોપીઓના ચિત્તના ચોર–મળવા૦ ૪
મહેતા નરસૈયાના સ્વામી શામળિયા–
અમને તેડી રમાડયા રાસ–મળવા૦ ૫

## મૈયરનો પોપટ

પોપટ બોલે મારા મૈયરનો...(૨)
નણુદી ઝૂલે છે નેવા હેઠ મોરી નણુદી.
પોપટ૦ ટેક.

કયો તો નણુદલબા કડલાં ઘડાવી દઉં....(૨)
કાંબીએ લાડ લડાવું મોરી નણુદી.
પોપટ૦ ૧.

કયો તો નણુદલ બા ચૂડલો ઘડાવી દઉં....(૨)
ગૂજરીએ લાડ લડાવું મોરી નણુદી.
પોપટ૦ ૨

કયો તો નણુદલ બા હારલો ઘડાવી દઉં...(૨)
પારલે લાડ લડાવું મોરી નણુદી.
પોપટ૦ ૩
કયો તો નણુદલબા, નથડી ઘડાવી દઉં...(૨)
ટીલડીએ લાડ લડાવું મોરી નણુદી.
પોપટ૦ ૪

## પોપટ ને નોતરાં

મે'રે પોપટ તને વારિયો રે પોપટ
રાસડે રમવા આવ મારા પોપટ
જાજે જહાજીની મેડિએ રે પોપટ
જહાજીની રાણિયું છેલ મારા પોપટ
તુજને ઘડાવશે ઘૂઘરા રે પોપટ
હરખે ઘડાવશે હાર મારા પોપટ

## કુંજડી ને સંદેશો

કુંઝલડી રે સંદેશો અમારો,
જઇ વાલમજીને કેજો જી રે–ટેક.
માણુસ હોય તો મુખો મુખ બોલે,
લખો અમારી પાંખડિએ જી રે–કુંઝલડી રે૦ ૧
ઓલા કાંઠાના અમે રે પંખીલડાં,
ઉડી ઉડી આ કાંઠે આવિયાંજી રે–કુંઝલડી૦ ૨
કુંઝડીને વાલો મીઠો મેરામણુ–
મોરને વાલું ચોમાસું જી રે–કુંઝલડી૦ ૩
રામ લખમણુને સીતાજી વાલાં.
ગોપિયું ને વાલો કાનુડો જી રે– કુંઝલડી૦ ૪
પ્રીતી કાંઠાનાં અમે રે પંખીલડાં–
પ્રીતી સાગર વિના સૂનાં જી રે–કુંઝલડી૦ ૫

## ચકલીના ખેતરમાં

ચકલી તારા ખેતરમાં મેં ઝીંઝવો વાવ્યો...(૨)
ઝીંઝવે ચડી જોઉં તો કોઈ આદમી આવે...(૨)
લીલી ઘોડી પીળો ચાબકો...ભાઈ આવે...(૨)
ઘૂઘરિયાળી વેલ્યમાં.......વઉ આવે...(૨)
હાલર હૂલર બેટડો, હાલર હૂલર બેટડો,
ધવરાવતી આવે...(૨)
દૂધે ભરી તલાવડી નવરાવતી આવે...(૨)
ખોળામાં ખારેક ટોપરાં પટકાવતી આવે...(૨)

 ૧૪૩૦૫

ફોન : ૨૬૭૭૮–૨૬૨૫૮

# શાહ–કુંડલિયા એન્ડ કું.

રજની બિલ્ડીંગ, ભૂપેન્દ્ર રોડ–રાજકોટ.

૦ સૌરાષ્ટ્ર સરકીટમાં ચાલે છે ૦

## બઢતી કા નામ દાઢી

( ઈસ્ટમેનકલર )

— ડાયરેકટર અને મ્યુઝીક ડાયરેકટ —

કિશોરકુમાર

પાત્રો : કિશોરકુમાર, બિન્દુ, આઈ.એસ. જોહર, કે.એન. સીંગ, સુંદર, અનવરહુસેન અને શીતલ

અઢી કલાક ખડખડાટ હસાવતું, કોમેડી, સંગીતમય અને નવીન ફાઈટીંગ

કિશોરકુમાર પ્રોડકટસ પીકચર

અમારાં ચાલુ ચિત્રો

નફરત, ધમકી, રોકી મેરા નામ, એલએસડી, અપના ફર્જ.

(ઇંગ્લીશ)

# શાહ પટેલ એન્ડ કું.નાં

ચાલુ ચિત્રો :

હીરા, અગ્નિ, નકલી નવાબ,

–: બુકીંગ માટે મળો :–

Oormy Navrachana Rajkot-1 (Nov.' 74) કીં.રૂ૫-૦૦ Regd. No. G-RJ. 82